

# તારાજે તકદીર

ઝીણી પેમાસ્તર.

નવરાસની ૧૯૨૯ નાં સાલની ભેટ.

# તારાજે તકદીર

( એક ઇંગ્રેજી સંસારની વાર્તા )



લખનાર:--"ઝીણી. કે. પેમાસ્તર."



આવૃત્તી પહેલી. સં. ૧૯૮૬. ઇ. સ. ૧૯૨૯.

કીંમત રૂા. ૧॥

આ પુસ્તક ગજાનન વિશ્વનાથ પાઠકે આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ મધ્યે છાપ્યું છે અને **મીસીસ મેહેરબાઈ માણેકજી દાવરે**, ચીનાઇ મેન્શન વૉડહાઉસ રોડ, કોલાબા મુંબઈ મધ્યેથી પ્રગટ કર્યું છે.

# અર્પણ

વાંચણુનાં અતી શોખીન અને માહારા
લખાંણોનાં સહુથી મોટાં વખાંણનાર
: : : માહારાં અપાઈજી : : :

બાઈ દીનબાઈ નસરવાનજી વકીલ,

માહારૂં આ પુસ્તક ઘણી ઘણી હેતભરી
દુવાઓ સાથે તમો મુરબીજીને

અર્પણ

કરવાને નમનતાઈપુર્વક
રજા ચાહું છું જી.

લી. દીકરી.

જીણી

# તારાજે તકદીર

લખનાર:—જીણી કે. પેમાસ્તર.

તે

સાચા પણ કાચા, પાતાળ પાણી.

બેવડી આગમાં બાનું, અગ્યારમે કલાકે,

હીણનસીબ હકદાર, જુદી જગત.

ખુબસુરતીને ખાતર, ખુબસુરત બલા,

મુવેલી કે જીવતી.

વિગેરે વિગેરેનાં કર્તા.

નામ "ઝેપ્લીન"

તમારા પૈસાનો પુરેપુરો બદલો આપવા
બંધાયલું છે.

ટ્રેડ માર્ક "ઝેપ્લીન" ઘડીયાળની ઉંચી
જાત માટેની ખાત્રી છે.

રીસ્ટ
ઝેપ્લીન



નીકલ રૂ. ૨૨.
સીલ્વર રૂ. ૨૬.
રો. ગો. રૂ. ૨૮.

ડીસ્કાઉન્ટ ૧૫ ટકા

રીસ્ટ તેમ જ પોકેટ દરેક નાની મોટી ડીઝાઇનમાં
કેટલૉગ આજે જ મંગાવો.

એચ. ભગતની કું૦

નુરમેનશન, ૮૨-૮૪ અબ્દુલ રહેમાન સ્ટ્રીટ,
મુંબઇ, ૩.

૧૪૯૯૪

# પ્રસ્તાવના

૧૯૨૭ નાં સાલે નવરાસની ૨૫, વર્ષની સીલવર જયુબીલી પડતી હોવાથી મેં તેને ' એક ખાસ અવસર માની મારા કદરદાન વાંચકો વચ્ચે મરહુમ માનવંત શેઠ જહાં. બે. મર્ઝબાનની લોકમાન્ય કલમથી લખાએલી " તોફાની બારકસ " નામની એક નાદર નોવેલ સુંદર બાઇન્ડીંગ સાથની વેંહેચી હતી. તે પછીથી મારાં મેહરબાન ગ્રાહકોને એક જાતનો એ ભેટનું પુસ્તક હરસાલ મેળવવાનો ચસ્ટો થઇ પડયો છે અને તેથી મારે કપાળે એ કાયદો જો કે કોઇબી કાયદા પોથીમાં યા કોર્ટે નહીં નોંધાયલો છતાં ફરજયાત ચોંટી ગયો છે અને એ કારણમાં ભેટનાં પુસ્તકની માંગણી છેક વરસ શરૂ થતાં જ મને ચાલુ અલગારમાં આવી મળે છે. એને હું મારી ખુશનશીબી કહું કે કમનશીબી કહું પણ આધીન છું ને મારાં લાયક, ખરીજ કદરસનાશી કરી જાણનારાં ગ્રાહકોને ખુશ કરી તેમની સેવામાં ખડું રહેવું એ હું મારો ધર્મ સમજું છું.

એ ઉપર જણાવેલા કાયદાને અનુસરીને મેં ગયે સાલ એક કીસબી ને અચ્છા લેખક તરીકે જાણીતાં થએલાં બહેન Echo ની કલમથી લખાયલી ધુપ–છાંવ ! ગ્રાહકોની ખીદમતમાં ધરી હતી જયારે આજે એક ખરૂંજ નામીચું નજરાણું એજ વાહલાં વાંચકોની સન્મુખ ધરતાં હું ખુશી ને સંતોષ સાથ તેને માટે પહેલો આભાર તે કરીમો કારસાજનો માનતાં હેશાનમંદ જીગરે નમું છું.

ત્યારપછી બીજું હેશાન એ પુસ્તકનાં લેખક બહેનનું મારે માનવાની શુભ ફરજ અદા કરતાં મને ખુશાળી હાંસલ થાએ છે. આજે તમારા મુબારક હાથોમાં બીરાજી રહેતી એ નોવેલ જાણીતાં ને જવાન લેખક બહેન ઝીણી–પેમાસ્તરની સરળ કલમનું સ્તુતિમય પરીણામ છે. ઝીણી બહેન નામે ને દેખાવે ઝીણાં ને નાજુક હશે પણ તેમની લખાણ કરવાની શક્તિ તો ખરે જ એક મર્દ બચ્ચા જેટલી બહોલી

વિસ્તારી ને કાબેલ છે. તેમાં શક જરાએ નથી જ. નાની ઉમ્મરમાં જે વિખ્યાતી એમને ફાળે નોંધાઇ છે અને જે બહોળા પ્રમાણમાં વાંચણ એવણે વાંચનારી પ્રજા સન્મુખ ધર્યું છે તે ખરે જ હેરત કરવા જોગ હદ સુધીનું ઉત્તમ, સુંદર સરળ અને એકે અવાજે સ્તુતિપાત્ર જ છે. અને ત્યારે ભેટનાં પુસ્તક દાખલ તેવું જ એક નાદર પરીશ્રમનું પરીણામ નવરાસ પ્રત્યે ધરવાને આ સાલ એ મારાં ખરે જ ચાહતાં બહેન મહેરબાન થયાં છે તે માટે એમનો દીલોજાનથી આભાર માનું છું.

અને સૌથી છેલ્લો અને ખાસ અગત્યતા ધરાવતો હેશાનનો ઉલારો હું મારા જાહેરખબરી મહેરબાન સદગૃહસ્થોને જણાઉં છું. નવરાસની આ ફાંકડી ભેટ ખરેખર તે તેમના ટેકાંને જ આભારી હું લેખું છું. અને તેમની જ સહાયતાથી આવું એક નમુનેદાર પુસ્તક હું બાહેર પાડી શકું છું એમ ખાત્રીથી જાણું છું અને જેમ ને જેટલા, તેઓ મને મદદરૂપ છે તેમ ને તેટલા જ પ્રમાણમાં એ મહેરબાનોનો લાભ પણ હજારો હાથ ને લાખો ઉમંગોથી એ પુસ્તક વંચાતાં સંધાશે એવી મારી ઉમેદ છે, દુઆ છે, અને તે સાથો સાથ મને એકે સંદેહ નથી કે નવરાસ અને નવરાસની ભેટ તમામ ધંધાદારી વર્ગ માટે એક મોટું એડવરટાઇઝમેન્ટ મીડીયમ થઇ પડે છે અને તેનો લાભ લેનારાઓ અવશ્ય ખાટે છે જ. સદા સુખી, સદા આબાદ ને સદા સલામત રહો એ મારા સાચા મદદગાર રસીકો.

એવું ઇચ્છતી દુઆગીર બહેન
**મહેરાં માણેકજી દાવર**

# તારાજેતકદીર

## પ્રકરણ ૧

### બંદીખાનામાં



**વાં**ચક મેહરબાન, જ્યારે એક માણસનું તકદીરજ તેને તજી ગયું હોય, તારાઝ કરી ગયું હોય, ત્યારે, મબલક પૈસો, અપાર ખુબસુરતી, બાહોશી અને હુશ્યારી ક્યાં કામ આવી શકે? જો એક જવાન મર્દ યા ખીલતી કળી જેવી સુંદરી, એક દુધમળ બાળક સમાન નિરદોશ અને બેગુનાહ હોય છતાંબી જો તેનું નસીબ રૂઠયું હોય, તેનું તકદીર તેને તજી ગયું હોય તો તે નિરદોશ છતાં દોશીત લેખાય એ શું બનવાજોગ નથી?

સઉ કશાંમાં તકદીર જોઇએ. ઉત્તમ નસીબ! જ્યાં નસીબ જ ફુટયું અને તકદીર જ તજી ગયું ત્યાં વગર વાંકે, વગર કારણે નિરદોશ છતાં દોશીત ઠરી, અનેક અપજશ, અનેક હાડમારી, અને અનેક દુખો વેઠવાં પડે છે, અને એ જ કિસમની આ કહાંણી, એક ભોળી નિરદોશ બાનુનો અચુક દાખલો રજુ કરે છે.

તે મોટી ઉજાસવાલી કોરીડોરની બન્ને બાજુએ એક સરખી સળીઆ જડેલી ઓરડીઓ આવેલી હતી. હાલ ત્યાં સ્મશાંન જેવી

શાંતી વ્યાપી રહી હતી, જ્યારે તે ઓરડીઓમાં કેદ પડેલા બાપડા કેદીઓનાં મન અને જીગરની સ્થીતી કેવી હશે તે તો એકલો ખુદા અને તે પોતે જ કહી શકે.

નિચાં છાપરાંવાળી એક સરખી તે ઓરડીનાં મજબુત બંધ થએલાં બારણાંમાં ઘણાંબી કેદીઓ હશે, મગર વાંચનાર, નંબર ૨૧ વાળી એક નાહાની ઓરડીમાં તું તાહારી નજર ફેરવ. જ્યાં આખા ઈંગ્લન્ડને ચકચુર કરી રહેલી, જવાન અને અદ્દભુત ખુબસુરતી ધરાવતી એક અબળા હાલ ત્યાં બેઠેલી હતી. એક ગમગીન છાપથી તે તેજસ્વી સુંદરતા કાંઇક મંદ પડેલી જોવાતી હતી જ્યારે તે મનોહર આંખો દુખનાં બોજા હેઠળ ઝુમી પડેલી જોઇ શકાતી હતી. તેણીનો કેસ હજી શકમંદ હોવાથી તે કેદીનાં લેબાશમાં હતી નહી. પણ પોતાનાં જ કાળી મખમલનાં ભપકાદાર પોશાકમાં તે સજ્જ થએલી હતી. તે પોશાક કે જે અહીંની ભયભરેલી કંગાલ્યત વચ્ચે ઘણી હદ સુધીનો નહી છાજતો નજરે આવતો હતો.

તે એક ચિતારાની પીછીને હરખાવે તેવુંજ એક રમણ્ય છતાં કરૂણામય ચિત્ર રજુ થતું હતું. નિચાં છાપરાંની તે ચાર દીવાલો વચ્ચે, જાંણે ઘેરા સેટીંગમાં જડેલો એક હીરો ચમકતો હોય, તેવી ખુબસુરત જવાન અને ખીલતી કળી જેવી તે તેજસ્વી સુંદરતા ત્યાં બેઠી હતી. સુર્યનું એક કીરણ સીધું તેણી ઉપર ઉતરતું હતું. તેણી ગમગીન ચેહરે ગુપચુપ બેઠી હતી. તેણીનાં નાહાનાં નાજુક હાથો જોડાઇને તેનાં ખોળામાં બેતાકાત પડેલા, તે કાળા પોશાક ઉપર જાંણે જીણાં બે "સ્નોડ્રોપ્સ" પડયા હોય તેવાજ જણાતા હતા. ઘડીમાં, નસોસ જીવે બેસી રહેતી તો ઘડીમાં ઘણી ગુસ્સામાં ચમકી ઉઠતી જોવાતી, જ્યારે એક બી વખત ખુદા આગળ બંદગી કરતી કે અરજ કરતી તો તે જોવાઈજ નહી.

હાલ આખાં ઇંગ્લન્ડ અને સ્કોટલન્ડનું ધ્યાન આ જવાન અને ખુબસુરત છોકરી ખેંચી રહી હતી. દરેકે દરેક પેપર મોટા પપરડા

જેવા અક્ષરે તે બીનાં અને તેણીની આગળી અને હાલની જીદંગીનાં હેવાલો છાપી રહ્યા હતા. અને લોકો મોટા ઉત્સાહથી તે બીનાં માટે વાતો કરતાં. જેમ જેમ બધાં વિચાર કરતાં તેમ તેમ અજબ થતાં. કારણ તે ભેદ ભરેલો કેસ જવાન અને સુંદર હેસ્ટર બ્લેરને લગતો હતો. એનગસ ગ્રાહામ બ્લેર એસક્વાયર એક મોટી મીલકતનો માલેક અને પૈસે પુર સોસાયટીનો જાણીતો સભાસદ હતો, અને તેની મોહરદાર દાખલ સુંદર હેસ્ટર સર્વની માનીતી અને વખણાયલી હતી, એટલે સોસાયટીનાં આવા જાણીતા માણસનું એકાએક ખુન થયું અને તેની મોહરદારને કેદ કરવામાં આવી, એ ભેદભરેલી બીનાંથી આખું ઈંગ્લન્ડ ભભડી ઉઠે અને બધે બધ ચકચાર થઈ જાય તેમાં નવાઈ એ શું હોય ?

તે કેદખાનાંનું મોટું ઘડીઆળ ગાજી રહ્યું. અને તેમાં અગ્યારના ટકોરા પડતા હેસ્ટરે ગણ્યા. ફક્ત અગ્યારજ વાગ્યા હતા ? રે ખુદા, કમનશીબ હેસ્ટરને તો જાંણે અગ્યાર વરશો વહી ગયાં હોય તેમજ લાગ્યું.

તે એક ખુશનુમાં જુન મહીનાંની ગરમ સહવાર હતી. અને હાલ અગ્યાર વાગ્યા હતા. આ વખતે જો તે સહીસલામત પોતાને ઘરે હતે તો શું કરતી હતે તેનો ખ્યાલી ચિતાર તે કમનસીબ કેદી બરાબર જોઈ શકી. અરે ત્યાંનો તળાવ કેવો સૂર્યનાં તેજમાં ઝમકી રહ્યો હશે. લીલાં ઝાડો, રાતા ગુલાબો અને સુફેદ લીલીઝ કેવી ખીલી રહી હશે. કબુતરો કેવાં ગોળ કુંડાળામાં ઉડતાં હશે. અને હંસ કેવાં તળાવ ઉપર પાંણીમાં તરતા હોવા જોઇએ. બધું તે પોતાની ખ્યાલી નજરમાં જોઇ રહી.

ભયની એક જીણી ચીસ સાથે હવે ઉઠીને તે ઉભી થઇ અને અહીં તહીં તે નાની ઓરડીમાં ફેરા ફરવા લાગી. " અરે ખુદા, " તે બબડી, " મને જરા એકજ વખત ખુલ્લી હવા દમમાં લેવાની મળે તો આ આફત હું વધુ સહેલાઈથી ખમી શકું. ચોખ્ખી હવા વગર તો હું જાંણે ગુંગળાઇજ ગઇ. "

એકાદ પળની શાંતી પછી તે કડવાસથી ધીમું હસી, "જો અત્યારે હું ઘર હતે," તેણીએ પાછો બબડાટ ચાલુજ રાખ્યો "તો તળાવ આગળ બેસીને પક્ષીઓને જોતી હતે, નહી તો સીડરનાં છાયાં નિચે વાંચતી પડી હતે. જ્યારે હાલ ગ્રેટ હેવન્સ, ફાંસીના લાગડાંની લગોલગ હું ઉભેલી છું તે શું અજબ જેવું નથી? ખુદા ખુદા, મારી પર દયા કર. મને તે લોક ફાંસી ચઢાવી શકશે જ કેમ? હું એક છોકરી છેઉં ને એક છોકરીને ફાંસી ચઢાવેજ કોણ? હું માનું છ કે લોકો માહારી ઉપર દયા કરી મને ફાંસીએ જતાં બચાવીજ લેશે. માહારે બીહીવું નહીજ જોઇએ."

તેણી પોતાનાં વિચારોમાં અટકી ગઇ. કેમકે બાહેર કાંઇ ખખડાટ થયો અને બીજીજ પળે બારણું ખોલી કેદખાનાની તે માયાળુ પણ મક્કમ ચેહરાની મેટ્રન મીસીસ ગ્રાન્ટ ત્યાં દાખલ થઈ. "નંબર એકવીસ," તેણીએ આવતાં સાથ કહ્યું. "તમારો લૉયર આવેલો છે ને તમોને મળવા માંગે છે." અને તેજ ઘડીએ એક જવાન માણસ ત્યાં દાખલ થયો.

ડડલી રોસ, તે વખતનો આખી સ્કોટલૅન્ડનો સઉથી જવાન અને બાહોશ લૉયર હતો. તેની પ્રેકટીસ ઘણીજ મોટી અને વિખ્યાતી પામેલી હતી, અને ખુબસુરત ને કમનસીબ હેસ્ટર બ્લેરનાં બચાવનો કેસ હાલ તેનાં હાથમાં સોંપવામાં આવ્યો હતો. તેને આવતાં જોઈ, તેણીએ ચમકીને તેનાં ચહેરામાં જોયું.

"ગુડમોરનીંગ મીસીસ બ્લેર," આવતાં સાથે તેણે કહ્યું. "હું તુરત આવ્યો કેમકે તમને માહારે જણાવવું હતું કે તમારા કેસની સુનવણી ચોવીસમી તારીખ ઉપર રાખી છે ને આપણાં હાથમાં ટાઇમ ઘણોજ થોડો બાકી છે."

"સુનવણી?" તેણી ચાચવાઈ, "ઓ મી. રોસ, હું તો કાંઇ સમજી શકતી નથી, એક બુરા ખ્વાબ જેવો જ આ બનાવ મને તો લાગે છે, અરે, હું કેમ એ બધું સહન કરીશ? શું તમે એમ

કહેવા માંગો છો કે હું હેસ્ટર બ્લેર, ખીચોખીચ ભરાયલી કોર્ટ વચ્ચે ખુનનાં વાંકસર, તપાસ અર્થે આવી ઉભી રહીશ ? માહારા ખુદા!"

"કમનસીબે તેમ જ થવાનું છે." તે ધારાશાસ્ત્રીએ કહ્યું, "પણ યાદ રાખો કે તપાસ કરવી તે કાંઇ ખાતરી કર્યા બરાબર નથી, તપાસ કર્યા પછી બી જેમ માંણસોને કેદ કરે છે તે જ રીતે તેઓને બાઈજ્જત છુટાં પણ મુકે છે, તમો બેસશો મીસીસ બ્લેર ને આપણને કામની વાતો કરી લેવા દેશો ? તમારા બચાવ માટેના વિચારો આજે મારે ગોઠવી લેવા છે."

"પણ બચાવ હોઇ શકે જ કેવી રીતે ?" તેણીએ દુખથી પોકાર્યું, "બચાવ શાંનો હું પોતે તદન નિરદોશ છેઉ ત્યારે ?"

"વેલ, મને તમારી નિરદોશતા પુરવાર કરવી છે." જવાન વકીલ મી. રોસે કહ્યું. "ને તે હું તમારા પોતાના હોઠોથી તમારી પોતાની કહાંણી સાંભળ્યા બાદ વધુ સહેલાઈથી પુરવાર કરી શકીશ. તમે બેસશો મીસીસ બ્લેર. આપણે હવે તુરત જ શરૂ કર્યે."

તેણી તેની તરફ સ્વપનાવંત આંખોએ જોતી ઉભી, તે મેટ્રન તેઓ બન્નેને વાત કરતાં છોડી બાહેર ચાલી ગઇ હતી.

"મેં તમોને એકવાર બોલમાં જોયલા મને યાદ છો." તે એકાએક બોલી. "તમે મને જોઇ હતી ? તે છેલ્લા ક્રીસ્ટમસની વાત છે."

"હા," તેણે શાંતીથી જવાબ કર્યો. "મેં તમોને જોયાં હતાં મીસીસ બ્લેર, તે સાંજનાં રાણી દાખલ તમોને બધાંએ તે દીવસે સ્વીકારેલાં."

"ત્યારે કહો મને," તેણીએ કડવાસથી કહ્યું. "કહો મી. રોસ કદીબી તે વેળા તમને એવો ખ્યાલ ગએલો કે જલદી જ તમારે માહારો એક ખુની દાખલ બચાવ કરવો પડશે ?"

"ખચ્ચીત જ નહી." તેણે જોશથી કહ્યું.

"ને મેં તમોને જોયલા યાદ છે," તેણી બબડી, "તમે લેડી

કોર્ટલેન્ડ સાથે વાત કરતા ઉભેલા જ્યારે મેં તમારી તરફ જોયું હતું, ત્યારે ખુદા સાહેદ છે કે મને સ્વપનેબી ખ્યાલ થયો નહી, કે કેદ-ખાનાંની એક નાહાની કંગાળ ઓરડીમાં, માહારે તમારી સામે, આવી રીતે ઉભું રહેવું પડશે. તમે માહારા એકલા મીત્ર અને બચાવ કરનાર તરીકે માહારે વાહારે આવશો એવો એકે ખ્યાલ મને ત્યારે તો થયો જ નહી."

"આપણ આ બારી જરા ખોલી નાખીશું કે પવન આવે," તેણે એકાએક કહ્યું. કેમકે, તે છોકરીની અપાર ખુબસુરતી અને નિરાશી તેની ઉપર કાંઈ અજબ અસર કરતી માલમ પડી. "તમે બેસશો મીસીસ બ્લેર ?" તેણે પાછું ઉતાવળે કહ્યું. "મારે તમારી સાથે ઘણા લંબાણથી વાત કરવી છે, ને ઘણું પુછવું છે. હું જેબી બચાવની બારી શોધીશ, તેનો બધો મુદ્દો તમારા જ હાથમાં, તમારા જ કહેવામાં રહેશે તે યાદ રાખજો."

તે એક ખુરશી ખેંચી હવે ત્યાં બેઠો અને એક ટીપાઇ ઉપર તે સાથે લાવ્યો હતો તે બધાં કાગળ્યાં અને પેપરો ગોઠવ્યાં. તેણી તેની સામે બેઠી. અને તે વેળા ફીકરથી તે ચહેરો જેમ ફીકકો મારી ગયો હતો તેજ રીતે પ્રમાણીક ગુસ્સામાં તે સુંદર આંખો ચળકતી જોવાતી હતી.

"આ કેસની બાબદ, તમારા બચાવ વગર, જેમ લખવામાં આવી છે, તે જોતાં," તે ધારાશાસ્ત્રીએ કહ્યું. "તે જોતાં હું કહેવા દીલગીરી છું કે તે કેસ તમામ તમારી સામે જાય છે. ને હું એમ પુછવા માંગુંછ કે કયા મુદ્દા ઉપર તે કેસ હું ચલાઉંબી ? તમારી પોતાની કહાણી મને તમારે જ મોઢે સમજવા દેશો ?"

"માહારી કહાંણી કાંઇ છે જ નહી, "તે તુરત બોલી,:' મારો બચાવ બી માહારે કરવાનો જ નથી."

"બચાવ કરવો નથી ?" તેણે તાજુબીમાં પોકાર્યું.

"કાંઇ નહી." તે બોલી, "કારણ માહારે કહેવાનું કશું જ

નથી, હું ફક્ત બચાવમાં માહારો એક બોલ જ આપી શકું છું કે હું તદન નિરદોશ ને બીન ગુનેહગાર છું."

ડડલી રોસ ગુંચવાયલો લાગ્યો.

"પણ ખચ્ચીત, "તેણે કહ્યું." કાંઇબી તો વધુ તમો કહી શકશો? તે ભેદી બનાવ ખુલ્લો કરવાનું તમારા જ હાથમાં છે."

"જરાબી નહી," તેણીએ ધીમેથી છતાં મક્કમતાથી જવાબ કર્યો. "હું કશું જ જાંણુતી નથી, મેં તે પાપી કર્મ કર્યું નથી. એમ ધારવું બી ગુનાહભર્યું છે કે હું જે કદી કોઈ ઈનસાનને નુકશાન કરતાં ડરૂં તે ખુદ માહારા પોતાના ભરથારનો પ્રાણ લેઉં ને તેને જાનથી મારી તેની ખુની દઉં, એ ખુદા એવું કામ થાય જ કેમ? એમ છતાં ધારો મી. રોસ કે આવું પાપી કર્મ કરવા જેવી હું કર-પીણ જીગરની ને મેલાં દીલની હોત્રું છતાં મને કહેશો કે તેમ કર-વામાં મને ફાયદો શું મળે? કઈ રીતે હું ફાયદો મેળવું?"

"દુન્યા કહેછ કે તમોને તેની સાથે અણબનાવ હતો," તે બોલ્યો. "તમને તમારા ધણી ગમતા નહોતા."

"તે તદન ખરી વાત છે," તેણી એકમત થઈ, "દુન્યાનાં દરેક મરદો કરતાં મને તે સઉથી ઓછો ગમતો હતો એ વાત તો ખરી."

"દુન્યા કહેછ," મી. રોસે કહ્યું. "કે તમને-તમને-મને ખુલ્લી રીતે બોલવા દો મીસીસ બ્લેર-જાહેરમાં એમ માનવું છે કે તમે સર એલન ફ્લેચરને ચાહાતાં હતાં, અને એ જ કારણસર તમે તમારા ધણીની નડતલ વચમાથી દુર કરી."

"એ વાત સરીઆમ ખોટી છે," તેણીએ જોશથી કહ્યું. "સર એલન ફ્લેચર મને ઓલખતા હતા-માહારી કહાંણી જાણતા અને મારી દયા ખાતા હતા. તે પણ ઘણાં ભલા સભ્ય ને કાળજી-વાળા હતા, તે સિવાય બીજી બધી વિગત જુઠી ને નિંદાભરેલી છે. મી. રોસ," અને તેણીએ પોતાનું સર ઉપર ખેંચી સીધ્ધું તે

વકીલનાં ચહેરામાં જોયું ત્યારે પ્રમાણીક સચ્ચાઇનાં જ ચમકારા તે મધુરી ચશ્મોના છેક ઉંડાણમાંથી જોવાતા હતા. "મી. રોસ, હું હાલ એકવીસ વર્શની છું ને હું તમને ભાર મુકીને કહુંછ કે ખરૂં હેત મ્હારી એકવીસ વર્શની ઉમરમાં મેં હજી સુધી જાણ્યું કે અનુભવ્યું જ નથી. માહારૂં જીગર એટલું નિરાળું છે કે તે હજી સુધી એકે પણ મર્દ મેળવી શકયો નથી."

તે જવાને તે સચ્ચાઇનાં જોશમાં ચમકતા મધુરા મુખડા ભણી એક જ પળ જોયું અને તેની ખાતરી થઇ ગઇ કે દુન્યાનાં નિંદાખોર લોકોની ગલીચ નિંદા બીલકુલ ખોટી અને બીનપાએદારે હતી.

---

## પ્રકરણ ૨

### "આ જુઠી જગત મારે માટે શું બોલે છે? મને કહેશો?"

"હું તમારી આગળ મેં ગોઠવેલી નોટસ વાંચી જઇશ." મી. રોસે તે પછીથી કહ્યું.

તેણી તેની તરફ કાકલુદીથી ફરી.

"હું ઇચ્છુંછ કે તમે માહારી ઉપર ઉપકાર કરો," તે અરજ કરતી બોલી "મને માહારી કહાંણી તમારે મોઢે સાંભળવા દો. જેમ દુન્યા મારે માટે બોલતી થઇ છે તેમ. જે બધું પેપરમાં છે તેની વિગત મને કહો. માહારી લાગણીનો ખ્યાલ કર્યા વગર મને પ્લીઝ બધું કહો."

"તે સમજવું મજાહનું તો નથી જ મીસીસ બ્લેર," તેણે કહ્યું "ને હાલ તુરત તે કેસનો હું અડધો જ ભાગ—જે ભાગ તમારી સામેનો છે તેજ સમજાવી શકીશ. પણ કહેવા કરતાં હું ધારૂંછ કે પેપરમાં જે લખ્યું છે તેજ તમારી આગળ વાંચી જાઉં તો બહેતર

થશે. યાદ રાખજો કે તમે જાણવાની જીદ કરોછ તેથીજ હું કહુંછ."

પોતાની સાથે લાવેલાં પેપરોમાંથી એક સ્કોચ હૅરલ્ડ નામનું ન્યુસ તેણે ઉઠાવ્યું અને વાંચવા માંડયું ત્યારે તે બધો વખત તેણીની આંખો આતુરતાથી તેના ચહેરા ઉપર ટીકાયલી હતી, તેણીનાં હોઠો ઇન્તેજારીથી ખુલ્યા હતા, જ્યારે તે મનોહર ચેહરો ઉશ્કેરાટથી ધમધમી ને લાલ બની આવ્યો હતો. તે વકીલનાં હોઠો બાહેર પડતા બોલેબોલ, તેણી જાણે પોતાનાં જીગરમાં ઠેંસવવા માંગતી હોય તેમ સાંભળવા લાગી.

નિચે મુજબ મી. રોસે વાંચ્યું.

ચકચાર ફેલાવી રહેલો ખુનનો કેસ, વધુ પુરાવા મળ્યા નથી–

"અતી ચકચાર ફેલાવી રહેલો બ્લેરને લગતો ખુનનો કેસ અતરે ઘણી હોહા મચાવી રહ્યો છે પણ હજુ સુધી વધુ પુરાવા કશાજ મળ્યા નથી. એમ કહેવાય છે કે તા. ૨૫ મી મે ને મંગળવારને દીવસે મી. એનગસ બ્લેરને ત્યાં, ખાસ નોતરેલાં પરોણાંનું એક નાનું જેવું ડીનર હતું તેજ દીવસે તે ખુન થયું હતું. પહેલાં મરનાર થોડી પળ સખત બિમાર થયો અને થોડીજ વારમાં મરણ બી પામ્યો. બન્યા તેટલા ઉપાયો તે અડધા કલાકમાં લેવામાં આવ્યા હતા, ડૉકટરની તુરત દોડ પહોંચી ગઈ હતી પણ બધું ફોકટ ગયું. નામીચા ડૉકટર યંગ અને ડૉ. સ્ટુઅર્ટે તે મરણ આરસેનીકનાં ઝેરથી થએલું જાહેર કીધું હતું.

સઉથી નોંધવા લાએક બનાવ એ હતો કે મરવા પહેલાં થોડી પળ આગળ મરનારની ખુબસુરત મોહરદાર જેવી તે ઓરડામાં તેની આગળ આવી, કે મરનાર મી. બ્લેરે એક આંગળી ઉઠાવી તેણી તરફ ટાંકી અને હાંફતા દમે કહ્યું. 'આ તાહારૂં કામ છે. હું મરૂંછ ને તેંજ મને ઝેર આપી મારી નાખ્યો છે.' કોઇએ તેને તેમ બોલતાં અટકાવ્યો પણ તે પાછો ઉશ્કેરાટથી પોકાર્યો કે 'એ એનુંજ કામ છે. એ મને ધીક્કારે છે. એજ મારે માટે કનઝર

વેટરીમાં કોફીનું કપ લઈ આવી હતી જે મેં પીધું તેવુંજ મને ઝેર ચડ્યું.' બસ એટલા બોલો પછી તે મરણ પામ્યો. અને ત્યાં એકદમ શાંતી પંથરાઈ. જેવામાં એક ગૃહસ્થ ત્યાં બોલતો સંભળાયો. આવા શબ્દો કોઇને બી ફાંસીએ ચઢાવા બસ છે. પણ ડોકટર સ્ટુઅર્ટે તેને એકદમ અટકાવ્યો.

"આપણે ઈન્સાફ કરવો જોઇએ," તે તબીબે કહ્યું: "હું કનઝરવેટરીમાં જઇ તે કોફીનું કપ લઇ આવી બરાબર તપાસ અને ખાતરી કરીશ."

તે તબીબે ત્યાર પછીથી તે કપ ત્યાં જઇ મેળવ્યું, અને તેમાં વધેલી એક બે ચમચી કોફીને એનેલાઈઝ કરવાથી આરસેનીકનું ઝેર તેમાં ખુલ્લું જણાયું. જ્યારે તે કોફી મી. બ્લેરને તેની મોહરદારે લાવી આપી ત્યારે કેપટન જેમ્સ અને સર જોન હાર્ટ તેની બાજુમાંજ હતા. તેઓ ત્રણે ત્યાં સીગાર પીવા ગયા હતા. કોફી ડ્રોઇંગ રૂમમાં લાવવામાં આવી હતી, કોઈ પરોણાંએ લીધી, કોઇએ નહી લીધી. જ્યારે રાબેતા મુજબ મી. બ્લેરની કોફી તેને કનઝેરવેટરીમાં આપવામાં આવી. મી. બ્લેરને તેની કોફીનું કપ આપ્યા બાદ ખુબસુરત મીસીસ બ્લેર ડ્રોઇંગ રૂમ છોડી ગએલી જણાઇ, તેનાં મરતા ભરથાર આગળ તે પાછી આવી ત્યાં સુધી તે ગેરહાજર જ હતી.

કોફી પીધા બાદ થોડીજ પળમાં મી. બ્લેરે બુમ પાડી હતી અને ઘણો બિમાર થયો હતો. અડધાજ કલાકની ઘણી તાસવીસ બાદ તે મરણ પામ્યો. આખું ઘર એ પછી પોલીશનાં તાબામાં મુકવામાં આવ્યું. દરેક ચીજ તપાસવામાં આવી જ્યારે મીસીસ બ્લેરનાં ડ્રેસીંગ કેસમાંથી આરસેનીકનાં ઝેરનું પડીકું મળી આવ્યું હતું. મી. અને મીસીસ બ્લેર ઘણી દુખી જીંદગી ગુજારતાં હતાં, અને હાલની તે કેદી ઘણીવાર બોલતી સંભળાઇ હતી કે તે તેનાં ધણીને છોડી જશે. એ કેસ જલદીજ નિકળનાર છે. ને બધાં અતુરતાથી તેનાં છેવટની રાહ જોઇ રહ્યાં છે. પ્રખ્યાત ડડલી રોસે એ કેસ હાથમાં લીધેલો

કહેવાય છે. તે યાદગાર રાતનાં ડીનર વખતે હાજર રહેલાં પરોણાંમાં સર જોન હાર્ટ, કેપટન જેમ્સ, સર એલન ફ્લેચર અને કેપટન આરજીબોલ્ડ ડગલાસ એટલાં હતાં, આ કમનસીબ ને ભારે ઉશકેરણી ફેલાવી રહેલા કેસની વધુ વિગત અમે અમારા આવતા અંકમાં આપીશું."

"સ્કોચ હેરલ્ડનો આ રીપોર્ટ છે," મી. રોસે તે પેપર વાંચી બાજુએ મુકતાં કહ્યું. "બધાં જ ન્યુસમાં આવું ને આવું જ લખાયલું છે એટલે વધુ વાંચવાની અગત નથી. આટલા ઉપરથીજ તમો જોશો મીસીસ બ્લેર કે કેસ તદન તમારી વિરૂદ્ધ છે. તમે આરસેનીકનું પેકેટ શા માટે તમારા ડ્રેસીંગ કેસનાં ખાનાંમાં મુકયું વારૂ?"

એ સાંભળી તેણીનાં ચહેરા ઉપર હતાસ છાઈ આવ્યો. અને તે મનોહર ચશ્મો શરમથી હોય તેમ ઝુકી પડી.

"તમારે આ બનાવ બનતાં તે પેકેટનો એકદમ ને તાબડતોબ નાશ કરવો હતો." મી. રોસે કહ્યું.

"હું ભુલીજ ગઈ." તે બબડી. "મને તો તેવો કોઇ ખ્યાલજ નહી રહ્યો તે પેકેટ ત્યાં હતું તેનો વટીક હું તો ખ્યાલ ચુકીજ ગઇ."

થોડી પળ ત્યાં ગંભીર ચુપકીદી ફેલાઇ. પછી મી. રોસે સીધ્ધું તે અપરાધી તરફ જોયું.

"અજબ જેવું કે તમે ભુલી જઇ શકયાં," તેણે વિચારવંત કહ્યું.

'એમાં અજબ થવાનું શું છે?" તેણીએ તાજુબીમાં કહ્યું. "માહારો ધણી જયારે મરણ તોલ બિમાર થયો, ત્યારે દોડી જઇ તે પેકેટ નાખી દેવાનું મને કયાંથીજ ભાન રહે? અને વળી હું તેમ શા માટે કરૂંબી?"

'કારણ એ તમારી સામે જનારી ઘણી મજબુતમાં મજબુત એક પુરવારી હતી."

એકાદ પળ તે લોયર અને તેની તે કલાયન્ટે સીધ્ધું એક મેક

તરફ જોયા કર્યું, જાણે એકમેકનું જીગર વાંચી લેવા ચાહાતાં હોય તેમ. એકજ પળ, અને દુખનો એક ઓળો તે મધુરા ચેહરા ઉપરથી પસાર થઈ ગયો અને તે મીઠા હોઠો થરથર ધ્રુજ્યો.

"ખુલાસાથી આપણને વાત કરવા દો." તે અંતે બોલીઃ "તમે મારા બચાવમાં ખડા થયા છો તો મને કહેશો કે તમે અત્યારથી જ મને જજ કરી લીધી ?"

"મીસીસ બ્લેર, જરા ડાહાપણથી ખ્યાલ કરો," તે વકીલે કહ્યું. "આપણે એકમેકને બીલકુલ અજાણ છીએ. હું તમારે માટે કશું જ જાણતો નથી કે તમોને જજ કરૂં. જો તમારા ચેહરા ઉપરથી કહેવું પડે તો હું કહું કે તમે ફીરેસતા જેટલાં જ નિરદોશ છો. પણ જો મુદ્દા જોતાં બોલવું પડે, તો કેસ કાંઇ જુદો જ લાગે છે. તમારો બચાવ કરવાનું માહારા હાથમાં સોપવામાં આવ્યું છે, તેથી મારી તમોને ભલામણ છે કે તમારા લૉયર તરીકે મને બધી જરાકે જરા ખરી અને સાચી જ હકીકત કહો, એમ થવાથી તે કેસ લડવાનું મને વધુ જોશ આવશે, એમ થવાથી, તે કેસ કેમ લડવો તે માટેનું હથ્યાર હું તૈયાર કરી શકીશ. એક લોયરને એક કેસ લડવા માટે બધી સાચી વિગતથી માહીતગાર થવું જ જોઇએ. ભલે તેનું કુલ દોશીત હોય તો પણ—તો અને તો જ, બધી બારીક બીના જાણ્યાથી જ તે તેનો બચાવ કરી શકે. નહી તો તે નિરદોશ હોય તો પણ તે વકીલથી તેને બચાવી શકાએ નહી જ."

તે કેદીનો ખુબસુરત ચહેરો મોહત સમાન ફીકકો પડતો જણાયો જ્યારે મી. રોસે આગળ ચલાવ્યું.

"એક લોયર, માણસાઇ ખવાસ માટે જેમ એક ડાકટર કે પાદરી હોઇ શકે તેટલો બધો માહીતગાર છે. તેને કશું જ અજબ કરતું નથી; અને તેથી કોઇએબી ખરૂં કનફેશન પોતાનાં લોયર આગળ કરી દેવા અચકાવું જોઇતું નથી. બચાવ માટે તે એક જ ખુલ્લો રસ્તો છે."

તે મનોહર ચહેરો આ શબ્દો સાંભળતાં વધુ અને વધુ જ નિચે નમ્યો. અને પ્રખ્યાત ડડલી રોસનું જીગર એ જોઇ દયાથી જળી ગયું.

" હવે દાખલા તરીકે " તે શાયાથી બોલતો સંભળાયો. " દાખલા તરીકે મીસીસ બ્લેર તમારો જ કેસ આપણે લઇશું. ધારો કે તમે ઉશકેરાટના આવેશમાં તમારા ધણીને ઝેર આપ્યું, તો હવે તમારે જે કરવાનું છે તે ફક્ત એટલું જ કે મારામાં ભરોસો રાખી બોલે-બોલ મને કહેવો કે જેથી કયા હથ્યારે લડવું તે હું તૈયાર રાખું."

એક જ પળ તે અદ્દભુત સુંદરતા સાથની આંખો તે જવાન તરફ ઉંચકાઈ, અને બોલી.

" તમે મને કહેશો, આ કેસ જાણ્યા પછી, કે તમે પોતે મને નિરદોશ ધારો છો કે ગુનેહગાર ? "

" એ સવાલ વાજબી નથી, " રોસે કહ્યું, " મેં તમોને હમણાંજ કહ્યું તેમ જો તમારા ચહેરા ઉપરથી કહું તો તમોને તદન નિરદોશ માનું, જ્યારે આખો કેસ તપાસતાં, બધું તમારી સામે જાય છે એબી ખરૂં. જે હોય તે, મને તેની સાથે કામ નથી. મને તો ફક્ત ખરી બીના તમોજ કહો ને હું તમારો બચાવ કરીશ."

" હું તમોને સાચી વાત કહીશ." તેણી બોલી. " તે માનવી, નહીં માનવી તે તમારી મરજીની વાત છે. પણ હું તો એટલું જ કહુંછ કે જેટલા તમો પોતે નિરદોશ છો તેટલી જ હુંબી છેઉં. જેટલા તમો એ ભેદી બનાવથી બીન માહીતગાર છો તેટલી જ હુંબી છું. અને તે માટે હું પરવરદેગારને અરજ કરૂંછ કે માહારા બોલવાનો તે સાક્ષી થાય."

સચ્ચાઇ જાહેર કરવાની મતલબથી તેણીએ પોતાનો એક હાથ ઉચો કર્યો. તે મધુરો મુખડો પ્રમાણીકપણાંનાં જોશમાં ચમકી રહ્યો હતો, તે આંખો સચ્ચાઇનાંજ ચમકારા મારતી હતી, અને તે એટલી તો નાહાની એટલી તો સુંદર ને સાદી લાગતી હતી કે તે

બાહોશ વકીલ તેણીની સચ્ચાઈ બાબદસર શક લઇ જઇ શકયોજ નહિ. તેનું જીગર વિશ્વાસથી ગરમ લાગણીઓ સહીત તે કમનસીબ જવાન સુંદરી તરફ ખેંચાઇ ગયું.

"તમારૂં કહેલું હું માનુંછ," ડડલી રોસે ભાર દઇ જણાવ્યું અને એ સાંભળી તે સુંદર ચેહરો ખીલી નીકળ્યો જ્યારે તે આંખોમાં આભારનાં આંસુઓ ધસી આવ્યાં.

"હવેજ તમે માહારો ખરો બચાવ કરી શકશો;" તે બબડી. "દીલમાં સચ્ચાઇ હોય તેજ કેસ ખરી મક્કમતાથી લડી શકાય એ તો ખરૂંજ?"

"મને બધી બીનાં કહેશો?" તેણે ટુંકમાં પુછ્યું. "ન્યુસમાં લખાયલી બીનાં શું ખરી છે."

"ઘણી ખરી સાચી છે." તે બોલી. "જે ચાર ગૃહસ્થોને ડીનર ઉપર તેડેલા તે ડીનર માટેજ અવ્વલ તો મારા ધણી સાથે મને ખટપટ થઈ હતી. તેણે કહ્યું કે પચીસમી મે ને મંગળવારે તે ડીનર પારટી કરવી જ્યારે મેં ગુરૂવાર સુચવ્યો. તેણે ના પાડી. ને અંતે મેંજ નાંખતી કરી એટલે તે યાદગાર રાતે અમારે ત્યાંનું ડીનર થયું. સર એલન ફ્લેચર કે જેને માટે દુન્યા માહારૂં નામ વગોવે છે, તે ત્યાં હાજર હતો. તેને હું લાંબો વખતથી ઓળખું છું. તે ભલો માયાળુ અને લાગણીવાળો છે. સર જોન હાર્ટ બી ત્યાં હતા. મારા ધણીનાં જુનાંમાં જુનાં મીત્ર. ત્યાર પછી કેપટન જેમ્સ હતો. તેને માટે હું ઝાઝું જાણુતી નથી, સિવાય તે દારૂ બહુ પીતો હોવાથી મ્હારા ધણી સારૂં સારો મીત્ર હું માનતી નોહતી."

અહીં તેણી એકાદ પળ અચકી. માત્ર એક પળજ, પણ ડડલી રોસની અનુભવી આંખોએ અને તીક્ષ્ણ કાનોએ તે બધું ઝટ તપાસી લીધું.

"અને તે છેલ્લો વીઝીટર કોણ હતો?" તેણે પુછ્યું.

"કેપટન આરચી ડગલાસ," તે શાંતિથી બોલી: "જે મને ગમતો નથી,"

"કાંએ ?" તે લૉયરે ટુંકમાં પુછ્યું.

"તે માહારી પોતાની બીનાં અને આ કેસ સાથે જરાકપણુ સંબંધ ધરાવતી નથી એટલે એ બાબદ હું બોલીશ નહી."

---

## પ્રકરણ ૩

### "હેસ્ટરનો એકરાર"

"ત્યારે તે રાતની ડીનર પારટીમાં ચાર ગૃહસ્થો હાજર હતા એમજ કેની ?"

મી. રોસે અંકે કરાવ્યું, "સર એલન ફ્લેચર જે તમોને ગમે છે સર જોન હાર્ટ, તમારા ધણીનો પુરાણો મિત્ર, કેપટન જેમ્સ જેને સારૂં તમો કાંઈ જાણુતા નથી સિવાય કે તે દારૂ અને રેસીસનો બહુ શોખીન હોવાથી તમારા ધણીને નુકશાન કરતા થઇ પડે અને છેવટે કેપટન ડગલાસ, જે તમને તમારાં ખાનગી કારણોસર ગમતો નથી. શું બાંનુઓ કોઈ જ હાજર નહી હતી ?"

"નહીં."

"તમારા તે રાતનાં પરોણાં આવ્યાં ત્યાંથી તે છેક તમારા ધણી બિમાર થયા ત્યાં સુધીની બધી વાત મને કહી જશો ?"

"ખાસ કહેવાનું કાંઈ નથી," તેણી બોલી. "મેં કહ્યું તેમ ખુદ તે ડીનર પારટી સારૂં અમે મરાયાં. અને ત્યારે ગુસ્સામાં તે બોલ્યો કે તુંને તો તાહારૂં છુટાપણું મેળવવા ઘણું ગમતું હશે, ત્યારે કોઇબી ખ્યાલ વગર ગુસ્સામાજ મેં જવાબ કર્યો કે હા, હું ખરૂં કહુંછ મી. રોસ કે જ્યારે બી મેં છુટાપણું ચાહ્યું હશે ત્યારે એવો તો એકે ખ્યાલ મને કદી થયોજ નહી કે તેનાં મરવાથીજ હું મ્હારૂં છુટાપણું મેળવી શકું. તે આખો દીવસ અમે ઉચે મોઢેજ રહ્યાં ને હું તૈયાર થઈ નિચે આવી ત્યાં સુધી મળ્યાંજ નહી."

"તૈયાર થતાં તમારી મેડ લુસી સાથે તમે કાંઇ વાતો કરેલી કે?" મી. રોસે પુછ્યું.

મીસીસ બ્લેરનો ચેહરો લાલ બન્યો.

"મને બીક છે કે હું ઘણી નાદાન થએલી ખરી," તે બોલી. "લુસી માહારી જુની મેડ છે, તે માહારી ઉપર બહુ જીવ રાખે છે. એટલે હું ઘણી છુટથી તેની સાથે વાતો કરતી હતી. જ્યારે હું ગુસ્સે થતી ત્યારે બેધડક તેની સામે બોલતી કે હું મારા પરણ્યા સંસારથી છુટી થઈ શકું એવું ચાહું છું."

"અને એજ શબ્દો તમારી તે મેડ ઈનકવાયરી થતાં સોગંદ પર બોલી ગઈ હતી ખરૂંની? કે જે શબ્દોથી તમોને સઉથી મોટું નુકશાન થયું છે."

"તે રાતનાં ડીનર માટે હું તમોને કહેતી," તેણીએ પોતાનીજ વાતો આગળ ચલાવી. "તે રાતનું ડીનર ઘણું ફતેહમંદ થયું. ટેબલ ઉપર જમતાં માહારા ધણીને માહારા વચ્ચે વાત થઈ નહી ને જમ્યા બાદ જ્યારે સર એલન ફ્લેચર પ્યાનાં આગળ ગયા ત્યારે માહારો ધણી સીદ્ધો કનઝરવેટરીમાં ગયો ને તેની સાથે તેનાં બે મીત્રો સર જોન હાર્ટ અને કેપટન જેમ્સ ગયા. ત્યાર બાદ મેં કોફી બનાવી, જ્યારે મેન્ટલ પીસ ને અઢેલાઇ કેપટન ડગલાસ મને જોયા કરતા હતા."

"મેં કોફી બનાવી, અને સર એલનનો પ્યાનો ડીસર્ટબ થાય નહી કરીને કોઇબી નોકરને નહી બોલાવતાં હું જ મારા ધણીનું કોફીનું કપ તેને માટે બનાવી કેનઝરવેટરીમાં લઇ ગઇ. એમ હંમેશ લઇ જવાની મને આદત જ હતી, મેં સર એલન ફ્લેચરને કોફી માટે પુછ્યું તેમણે ના પાડી જ્યારે કેપટન ડગલાસે તુરત લીધી. કેપટન જેમ્સ હંમેશાં હોંશથી કોફી પીતો હતો તેથી મેં હસીને રીમાર્ક કર્યો કે તેવણને તો પુછવાની બી અગત હતી જ નહી.

મેં મારા ધણીનું કોફીનું કપ બનાવ્યું ત્યારે મને એક કુદરતી

ઝેરી ભરાઇ ગઇ. હું શા માટે તેને સારૂં કોફી લઈ જાઉં? નોકરને બોલાવી મોકલવાનું મને અડધું ઉપર મત થયું. પણ મારી સારી શક્તી માહારી ઉપર ફાવી, મને એક જાતની દયા આવી અને રાબેતા મુજબ હું જ તેનું કપ લઇને ગઇ."

"તમે તેવણની કોફી લઇ ગયાં ત્યારે તમારા ધણીએ તમારી સાથે કાંઇ વાત કરી કે?"

"નહી એક બોલબી નહી, તેણે ટગર ટગર મારી તરફ જોયા કર્યું ને મેં તે કપ તેની પાસેની ટીપાઇ ઉપર મુકયું. એ પછી મને લગાર થાક લાગેલો હોવાથી, તેમજ તે આખી પારટી ફક્ત મરદોની જ હતી, એટલે હું તેમને એકલા છોડીને મારા રૂમમાં ગઇ."

"માહારા રૂમમાં જઇ બારી આગળનાં એક સોફા ઉપર હું લેટી ને તુરત જ ઉંઘી ગઈ, ત્યાર પછી શું થયું તેનું મને કશું ખબર નથી. માહારી મેડ એકાએક મારા રૂમમાં ધસી આવી મને ઉઠાડી કહેવા લાગી કે માહારે એકદમ માહારા ધણીનાં રૂમમાં જવું કેમકે તે મરતો હતો, મેં તો માન્યું બી નહી, તેને ખુશાલ અને સાજો તાજો હું થોડીવાર પરજ મુકી આવેલી તે એકાએક મરે કેમ? એમ છતાં, તે મેડની ખાતરીઓ સાંભળતાં હું ત્યાં દોડી, અને માહારા ધણીની આગળ જવા ગઇ, જેવામાં તે પોતાનાં બિછાણાંમાં જરાક ઉઠયો અને એક આંગળી મારી તરફ ટાંકી બોલ્યો.

"તેં આ કામ કર્યું છે, તેંજ મને ઝેર આપી મારી નાખ્યો,"
કોઇએ તેને તેમ બોલતાં અટકાવ્યો, પણ તે પાછો બોલ્યો.

"એણેજ મને ઝેર આપી મારી નાખ્યો છે. એ મને ધીક્કારે છે. એજ મારે સારૂં કોફી લાવી તેમાં ઝેર હશે."

જાણે એકાદ ખરાબ ખ્વાબમાં આ બધું સાંભળતી હોવું તેમ જ મને તો લાગ્યું. કોઈ કાંઇ બોલતું હતું, અને એક અવાજ મને બોલતો સંભળાયો, "આવા શબ્દો કોઇને બી ફાંસીએ ચઢાવા બસ છે."

જો કે મેં તેને કદી ચાહયો હતો નહી. છતાં ખુદા સાહેદ છે કે

જાણીબુજી હું તેનો વાળબી વાંકો કરતે નહી. મેં ચાહયું કે હું તેની આગળ દોડી જઇ તેનાં પગ પાસે પડી તેને કહું–તેની ખાતરી કરૂં કે એ કામ માહારૂં નહોતું. મેં તેવું કશુંજ કર્યું નહોતું. પણ હું તો ઉભી હતી ત્યાંજ હીંમતથી થંબ થઇ ઉભી રહી. ને તેટલા અરસામાં તો તે બાપડો મરણ પામ્યો.

"ત્યાર પછીથી તે કોફીનું કપ તપાસવામાં આવ્યું જેમાંથી આરસેનીક ઝેર મળી આવ્યું. બધાં માહારી આગળથી હઠી ગયાં, ને મેં ત્યારે માન્યું કે તેઓ મને ખરેખરજ ખુની ને દોષીત માનતાં હતાં. હબતી જતે જીગરે માહારા ધણીનાં બિછાણાં આગળ હું એક શબ્દબી બોલ્યા વગર ઉભી રહી.

"અંતે માહારી જીભ ઉપડી. મેં તે ગૃહસ્થો તરફ જોયું ને હું જેહમતે બોલી શકી.

"હું નિરદોશ છું. તદ્દન નિરદોશ," મેં પોકાર્યું. "તમારા લોકો જેટલીજ બલકે તેથીબી વધારે કેમકે તેવણ બિમાર થયા ત્યારેબી હું તો ત્યાં હતી નહી.

"તેઓએ માહારી તરફ દીલગીર ચેહરે દયાથી જોયું. ને મેં દયાળુ દીલનાં સર એલન ફ્લેચરની આંખમાં આશું વટીક જોયાં. મગર તેઓ કોઈ કાંઇ બોલ્યાં નહી. સિવાય ડો. સ્ટુઅર્ટ.

"તમેજ કોફી બનાવી હતી કે?" તેણે મને પુછ્યું.

"હા," મેં ઉલટથી કહ્યું. "ફક્ત મારા ધણી સારૂંજ નહી પણ આ બધા જેન્ટલમેન માટેબી."

"ને તમેજ તે બનાવી તમારે પોતાને હાથે તેવણ સારૂં લઇ ગએલાં ખરાં કેની?"

"ખચ્ચીતજ," મેં કહ્યું. "હુંજ લઇ ગએલી."

"અને તમારા મરનાર ધણીએ પોતાની મરતી જબાને જાહેર કર્યું હતું કે તે કોફીનાં કપથીજ તેવણને ઝેર લાગ્યું હતું."

"તેમ બનેજ કેમ?" મેં દુખથી પોકાર્યું. "એજ ટીપોટની કોફી આ બધા ગૃહસ્થોએ પીધી છે. તેજ ખાંડ ને તેજ દુધ મેં બધાં કપ્સમાં વાપરેલું છે."

"હા, પણ કેસ જોતાં એમ લાગેછ કે ઝેર, તમારા ધણીનાં કપમાંજ ફક્ત નાખવામાં આવ્યું હતું."

"મેં ચીસ પાડી એટલુંજ કહ્યું કે તે માહારૂં કામ હતું નહી. હું તદન નિરદોશ હતી. મને કશી ખબર હતી નહી. પણ મે જોયું કે માહારૂં કહેલું કોઇનાંબી ધ્યાનમાં ઉતરેલું લાગ્યું નહી. જ્યારે મારા મરનાર ધણીએ ખુદ મરતી વખતે, ખચાતી જબાને, માહારી ઉપર એ ખુનનો આળ મુકયો તો હવે બધાં તેમજ માને તેમાં નવાઈ શું?

ત્યાર પછી શું બન્યું તેનું મને ભાન રહ્યું નહી. એટલી હું ગભરાટથી ગાફેલ બની ગઇ હતી. જ્યારે મને શુદ્ધી આવી ત્યારે મેં મને મહારા ધણીનાં ખુની તરીકે કસટડીમાં એક કેદી તરીકે પુરાએલી પોતાને દીઠી. મી. રોસ, હું તમોને પવિત્ર સોગંદથી કહુંછ કે એ ખુન માટે હું કશુંજ જાંણુતી નથી. હું તદન નિરદોશ ને બેગુનાહ છું."



## પ્રકરણ ૪.

### હેસ્ટરનો એકરાર (ચાલુ)

**વાંચનાર,** આ લંબાણુ લખી હું લગાર ટાહેલું કરતી હોવું તો ક્ષમા કરજો. પણ આ ભેદી બનાવની બધી વિગતો જાણ્યા વગર આપણાથી આગળ વધાય તેમ નથી, એટલા માટે થોડી પળ ધીરજ રાખી આ બનાવ વાંચવો જોઇશે.

મીસીસ બ્લેરનું કહેવું ડડલી રોસ બહુ જ ધ્યાનથી સમજી રહ્યો હતો, તે ખુબસુરત હોઠો બાહેર પડતો એક શબ્દ બી તે ચુકયો નહીં. થોડીવાર તે ગુચવાતો, વિચાર કરતો ચુપ ઉભો.

"હું કબુલ કરૂં છ," તે બોલ્યો, "કે મને કાંઇ જ સમજ પડતું નથી."

"ને એથી વધારે હું કાંઇ જાણુતી બી નહી કે તમોને કહું," તે બોલી.

"તમારા ધણીના મરણથી કોઇને લાભ થાય તેવું કોઇ માણુસ છે ?" રોસે પુછયું.

"નહી," તેણીએ કહ્યું. "માહારા ધણીનાં સગાં બહુ જ થોડાં છે. માહારો ધણી ઘણો માલેતુજાર હતો અને અમારાં લગન પછી તેવણે તુરત માહારી જ ફેવરમાં એક વીલ બનાવ્યું હતું જેમાં દરેક ચીજ માહારા નામ ઉપર કરી હતી. મને ખબર નથી કે ત્યાર પછી તેવણે તે વીલ ફેરવ્યું કે કેમ."

"ત્યારે મી૦ બ્લેરનાં મરણથી, પૈસા અને છુટાપણાંનો ફાયદો મેળવનાર તો તમો એકલાં જ છો એમ જ કેની ?"

"મી૦ રોસ," તેણી જોશથી બોલી. "માહારા ધણીનાં મરણથી તમે ધારો છો તેવો ફાયદો મને કશો બી થયો જ નથી. તે ગમે તેવો હતો પણ કંજુસ તો નહી જ હતો; અને તેની હૈયાતી દરમ્યાન જે પૈસો હું ખરચતી હતી, તેથી વધારે તેનાં મરણ પછી વાપરૂં એ બનવાજોગ નથી. વળી હું તમોને ખાતરી આપું છ મી૦ રોસ કે તે હતો તેથી વિસ ગણો વધારે જુલમગાર હતે, હું એને ધીક્કારતી હતી તેથી પચાસ ગણી જ્યાદા ધીક્કારતી હતે, તે છતાં હું એના એક બાલને વાંકો નહી થવા દેતે. એવાં છુટાપણાની મેં કદી આશા કરી જ ન્હોતી."

"અને તે છતાં તમને તો છુટાપણું જોઇતું હતું," તે વકીલે કહ્યું:

"હા પણ ખુદા સાહેદ છે કે આ કિંમતે તો નહી જ." તે પાછું અને પાછું બબડી.

"મને ફક્ત બે ખ્યાલ આવી શકે છે," મી૦ રોસે કહ્યું. "એક તો એ કે મી૦ બ્લેરનાં મરણથી જેને ફાયદો થતો હોય તેને એ નડતલ દુર કરવા ખાતર આ કામ કર્યું છે, અથવા તો તમારે ખાતર, તમને છુટાપણું આપવાને ખાતર કોઇએ તેને મારી નાખ્યો છે. તે સીવાય બીજો એકે ખ્યાલ મને તો આવી શકતો નથી."

"નહી, તેમ બી હોય જ નહી." તે બોલી. "હું કેવી દુઃખી

ને કંગાલ જીંદગી ગુજારતી હતી તે ઘણાં જ થોડા માણુસો જાણતાં હતાં અને તેમાં એક બી નથી કે જે મને છુટાપણું આપવા ખાતર તેનો જાન લેય. નહી, એ બી બનવાજોગ નથી."

"માફ કરજો મીસીસ બ્લેર," તે વકીલે ખુલ્લું બોલવા માંડયું. "પણ મને કહેશો કે તમારા ધણીના મીત્રોમાં એવું કોઇ બી હતું કે જે તમને વખાણતું અને ચાહાતું હોય ? તમે એક ઘણાં જ ખુબસુરત બાનુ છેઓ, અને પ્યારમાં પડેલા મરદો બાઝે વખ્ત ઘણાં નબળા મનનાં અને ઘણી હદ સુધી દીવાનાં બની શકે છે."

"નહી, તેવો એકે માણુસ નથી," તેણીએ જોશથી કહ્યું. "મેં તમોને કહ્યુંની મી૦ રોસ કે આજ સુધી મેં એકબી મરદને ચાહ્યો જ નથી. માહારાં ધણીને હું પ્યાર વગર પરણી એ માહારો ઘણો મોટો કસુર થઇ ગયો, ને વધારે કમનશીબ તો એ થયું કે માહારા આટલા વરસનાં પરણેલા સંસાર છતાં હું તેને અત્યારસુધીમાં બી ચાહાતાં શીખી નહી. છતાં એટલું તો હું ભાર દઇને કહીશ, કે જો કે મેં માહારા ધણીને ચાહ્યો નથી છતાં, હું તેને બેવફા નિવડી નથી. કદી ઘેલાં ચેડાં ભરેલા "લાઇટ લવ" માં મેં માન્યું જ નથી. એટલું જ કે ખરા સ્વચ્છ ને જોરાવર પ્યારનો હજી સુધી મને અનુભવ જ થયો નથી એ જ સાચી વાત છે."

"તમારૂં કહેવું હું માનું છું." ડડલી રોસે કહ્યું. "પણ મને કહેશો કે તમોને કોઇ ચાહે છે?"

"નહી," તેણીએ કહ્યું. "સર એલન ફ્લેચર મારી તરફ સદા ભલો ને માયાળુ થયો છે. પણ આજ સુધી કોઇ બી મરદે મારી સાથે પ્યાર કર્યો નથી. મી૦ રોસ, માહારો કોઈ લવર છે જ નહી."

"અજબ જેવું," મી૦ રોસે કહ્યું. "કારણ મી૦ બ્લેરનાં મોહતથી જો કોઇને બી ફાયદો થાય તો તે એક લવરને જ. તે સિવાય બીજા કોઇને નહી."

"માહરો લવર કોઇ છે જ નહી." તેણી દ્દઢતાથી બોલી. "ને કદી કોઈ હતો બી નહી."

" ત્યારે હવે માહારે શું અનુમાન પર આવવું ? " તે બાહોશ વકીલે ખરી તાજુબીમાં પુછ્યું. " તમારા ધણીના કોઇ દુશમન હતા ? "

" નહી, " તેણીએ કહ્યું. " તેનો દુશમન તે પોતે જ હતો તે સિવાય તો કોઈ બી હોય એમ હું માનતી નહી. "

" તે દીવસે ડીનર ઉપર રહેલા ચાર ગૃહસ્થમાંથી એકને બી તેના મોહતથી ફાયદો થાય એમ નહી હતું ? " તેણે પુછ્યું.

" નહી, જરા બી નહી. " મીસીસ બ્લેરે ખાતરી આપી. " સામો તેઓ બધા આ બનાવથી શૉક ખાઈ ગએલા જણાયા. "

" એમ તો તમે બી શૉક ખાઇ ગએલાં, " તે વકીલે કહ્યું. " છતાં દુન્યા તમોને દોષીત માનેછની ? "

" જેટલી હું અંદરખાનેથી નિરદોશ છું તેટલા જ બધાં બી છે એમ હું માનું છું. " મીસીસ બ્લેરે કહ્યું.

એકાદ પળ ડડલી રોસ ચુપ રહ્યો. પાછો જ્યારે તે બોલ્યો ત્યારે તેનો ચેહરો ફીક્કો હતો, અને તેનો અવાજ કાંઇક ઉશ્કેરણી-ભર્યો સંભળાતો હતો.

" એક પોઇન્ટ તમોને કહેવાની રહી ગઇ છે, " તેણે ધીમેથી કહ્યું. " અને તે ઘણી જ અગતની ને તમારી તદ્દન વિરુદ્ધ જનારી છે. મીસીસ બ્લેર યાદ કરો કે તમારા ધણીના મરણ પછીથી જ્યારે આખું ઘર પોલીસનાં તાબામાં ગયું ત્યારે તપાસ કરતાં તમારા ડ્રેસીંગ કેસનાં ખાનગી ખાનાંમાંથી આરસેનીકનું પાકીટ મળી આવ્યું તે માટે તમે કાંઇ ખુલાસો કરતાં નથી ? "

તેણીનો ચહેરો ધમધમીને લાલ થઇ ગયો, છતાં એક નિરદોશ છાપ તે ઉપર ફેલાઇ રહ્યો તેનો અર્થ તે ગમે તેવો બાહોશ હતો છતાં સમજ્યો નહી.

" કહો મને, " તેણે નરમાશથી પુછ્યું. " એ ઝેર શું તમેજ ત્યાં મુકેલું ? "

" હા. " તે બોલી,

" તમે તે ખરીદયું હતું ? "

" હા મેં જાતે જ ખરીદયું હતું. "

" કયાં ? " તેણે પુછયું.

" મેં બે મહીના ઉપર તે કલેલેન્ડઝને ત્યાંથી લીધું હતું. "

" અને હવે ત્યાંથી પણ જરૂર કોઈ નીકળી આવી તમારી સામે સાક્ષી આપશે જ. " તે બોલ્યો.

" જરૂર જ. તેમાં શક શું ? " મીસીસ બ્લેર બબડી.

" મને કહો મીસીસ બ્લેર કે તમે શા માટે આ ઝેર ખરીદયું ? " રોસે પુછયું. " અલબત તમારા કહેવા વગર હું સમજી શકુંછ કે તે પેલાં પાપી કર્મ માટે તો નહી જ હોય.

" ખચ્ચીત જ નહી, " તે મનોહર ગુલાબનાં ફુલ જેવો ચેહરો એકાદ પળ તેની તરફ ઉઠાવી તે બોલી: " એ પણ મને કહેતાં શરમ લાગે છે મી. રોસ-બધી વાત કહી પણ આ વાત કહેતાં મને ઘણું ખસ્યાણું લાગે છે. તે વખતે તો મને ખ્યાલબી ગયો નહી, " તેણી વિચારવંત બબડી. " અલબત્ત લોકો હવે તો એમ જ બોલતાં થશે કે એ ઝેર મેં માહરા ધણીને મારવા ખાતર જ લાવી રાખ્યું હશે. "

" મીસીસ બ્લેર " ડડલી રોસે કહ્યું. " મને કહો, જરાબી ગભરાયા અચકાયા કે શરમાયા વગર ખરૂં જ કહો કે એ ઝેર તમે કાંએ ખરીદયું ? "

તે મનોહર ચેહરો પાછો લાલ ચણોટી જેવો બની ગયો. જ્યારે શરમથી ઝુમી પડેલી તે તારા માફક ચળકતી આંખો એક પળ તેણીએ તેની તરફ ફેરવી.

" મને લાગે છે કે આપણી ગફલત કબુલ કરવી, તે એક પાપ કબુલ કરવા કરતાં જ્યાદા મુશકેલ કામ છે. " તે બોલી.

' હા ઘણા કેસીસમાં એમ જ હોય છે, " તેણે ઉત્તેજન આપ્યું. ને વધાર્યું: પણ મને કેહોની કે તમે તે ઝેર કાંએ ખરીદયું ?

તમારી ગફલત જેબી હોય તે જાહેર કરો, ને તેજ એક મોટી પોઇન્ટ તમારી સામેથી નિકળી જતાં તમને બહુ મોટો ફાયદો થશે. બોલો "

તે લાંબા પાપણો તે સુંદર ગાલો ઉપર ઝુમી પડયાં. અને તે ફીકકું હસી.

"તમે મને ઘણી મગરૂર, ને બેવકુફ ધારશો," તે ધીમું બબડી.

"પ્લીઝ બોલો," હજીબી નરમાશથી તે વકીલે કહ્યું.

તેણીએ એકાએક મક્કમ ઠરાવ સાથે તેની તરફ જોયું.

'હું તમોને કહેવશ મી. રોસ," તેણીએ કહ્યું' સમજો મને કહેતાં શરમ લાગે છે, પણ માહારી ખુબસુરતી માટે હું હંમેશ ઘણી મગરૂર રહી છું. મને જ્યારેબી કોઈ કહેતું કે હું સુંદર હતી ત્યારે તે સમજી હું ખુશી ખુશી થઇ જતી. જ્યારેબી કોઈ મને જણાવતું કે મહારી ચામડીનો રંગ દુધ અને ગુલાબના ફુલની મેળવણીનો હતો ત્યારે કુદરતી જ હું હરખાતી અને તે સાચવી રાખવાનો મેં દ્રઢ ઠરાવ કર્યો, એ ઉપરથી થોડા મહીનાં પર કાંઈ 'બ્યુટી હીન્ટસ' નામની એક સુંદર ચોપડીમાં મેં વાંચ્યું કે આરસેનીક સુંદર ચામડી સાચવી રાખવા અને વધુ સુંદર બનાવામાં વપરાતું હતું ઘણું જ જરાક જો મોઢુ ધોવાનાં પાણીમાં નાખવામાં આવે તો તેથી ચામડીનો રંગ ખુલ્લો ને ઝળકતો બનાવે.

આવું વાંચી માહારો સુંદર રંગ જાળવી રાખવાની મને લાલચ થઇ ને હું આરસેનીક ખરીદી ઘર લાવી, મેં તે પેકેટ ખોલ્યું અને બહુ જ જરાક મેં તે માહારાં મોઢું ધોવાનાં પાણીમાં નાખ્યું પણ હું એકાએક બીહ ગઈ કે રખે તેથી કાંઈ નુકશાન થતું હોયને તેથી તે પાંણી એમનું એમ મેં બધું ઢોળી નાખ્યું ત્યાર પછીથી તે પેકેટ મેં છોપડયું માહારાં ડ્રેસીંગ કેસનાં ખાનામાં નાખી રાખ્યું. અને ખુદા સાહેદ છે કે તે ઝેરની વાત તો હું છેક માહારો ઘણી ગુજર્યો તે દીવસ—બલ્કે તે ઘડી સુધી ભુલી જ ગઈ."

## પ્રકરણ ૫

### "નસીબનું ચક્કર કેમ ફરે છે.?"

ડલી રોસે તે ખુલાસો ધ્યાનથી સમજ્યો. જે બનાવ તેને સઉથી ઘણો ભેદી લાગ્યો હતો તેનો તદન સાદો ખુલાસો જાણતાં જ તે અજબ થઇ ગયો, મગર તે જવાન છોકરીનાં ચહેરા, અવાજ અને અદામાં સચ્ચાઈ એટલી હતી, અને તે કહાંણી એટલી તો સાદી હતી કે બોલપોલ તેણે માન્યો.

તેને મનથી તો તે ખુલાસો સાચો ને સાદો લાગ્યો મગર સવાલ એ હતો કે જ્યુરી શું ધારશે? જ્યુરી કદીબી એ ખુલાસો માનશે?

"મીસીસ બ્લેર," તેણે પુછ્યું, "તમારી મેડ લુસી આગળ તમે તે ઝેર કાંએ ખરીદયું હતું તેનો કાંઇ ખુલાસો કર્યો હતો ખરો?"

"નહી," થોડોક વિચાર કરી લેતાં તેણીએ કહ્યું. "તે વટીક તે કારણ જાંણે તેની મને શરમ લાગી ને હું તેની આગળ કશું જ બોલી હતી નહી."

"એ વળી કમનસીબ કહેવાય," મી. રોસે કહ્યું "જો તેજ વખતે તમે ખુલાસો કર્યો હતે તો હાલ એ બાબદની તે મેડ આપણી ઘણી સાબુત સાક્ષી ગણાતે."

"હું પોતેજ કમનસીબ છું એટલે મને બધું જ ઉંધું સુજયું" તે બોલી.

"તમે જે દહાડે આ ઝેર ખરીદ્યું, તે દીવસ ને તારીખ તમો બરાબર કહી શકશોની?"

"હા, કેમકે દુકાનવાળા મી. કલેલેન્ડે એક પેપર માહારી પાસે એ ઝેર ખરીદ કરતાં સાઇન કરાવ્યું તે મને યાદ છે." તેણી બોલી.

"અને તમારા બચાવમાં આથી વધારે તમારે કશું કહેવું નથી મીસીસ બ્લેર? મી. રોસે પુછયું.

"વધારે છેજ નહી તેથી હું કહી શકતીબી નહી." તેણી મક્કમતાથી બોલી.

"તમારૂં કહેલું બોલેબોલ હું માનુંછ," તે વકીલે તેણીને ખાતરી આપતાં કહ્યું. "પણ આ ઝેર ખરીદવાની બાબદ એવી છે કે જયુરીને તેમાં ઉપજાવી કાઢેલી કહાંણીનો ટોન ભાગે તો અજબ જેવું નથી."

"દરેક બીનાં માહારી કેટલી બધી વિરૂદ્ધ છે તે હું સારી રીતે જોઇ શકું છું મી. રોસ," તેણી ગરીબાઇથી બોલી.

"ત્યારે તમે સોગંદ પર કહો છો કે તમારા ડ્રેસીંગ કેસમાંથી મળી આવેલાં ઝેરને તમારા ભરથારનાં મરણ સાથે કશોજ સંબંધ નથી?" ફરી એકવાર તેણે અંકે કરાવ્યું.

"તમારાં આંગળાં માહેલી વિંટીને જેટલો તેની સાથે સંબંધ નથી તેટલોજ માહારા ડ્રેસીંગ કેસનાં પેકેટનેબી નથીજ ને તે હું સોગંદ ઉપર કહું છું."

"બહુ ભેદભરેલું મને તો લાગે છે," તે બાહોશ માંણસે અતવત કરી.

"મને પણ તેટલુંજ બલકે તેથી પણ વધારેજ ભેદભર્યું જણાય છે મી. રોસ," તેણીએ જોશથી કહ્યું.

"તમે ધારોછ કે તમે મુકેલાં ઝેરની વાત ઘરમાં કોઇને ખબર હશે? નોકરોને કે કોઇ આવતાં જતાં ને?" મી. રોસે પુછ્યું.

"નહી," તે બોલી, "માહારા સિવાય કોઇને ખબર હતીજ નહી, ને મ્હારી ખાતરી છે કે તેને હાથ લગાડવામાંબી આવ્યો જ નથી. મેં એકજ વખત તે પેકેટ ખોલેલું. તે પહેલી અને છેલ્લીજ વાર ને પછી ચાવી મારી મુકી દીધેલું તે હાથજ નહી લગાડેલો, તેની ચાવી માહારા સિવાય કોઈ પાસે રહેતી નથી."

"બહુજ અજબ જેવું-બહુજ તાજુબી પમાડનારૂં," તે પાછો ને પાછો બોલ્યો. "કદાચ તમારી જીંદગીનાં આગળા બનાવનું આ પરીણામ હોઈ શકે. મીસીસ બ્લેર, મને તમારી આખી જીંદગી જયારથી તમને યાદ છે ત્યારનું બધું, કંઈબી છુપ્પું રાખ્યા વગર મને વિશ્વાસથી કહી જશો?"

"માહારી જીંદગીની કહાંણી ઘણીજ સાદી છે." તે બોલી "ને તેમાં છુપાવાનું કાંઈજ નથી."

"એમ છતાં તે જાંણ્યાથી કદાપી મને કાંઇ મુદ્દો મળી શકે. કાંઇબી ખ્યાલ આવી શકે. મને કહેશો ?"

"જરૂરજ," તેણી તુરત કબુલ થઇ. "પણ કહેવાનું ખાસ કાંઇજ નથી. સમજો. હું ફરમેન્સ ખાતે જન્મી હતી. અને પરણી મ્હારા ધણીને ઘર આવી ત્યાં સુધી કદી મહારૂં બાપીકું ઘર છોડયું હતું નહી. માહારા માતા મને ફક્ત ચાર વરસની મુકીને બેહસ્ત પામ્યાં હતાં, અને તેવણનાં મરણ પછીથી માહારા એકપુરાં માસી ફલોરા અમારે ત્યાં ઘર સંભાળવા અને મને જાળવવા આવી રહ્યાં.

"માહારા પપા ડોકટર હતા અને તેવણની ઘણી સારી પ્રેકટીસ હતી. વળી કરકસરથી રહેવાથી ખાનગી નાંણું માહારા પપાએ ઘણું સારૂં એકઠું કર્યું હતું. કમનસીબે તેવણને તબીયતે યારી આપી નહી, અને છેક જવાન ઉમ્મરે તેવણ બિચારા તદન લથડી ગયા તે એટલે સુધી કે કામકાજ ઉપરબી ધ્યાન આપી શકયા નહી, અને પરીણામમાં, તેમણે એકઠી કરેલી રકમનાં વ્યાજ ઉપર અમે રહેવા લાગ્યાં.

"અમારૂં મકાન મોટું હતું. જમીન બીશ્યાર હતી, અને ખેતીવાડી કરી માહારા પપાએ પાછું ઘણું સારૂં પેદા કરવા માંડયું.

"તેવણ પોતાનાં તબીબી ધંધા ઉપર તો ધ્યાન આપી શકયાજ નહી. એમ છતાં અમે પૈસે ટકે અને બધી વાતે એટલાં સુખી હતાં કે આખા સ્કોટલન્ડમાં એવું એકબી સુખી ઘર હશે નહી. હું તેર વરશની થઇ ત્યાં સુધી જંજાળ જેવો શબ્દ મેં જાણ્યોજ નહી.

"ત્યાર પછીથી અમારી કમનસીબી શરૂ થઇ. અમારૂં તકદીર અમને તારાઝ કરી ગયું—તજી ગયું અને ગરીબાઇનો ડંખ અમને લાગવા માંડયો. માહારા પપાને બળાપો કરતાં, રોજનાં તબીયતથી હેરાંન થતા ને અફસોસ કરતા જોઇ માહારો જીવ બળી ગયો. ઓ મી. રોસ, બચપણનો એકવારનો તે સુખી વખત જ્યારે હું યાદ કરૂં છું ત્યારે હું ભુલી જાંઉંછ કે હાલ હું આ કેદખાનામાં એક કંગાળમાં

કંગાળ ઔરત તરીકે, માહારા ધણીનાં ખુની તરીકે ઉભેલી છું. માહારી કમનસીબી શરૂ થઈ તે પહેલાં અરે કેવી સુખી, કેવી નિરદોશ હું હતી. કુદરતની પરસ્તાર, આખો વખત ખેતરમાં દોડતી, સુંદર ફુલો વચ્ચે રમતી, કેવી ખુશાળ અને નફીકરી હું તે વેળા હતી. તમારી આંખો બંધ કરો મી. રોસ ને તમારા ખ્યાલી વિચારમાં તેર વરસની એક ખીલતી છોકરીને નિરદોશ ફુલ જેવા ચહેરા સાથે, ભલામાં ભલા એક પીતા અને મીઠામાં મીઠા ખવાસની એક માસીની રાહબરી હેઠળ ઉછરતી જોઇ લેઓ ને તે વેળાનાં માહારા સુખનો ખ્યાલ કરો.

"રે ખુદા," તેણીએ એકાએક એક દુખી હરવું હરતાં આગળ ચલાવ્યું, 'રે ખુદા, તે પક્ષીઓ અને ફુલો વચ્ચે રમતી એક છોકરી હતી, જ્યારે હાલ તેજ જીગરની, પણ દુન્યાની નજરે ગુનેહગાર ગણાંતી હું એક કમનસીબ અબળા તરીકે મને જોઉં છું. શું હું તેજ હેસ્ટર છું કે કોઇ બીજીજ?"

થોડી પળ તે કમનસીબ કેદી પોતાની ઉપરનો કાબુ ખોઇ દઈ ઝારઝાર રડી. તે સુખી બચપણનો ખ્યાલ અને હાલની અવસ્થા યાદ કરતાં દેખાઇતી રીતે તેણીનું જીગર ચીરાઇ જતું હતું.

"માહારી તેર વરસની ઉમ્મરે," તેણીએ જેહમતે પોતાનું રડવું અટકાવતાં કહ્યું. "તેર વરસની ઉમ્મરે, માહારી કમનસીબી શરૂ થઇ. તે ઇંગ્લન્ડમાં એક કંપની હતી કે જ્યાં માહારા પપાએ બધું પોતાનું નાંણું મુકયું હતું તે કંપની નિશફળ નિવડી અને અમે બીલકુલ ને એકદમજ રખડી ગયાં. માહારા પપા બિચારા તે વખતે ઘરડા થએલા અને તબીયતે તમામ લથડી ગએલા હતા એટલે કશું કરી શકયા નહી. એટલા માટે અમે અમારો ખરચ એકદમ ઘટાડી નાખ્યો ને બહુ કરકસર કરવા લાગ્યાં.

"એ રીતે વરસો વહેતાં ચાલ્યાં. તેજ કંગાલ્યત ને ગરીબાઇ છેક માહારા સત્તરમાં વર્ષ સુધી ચાલી."



## પ્રકરણ ૬.

### "બાપને ખાતર ભોગ."

એકાદ પળ અહીં મીસીસ બ્લેર થોભી અને વિચારવંત પોતાનાં લોયર તરફ જોયું.

"હું જાણતી નથી કે તમે કદીબી ગરીબાઇનો ડંખ ખમ્યો છે કે કેમ ? કંગાલ્યત વેઠી છે ? ભુખમરો સહન કર્યો છે ?"

"નહી," મી. રોસે કહ્યું. "ને હું ખુદાનો ઉપકારી છું કે એવી આફતથી તેણે મને સદા દુર રાખેલો છે."

"અને એ બધો કડવો અનુભવ મેં મેળવ્યો," મીસીસ બ્લેરે કહ્યું "હમે હજીબી ફરમેન્ચ ખાતે જ રહેતાં હતાં, અને જો કે અંદરખાનેથી કંગાલ્યત ભાગવતાં છતાં ઉપરથી તમાચો મારી મોહું લાલ કરવા જેવો દેખાવ તો હજી ચાલુ જ હતો, તે બી રફતે રફતે નિકળી ગયું, બધાં નોકરોને અમે રજા આપી, ખેતરો અને બગીચો સુકાવા લાગ્યો, માહારાં માસી સાથે હું હાડકાં રગડી ઘરનું કામ કરવા લાગી એ કીસમતનો કેહર હતો, એ લખ્યા લેખ હતા, એ તારાઝે તકદીર હતું. અમે આસ્તે આસ્તે બધું ખોહતાં ગયાં. એક પછી એક અમારૂં ફરનીચર વેચાઇ ગયું. હું સોળ વરસની હતી ત્યારે હું પોતે માહારા પપાનો ઘડીઆળ અને છેડો વેચી આવી; સુંદર પીકચરો કિમતી ચોપડીઓ, અને માહારા પપા મગરૂર થતા તેવી અમારી એકથી અનેક ચીજો બધી વેચાઈ ને દારવાટલો થઇ ગઈ.

"અમારૂં તે મોટું મકાન તદન ખાલી અને ઉજ્જડ થઇ પડયું. અંતે એક દીવસ એવો આવ્યો કે માહરા પપાએ મને પોતાની આગળ તેડી. તેવણુનાં હાથમાં એક ખુલ્લું કાગળ પકડેલું હતું જ્યારે નવધાર આંસુઓ તેવણુના વ્હાલા અને એકવારનાં ખુબસુરત ચેહરા ઉપર થઈ તેવણુનાં ઘરડા ચીમળાયલા ગાલો ઉપર સરી પડવા લાગ્યાં. એ જોઇ મહારૂં તો કલેજુંજ કપાઇ ગયું.

"હેસ્ટર," તેવણુ બિચારા રડતાં રડતાં બોલ્યા. "હવે બધું

ખલાસ થયું છે, માહારી મગરૂરી જમીનદોસ્ત થઇ છે. માહારાથી ખમાયું ત્યાં સુધી મેં ખમ્યું, હવે શું કરૂં? લોકે લોક માહારી પડી ભાંગેલી અવસ્થા સારૂં જાંણી ગયાં છે."

"મેં માહારા હાથો માહારા પીતાની ગરદન આસપાસ વિટાંળ્યા. મેં માહારા હોઠો તેવણનાં ધરડાં કપાલ ઉપર દાબ્યા ને મેં તેવણને હિમત આપી, કે હું જવાન અને તંદરોસ્ત હતી તેથી મેહનત કરીશ, ને તેવણનો બુઢાંપો ઠેરવીશ"

પણ એ સાંભળી એક કડવું હરવું માહારા પપાનાં ચેહરા ઉપર ફેલાઈ રહ્યું.

"માહારી દીકરી," તેવણ બોલ્યા "દુનીયા ઘણી વિચીત્ર છે. તેનો કડવો અનુભવ હું માહારા નાહાનાં ગુલાબ જેવા બચ્ચાંને લેવા દઈજ કેમ શકું?"

"ત્યાર પછી તેવણે મને કહ્યું કે અમે રહેતાં હતાં તે અમારા ઘરનું ભાડું બે વરસ થયાં નહી ભરેલું હોવાથી આજે ઘરવાળાનું સખત કાગળ આવ્યું હતું, કે તુરત ભાડું નહી ભરાશે તો કામ ચલાવામાં આવશે એટલું જ નહી પણ અમોને કાયદાસર ઘરમાંથી કાઢી મુકવામાં આવશે."

આ જાણી મારા પપા બિચારા ફેકેફેક રડયા. આહ કેવી એક વારની તેમની નામનાં! કેવો તેવણનો બાદશાહી તોર અને જાહોઝલાલી. તેવણ શું રસ્તે રખડતા જાય? ઓ પરવરદેગાર, ગઝબ થયો.

"આપણે કાંઇ બી કરી પૈસા મેળવીશું." મેં પપાને હીંમત આપતાં કહ્યું. "હજી તો ત્રણ મહીનાની મેહતલ આપી છે તેટલાં આપણી અરજ ખુદા સાંભળશે ને કાંઈ બી મદદ મોકલશે જ." પણ પપા તો એ સાંભળી કાંઈ ધીરજ પામ્યા નહી.

"મહીનાઓ વ્હેતા ચાલ્યા પણ હજી કશી મદદ અમોને મળી નહી. તે કમનશીબ દીવસ બી આવી લાગ્યો પણ અમારી પાસે કશું ન્હોતું. અમારી વ્હારે કોઇ આવ્યું નહી. માહારા પપા ફીકર ફીકરે

તદ્દન બિમાર થઇ બિછાંણે પડયા જ્યારે માહારાં ફ્લોરા માસી રાત ને દીવસ રડવા લાગ્યાં.

"તમે સમજી શકયા હશો કે અમારો ઘરવાળો તે જ માહારો ધણી હતો. અમે રહેતાં હતાં તે મકાન અને તે અતરાફનો વિસ્તાર મી૰ બ્લેરની માલેકીનો હતો, અને તે ઉપરથી તમે ખ્યાલ કરી શકશો કે શા માટે હું તેને પરણી.

"ફરી એક વાર ભાડુ માગવાનો કાગળ આવ્યો જેના જવાબમાં માહારા પપાએ ના લખવાથી, તે પોતે હવે અમારે ત્યાં આવ્યો.

માહારા ધણીને મેં કદી ચાહ્યો હતો નહી. છતાં માહારે કબુલ કરવું જોઇએ કે તેનામાં ઘણીક સારી ખાસ્યતો પણ હતી જ. ઓગસ્ટની એક ગરમ રાતે માહારા પપા દુખ અને આફતથી ઘેરાઈ ગએલા, એક ભાંગી તુટી ખુરશી ઉપર બાહેર બેઠેલા હતા, જ્યારે મારાં માસી અને હું અંદર કાંઈ કામે રોકાયલાં હતાં ત્યારે આગલુ બારણું જોરમાં ઠોકાયું. મારાં માસીએ દોડી જઈ તે ખોલ્યું અને થોડીક પળમાં તો તેવણ બિચારાં ધ્રુજતાં અને ફીક્કાં મારી આગળ આવ્યા.

"હેસ્ટર" તેવણે કહ્યું. "હું હવે શું કરૂં? એ તો મી. બ્લેર છે. આપણાં ઘરવાળા. અરે હેસ્ટર તાહરા પપાનું શું થશે.!"

અમે એકમેક તરફ ગભરાઇને જોયું. પછી માહારાં ફ્લોરા માસી બોલ્યા.

"તું તેની આગળ જા હેસ્ટર ને તેને સમજાવ. તું જવાન ને દેખાવડી છે ને તને જોઇ તેનું જીગર પીગળશે. તું જ જા."

મેં વિચાર કીધો કે ત્યાં જઈ તે ઘરવાળાને હું ખુબ સમજાવશ. માહારા પપાની હાલત બરાબર કહેવાંથી તે કદાપી માયાળુ થાય બી એમ મેં માન્યું. અને હું ત્યાં ગઇ.

"હું ગઇ. અને મેં એક ઉંચા અને કાંઇક ખુબસુરત દેખાવનાં એક આસામીને ત્યાં બેઠેલો જોયો. ખુદા ખબર શું બી હશે, પણ માહારી નજર તે ઘડીએ તેની ઉપર પડી તેવો જ તે મને

ગમ્યો નહી તે છેક તે મર્યો તે ઘડી સુધી. હું અંદર ગઈ એટલે મને જોઈ તે બહુ અજબ થએલો લાગ્યો. " તમે મી૦ બ્લેર છો ? " મેં દાખલ થતાં જ પુછ્યું.

તે નમ્યો.

" હું મી૦ બ્લેર છું, " તેણે કહ્યું. " અને કોણ બાનુ સાથે વાત કરવાનું હું માન ધરાવું છું વારૂ ? "

" હું હેસ્ટર કેરોલ છું, " મેં જવાબ કર્યો, " બેસોજી, હું માહારા પપાને અબઘડી જણાવીશ કે તમે આવેલા છો, તમે જરા વાર થોભશો ? માહરા પપા બિચારા બિમાર અને દુખી છે અને તમે આવ્યાછ એ વાત જાણતાં તેવણ શૅાક ખાઇ જશે. "

" ત્યારે તમે શું જાણોછ કે હું કયા કારણુસર અતરે આવેલો છું એમ ? " તેણે પુછયું.

" બચાત જ, " મેં કહ્યું.

" ત્યારે તો તમારી આ ખુબસુરત આંખોમાં હું એક ઘાતકી હેવાન જેવોજ લાગતો હોઇશ. " તેણે કહ્યું.

" હું ઇચ્છુંછ કે તમારા ઘરનાં ભાડાં સારૂં તમો થોડી વાર જયાદા થોભી જાઓ, " મેં ઇન્તેજારીથી કહ્યું.

" એમ ? " તેણે વિચારવંત કહ્યું અને પછી તુરત વધાર્યું. " તમારી ઉમ્મર શું મીસ કેરોલ ? "

" હું સત્તર વર્ષની છું " મેં જવાબ કર્યો, અને તેને માટે એક -હી સમજ પડતો અણગમો એકાએક માહારામાં ઘણી સખત રીતે ઉભરાઈ આવ્યો મેં તેનાં ચેહરા ઉપર કપટનું એક હસવું ફેલાયલું જોયું અને હું બે કદમ દુર થઇ ગઈ.

" તમારા પપાને માહારે મળવું છે, " તેણે કહ્યું " પણ એવણને ફાવે ત્યારે મને મળે, મને એક ગ્લાસ દુધ લાવી આપો શકશો, મીસ કેરોલ ? "

" અમારે ત્યાં દુધ નથી, " મેં રોકડું પરખાવ્યું: " કેમકે અમારાં બધાં ઢોરો વેચાઈ ગયાં છે. "

તેણે તે એકવારના સુંદર ફરનીચરવાળા પણ હાલનાં કંગાળ રૂમમાં જોયું.

"ખરેખર, તમે લોક ઘણી કંગાળ્યતમાં આવી ગએલાં લાગો છો." તે બોલ્યો.

"હું ત્યાર પછીથી તેને છોડી ગઇ. તેને સારૂં કાંઇ રીફ્રેશમેન્ટ લાવવા પણ થોડીક બીસકીટ અને સાઇડર સિવાય જ્યાદા સારૂ કશું હુ તેની આગળ મુકી શકી નહી. તે અમારાં ગરીબ રીફ્રેશમેન્ટથી કેવોક ખુશી થયો હોય તેવું બતાવ્યું.

"અને જ્યારે મી. બ્લેર સાઇડર અને બિસકીટને ઇન્સાફ આપતો હતો ત્યારે હું સામે બેઠી અને તેની સાથે વાતો કરવા લાગી. તેણે મને અનેક સવાલો માહારે પોતાને લગતા પુછયા અને મેં તેને બધું કહ્યું. તેવામાં, માહારા ગરીબ ઘરડા, સુફેદ વાળવાળા, ધ્રુજતા ધપકતા પપા અંદર દાખલ થયા. માહારા ગરીબ પપા જેવણ આ માણસની દયાને આશરે હતા કે જે માણસ તો હાલ મને ખુશ કરવા ઉપર મંડ્યો હતો.

ઓ ખુદા તે પોતાનાં ઘરવાળાને જોઇ કેવો ધ્રુજ્યો—કેવો નાતવાન ને બિમાર લાગ્યો—માહારો પોતાનો ભલો બાપ!

"માહારી પાસે કાંઇ બી બાહાણું નથી," મારા પપા બોલ્યા. "માહારે તમારૂં ભાડું ઘણું આગમજ ભરી દેવું હતું. હું દીલગીર છું મી. બ્લેર કે હું ભરી શકયો નથી."

મી. બ્લેરે ઘણી બાહોશીથી, હુશીયારીથી ને માયાથી માહારા ગરીબ પપા સાથે વાતો કરી. ને પરીણામમાં તે માહારાં માસી તેમજ પપાને ઘણો ગમ્યો.

"આપણે કામની વાતો બીજી વખતે કરીશું." જવા ઉઠયો ત્યારે તે બોલ્યો. "હું પાછો આવી જઇશ."

તે વળતી સવારેજ પાછો આવ્યો. અને વળી પાછો બીજે દાહાડે, અને ત્રીજે દાહાડે. તે હવે રોજનો અમારેં ત્યાં આવતો જતો થઇ ગયો. ગમે તે દાહાડે અને ગમે તે વખતે તે એકદમ ફુટી નિકળતો.

" તું તેની આગળ જા હેસ્ટર," માહારાં ફ્લોરા માસી મને કહેતાં. "તું તેને હંમેશ સારા મુડમાં રાખી શકે છે, અને એમ કર્યાથી તાહારા ગરીબ પપાને તું ઘણી કામની થઈ પડશે."

" એવી રીતે મને નહી ગમવા છતાં માહારી મરજી ઉપરાંત માહારે રોજ તેની આગળ જઇને બેસવું પડતું. તેની સાથે ખુશાલ વાતો કરી તેને રીઝવવો પડતો. અને પરીણામમાં હું તેને ખરાં જીગરથી ધીક્કારતી થઇ.

" હું તેને ખરાં જીગરથી ધીક્કારવા લાગી. પણ હું જાણતી હતી કે અમે બધાં કેટલાં તેની દયા પર હતાં. તેનો એકજ બોલ અને અમે રસ્તે રખડતાં ઉતરી શકયે.

" કોઇવાર તે ચીરડાયલો ગુસ્સે થએલો અને ચુપ જેવો આવતો અને ત્યારે માહારાં ભલાં માસી ધ્રુજતે સાદે મને કાલાવાલા કરતાં કહેતાં

" હેસ્ટર, તેને ખુશ કર. જા તેની પાસે જઈ વાતો કર. તાહારી વાતો સાંભળવા તેને ગમે છે."

" એમ થોડો વખત તો ગાડું ગબડયું. માહારાં માસી રાત અને દિવસ ફીકર કરતાં કે હવે શું થશે. માહારા પપા રાત દાહાડાની ચિંતાએ વધુ અને વધુજ બિમાર થવા લાગ્યા.

" અંતે એક દિવસ એવો આવ્યો કે તે બધાંનો નિકાલ આવી ગયો. હું બેસીને મી. બ્લેર સાથે વાતો કરતી હતી તેવામાં તે માહારી તરફ ફર્યો.

" હેસ્ટર," તેણે કહ્યું. તે મને માહારી રજા વગર જ મારાં નામથી બોલાવા લાગ્યો હતો. " હેસ્ટર, આખી દુન્યામાં તું સર્વથી વધુ કોણને ચાહે છે?"

" માહારા પપાને," મેં કહ્યું.

" અને તેવણને તું કેટલા ચાહે છે?"

" માહારા બધા જીગરથી," મેં જવાબ કર્યો.

" તે માહારી તરફ એક અર્થસુચક હસવાં સાથે જોતો બેઠો.

તે હસવું કે જે જોતાંજ હું તેને વધુ અને વધુ ધીક્કારતી હતી. 'અને તેવણ માટે તું બહુ દીલગીર થઇ જીવ બાળતી હશે ખરૂંની?' જરા વારે તેણે પાછું બોલવા માંડયું.

'ખચ્ચીતજ.' મેં કહ્યું. "માહારા પપા માટે મહારૂં કલેજું કપાઇ જાય છે."

"અને તેવણને બચાવા ખાતર તું કાંઇબી કરે ખરી કે?" તેણે પુછ્યું. "આ ઘરમાં રહેવા, બધું ફરનીચર પાછું મેળવવા, તેવણને સંતોશી ને સુખી કરવા તું કાંઇબી કરે ખરી કે?"

"કોઇબી ચીજ માહારા પપાને સુખી કરવા ખાતર હું કરૂં." મેં જોશથી કહ્યું.

"અને તેમ કરવું ઘણું સહેલ છે." તેણે કહ્યું. "માહારી સાથે લગન કર હેસ્ટર. માહારી મોહરદાર બન ને તેજ દાહાડેથી ખાતરી રાખજે કે તાહારો બાપ એક ઘડી બી પેસાની તંગી શું તે જાણવાનો નથી. તે જાહોજલાલી ભર્યા સુખમાં રહેશે, ને તેની બાકીની જીંદગી અમન ચમનમાં ગુજારશે."

"પણ તે આગળ કશું બી બોલે તે સાંભળ્યા વગર હું ગુસ્સાની એક ચીસ સમેત તેને એકલો છોડી ત્યાંથી નાહાસી ગઇ. આહ ખુદા, એકલો પરવરદેગારજ જાણતો હતો કે તે માંણુસને હું કેટલી ધીક્કારની હતી.

---

## પ્રકરણ ૭

### "પ્યાર વગરનાં લગન-એક સોદો!"

મી. બ્લેરની માંગણી સમજી હું માહારા કાનોમાં આંગળી બોસી નાહાશી ગઇ, અને ઘણે વારે કે જ્યારે મેં ખાતરીથી માન્યું કે હવે તે ઘર છોડી ગએલો હોવો જ જોઇએ, ત્યારે હું પાછી ફરી. હજી તો હું અંદર દાખલ થાઉં તેટલામાં જ આન્ટ ફ્લોરા મને હસતે ચેહરે સામે મળ્યાં.

"ઓ હેસ્ટર," મને જોતાંજ માહારી માસીએ ખુશાલીથી પોકાર્યું. "મી. બ્લેરે અમોને તે ખુશ બનાવ કહ્યો. માહારી ડારલીંગ તું અમોને બચાવી લેશેની ?"

મેં ગભરાટમાં તેવણનો ચેહરો ટીકવા માંડયો.

"શું ખુશ ખબર આન્ટી ?" મેં અજાયબીથી પુછયું.

"ઓ માહારી દીકરી," તેવણે તેવાજ ખુશાલ સાદે બોલવાનું જારી રાખ્યું. "તાહારો ઉપકાર કેમ માનવો તે બી મને તો સમજ પડતી નથી, તને કેમ આશીસ આપું ને દુવા દઉં તે બી મને તો જાણે સુજતું નથી એટલી હું હરખથી દીવાની બની ગઇ છું. ઉપકાર ખુદાનો કે તાહારા વાહાલા બાપને પાછી આગળ જેવી સુખ સગવડ ને નિરાંત મળશે. મેં હજી તેવણને કહ્યું નથી. તુંજ તે સુખભરી ખબર જાતે તેવણને પહોંચાડજે."

"મેં ધાર્યું કે થોડા કલાકની માહારી ગેરહાજરી દરમ્યાન એવું કાંઈ બી બની ગએલું હોવું જ જોઇએ કે જેથી હું અનજાંણ હતી.

"પણ છે શું તે તો મને કહો આન્ટી ફ્લોરા ?" મેં પુછયું.

"તું જાણે છ તો ખરીજ માહારી ડારલીંગ કે હું શાને માટે કહું છું," તેણીએ જવાબ કર્યો. "મી. બ્લેરે મને કહ્યું. અને ઓ હેસ્ટર હું કેટલી ખુશી થઈ માહારી ડારલીંગ બેબી; તાહારીજ બરકતે આપણે બધાં બચી ગયાં. મી. બ્લેરે મને કહ્યું કે તેવણ સાથે પરણવાની તેં કબુલાત આપી છે."

"શું તેવણે તમોને એમ કહ્યું ?" મેં ગુસ્સાથી સમજ઼ા ઉઠતાં પુછયું.

"હા," માહારી માસીએ જવાબ કર્યો. "ને ઓ હેસ્ટર આપણાં દુખનો આવો સુખી નિવેડો આવશે એમ કોણે ધારેલું ? પણ હું અજબ થતી નથી માહારી દીકરી, તું છેજ એવી ખુબસુરત ને બાહોશ કે ભલા રાજાની રાણી તરીકે બી દીપી રહે.

"આન્ટ ફ્લોરા," મેં નસીબ સાદે પૂછયું. "તમોને શું મી. બ્લેર ગમે છે ?"

"ખચ્ચીતજ," મારાં માસીએ કહ્યું: "તે ઘણો હેન્ડસમ છે ને ભલો છે, અને તને ચાહાવાથી, એને મહારૂં જીગર પોતાની તરફ જીતી લીધું છે."

"હું દુખથી ફરી ગઇ, રે ખુદા કેવા સંકડામણમાં હું આવી ગઇ હતી. હું કેમ તેવણને કહું કે હું તો મી. બ્લેરને ધીક્કારતી હતી અને તેને પરણવા કરતાં મરવું બહેતર ગણું.

"મી. બ્લેર ઘણો દુલ્લાં દીલનો ને મોટાં જીગરનો છે," ફ્લોરા માસીએ આગળ ચલાવ્યું. "તેણે મને કહ્યું કે જયારે તું તેની સાથે પરણશે ત્યારે તાહારા બાપનું બધું કરજ માફ કરવા ઉપરાંત આ મકાન તે તેવણનાં નામ ઉપર કરી, વરસે દહાડે સો પાઉન્ડ આવે એટલી રકમ તાહારા પપાનાં નામ ઉપર કરી દેશે."

"ખરેખર તેવણે એમ કહ્યું?" મેં તાજુબીમાં પુછ્યું.

"ખરેખરજ એમ કહ્યું," મારાં માસી હરખાયાં. "ને તેણે એમ કહ્યું છે એટલે તો જરૂરજ તે કરશે જ. ઓ હેસ્ટર તમો બાપ દીકરી સારૂં હું કેટલી ખુશી થઈ."

"તે એટલી તો ખુશી જણાતી હતી કે બોલ્યાની વાત નહીં.

ખુશાલીનાં આંસુ તેણીનાં ગાલો ઉપરથી ગબડી જવા લાગ્યાં. એટલે નાં કહી તેણીની ભુલ ભાંજવા માહારૂં જીગર ચાલ્યું નહી. હું તેમ કેમજ કરી શકું? માહારા ગરીબ ભલા પપાને કંગાલ્યતમાં સબડતા, રડતા ને બિમાર હું કેમ જોઈબી શકું? નહી નહી, મેં ઠરાવ કર્યો કે એનગસ બ્લેરને પરણવાથી જો માહારા બાપને બચાવી શકાતો હશે તો હું જરૂર જ તેની સાથે જીવ ઉપર જોરાવરી કરીને બી પરણુશ જ."

"મેં કાંઈ જવાબ કર્યો નહી. ને ત્યારે આન્ટ ફલોરાએ એ વાત માહારા પપાને બી કહી, જેવણ બિચારાએ મને પોતાના પેટમાં ચાંપી મને રૂડા આશીસ દીધા ને મારો ઉપકાર માન્યો.

"માહારી હેસ્ટર–માહારી નાહાની હેસ્ટરે મને બચાવ્યો. થેંક ગોડ" તેવણ સુખથી ધ્રુજતા વારંવાર બબડતા હતા.

"તે આખી રાત હું સુતી નહીં. માહારૂં જીગર દુખનાં એક બોજા હેઠળ કચડાઈ ગએલું મને લાગ્યું. આહ, કેવી તેને હું ધીક્કારતી હતી. ખાસ કરી અમે તેની દયા ઉપર હતાં તેથી તો વધારે જ. એને વિચાર કરતાં કરતાં મને ખ્યાલ આવ્યો કે જો મી. બ્લેરને માહારી દરકાર હશે જ તો તે પુરવાર કરી આપવા તે ગમે તે કરશે, ને મેં ઠરાવ કર્યો કે હું તેને કાલાવાલા કરી વિનવીશ કે માહારી સાથે પરણ્યા વગર તેણે મારા પીતાને મદદ કરવી.

"વળતી સવારે એજ ઠરાવ સાથે હું આશાવંત ઉઠી, ને જેવો તે મળવા આવ્યો કે હું ઉલટમંદ તેની સામે દોડી.

"મી. બ્લેર," મેં આતુરતાથી પોકાર્યું, "જલદીથી ડ્રોઈંગ રૂમમાં આવશો પ્લીઝ, માહારે તમારી સાથે તાકીદની વાત કરવી છે."

"એ સાંભળી તે એટલો તો ખુશી થએલો દેખાયો કે મને તેની દયા આવી.

"તે અંદર આવ્યો ને એક ખુરશી ઉપર જગ્યા લીધી. મેં સ્મિત કરી, અને હું તેની બાજુમાં જઈ ઉભી. મેં નરમાશથી તેને બધું સમજાવ્યું. મેં તેને કહ્યું કે મને તેની જરાએ દરકાર નહોતી તેથી તેની સાથે પરણી શકતી નહોતી, ને આંખમાં આંસું સાથે મેં કાલાવાલા કર્યાં કે માહારા બાપને તે છતાં તેણે બચાવવો. મેં વધુમાં કહ્યું કે હું કાંઇ કામ ધંધો શોધી કાઢી તેની પૈએ પૈ મોડે વેહેલે ભરી દઇશ. તેટલાં મહારા ગરીબ ઘરડા પપા ઉપર દયા કરવી. તેવણ એટલા તો નાતવાન થઇ ગયા હતા કે એકજ શોક તેવણને ખલાસ કરવા બસ હતો.

"તેણે એક વિચીત્ર હસવાં સાથે મને બોલતી સાંભળી, પછી તે મારી તરફ ફર્યો.

"હેસ્ટર, રડવું, આંસું ખેરવવા અને કાલાવાલા કરવાની કશીજ જરૂર નથી," તેણે કહ્યું. "વળી તાહારે મહેનત કરી મારા પૈસા વસુલ કરવાની બી જરાએ અગત નથી, તું જો મને પરણે તો."

"પણ તેજ એક ચીજ છે કે જે હું કરી શકતી નથી." મેં

દીલગીરીથી કહ્યું. " હું તમને પરણી શકવાની નથી."

" તું ચાહે તો તેમ કરી શકે." તેણે કહ્યું. " તું જાણતી નથી કે માહારી આંખોમાં તું કેટલી વાહાલી અને ખુબસુરત થઇ પડી છે. અને તને જીતવા ખાતર હું માહારો જીવનો ભોગ બી ખુશીથી આપું. તને હું સઉથી સુખી બૈરી બનાવીશ. હેસ્ટર તું માંગશે તેટલા પૈસા, ગાડીઓ ઘોડાઓ, જરીઆન અને સુંદર પોશાકો તને મળશે. તું આખા સ્કોટલન્ડની સઉથી સુખી મોબ્દ્દાર ગણાશે." પણ એક ચીસ સાથે મેં તેને આગલ બોલતાં અટકાવ્યો.

"નહી નહી નહી," મેં પોકાર્યું. " તમો મને ગમતા નથી ને હું તમારી સાથે પરણી શકવાની નથી."

" ગમવાનો સવાલ જ નથી." તેણે કહ્યું. " પછીથી હું તને મને ચાહાતાં તો શીખવી શકીશ."

" તે કદી જ બનશે નહી," મેં જોશથી કહ્યું. પણ મેં જોયું કે હું હારી હતી અને તે જીત્યો હતો.

" બીજી બાજુનો બી ખ્યાલ કર હેસ્ટર," તેણે મને પાછું અને પાછું કહ્યું. " જો નાં કહી તું મને મોકલાવી દેશે તો તાહારૂં ભવિશ ગીતારી લે. ગરીબાઇ, કંગાલ્યત ને સત્યાનાશી સિવાય શું મેળવવાની છે તું ?"

" પણ" મેં કહ્યું. " તમે ઉદાર દીલ બતાવો. તમે દયાવંતા થાઓ, મને પરણવા વગર તમે માહારા પપાનાં મદદગાર થાઓ."

" નહી માહારી વાહાલી હેસ્ટર," તેણે કહ્યું. " તેમ નહી બને. દરેક ભલા કાર્યનો બદલો તો હાવો ને મળવો જ જોઇએ. મને નાં કહે ને તાહારા બાપને સત્યાનાશીમાં ડુબાડી દે. મને હા કહે ને તેનાં બાકીનાં વરસો સુખ ને મોજમાં કાઢવા દે. તુંને ચાહે તે કર. યાદ રાખજે, મને હા કહેવાથી તાહારા બાપને હું નેહાલ કરી નાખીશ."

" પણ માહારી તો જીંદગીનો સવાલ છે." મેં રડતાં કહ્યું. " માહારી જવાન જીંદગીનું સત્યાનાશ વળી જશે તેનું કેમ ? માહારી ખાતરી છે કે માહારી જીંદગી કંગાળ નિવડશે જ કેમકે તમે મને ગમતા નથી."

"હું તને હેત આપીશ અને તાહારૂં હેત જીતીશ." તેણે કહ્યું. "ફક્ત મને વખત આપ."

"મેં આસુંભરી આંખોથી તેની સામે જોયું. મેં માહારા હાથો જોડી કરગરતી નજર તેની સામે કરી ને ધીમેથી બોલી. "દયા કરો, મોટું દીલ બતાવો, મી. બ્લેર." મેં કહ્યું. "જે છોકરી તમોને ખુલ્લું નાં કહે કે તેને તમારી સાથે પરણવું નથી, તે છતાં બોહસ કરવી એ શું તમારા દરજ્જાથી તમો ઉતરતું માનતા નથી? તમોને શું મગરૂરી નથી? એ કાંઇ લગન કહેવાય? એ તો એક જાતનો સોદો તમે કરી રહ્યા છો. તમે મને ખરીદો છો. મી. બ્લેર, તમારા આટલા પૈસા છતાં, મને તમારી સાથે પરણવાની પરવાહ નથી. જો ફક્ત તમો મને છુટાપણું આપો તો હું માનુંછ કે તમે મને ગમતા થાઓ."

"ખુબસુરત હેસ્ટર, મીઠી હેસ્ટર," માહારા બોલવા ઉપર ધ્યાન આપ્યા વગર તેણે જવાબ કર્યો. "સુંદર બચ્ચું, તું એટલી ધ્રુજેછ શાંની? નહીં હેસ્ટર હું દીલગીર છું કે તે એક જ ચીજ હું કરી શકતો નથી. આ મોટાં મકાનમાં સુખ શાન્તિમાં તાહારા પીતાને રાખવા ખાતર તાહારે તાહારો હાથ મને શેહ.ડીમાં આપવો જ પડશે. એથી ઓછું મને કશું જ કબુલ નથી."

"એ વાજબી નથી. એ વાજબી નથી."મેં માહારો હાથ એક એક પર અફાળી દુખથી કહ્યું. પણ અંતે બી હું તેને પરણવા કબુલ થઇ.

---

## પ્રકરણ ૮

### "સગવડનાં લગન કેવાં નિવડે?"

"મને સલ્લાહ આપવા કોઇ હતું નહિ." તે ગરીબ કેદી મીસીસ બ્લેરે પોતાની કહાંણી પોતાનાં વકીલ આગળ કહેવાની ચાલુ રાખી. "મને સલ્લાહ આપનાર કોઇ જ હતું નહી ને તેથી તેને

ફરજ્યાત "હા" કહેવા પછીથી આજની ઘડી સુધી હું માહારા તે જવાબ માટે પસ્તાવો કરતી રહી છું."

"મેં હા કહ્યું. માહારા પીતાને બચાવા ખાતર. અને માહારા તે જવાબ સાથેજ બીજા એક જ કલાકમાં અમારૂં મકાન ફેરવાઇ ગયું. અમારૂં વેચાઈ ગયેલું દરેક ફરનીચર મી. બ્લેરે બેવડી કિમતે પાછું ખરીદી તે અમને સુપરદ કર્યું. માણસોની એક ફોજ કામ ઉપર આવી. બાગ પાછો નવો બનવાનો શરૂ થયો. ને અમારી આગલી જાહોજલાલી બેવડા જોશ સાથે વ્યાપી રહી.

વળી મારી ઉપર બી તે ઉદાર દીલથી ખરચ કરતો ગયો. મને કિમતી ઝવેરાતો તે ભેટ કરવા લાગ્યો. એક દિવસ એક કિમતી હીરાનો દાગીનો તે જ્યારે માહારે સારૂં લાવ્યો ત્યારે મેં માહારી તે છેલ્લી અરજ તેની આગળ કરી. તેનાં હાથમાંથી તે ઝવેરાત લઇ મેં કરગરીને તેનાં ચહેરામાં જોયું. એક ખુબસુરત ચહેરો હતો તે છતાં મને તેને જોતાં જ ધીક્કાર પેદા થતો.

"તમો માહારી સાથે માયાળુ છો." મેં કહ્યું. "ને કેટલા ઉદાર દીલનાં. આ ઝવેરાતની કિમત સેંહકડો પાઉન્ડની થવા જતી હશે."

"હા," તેણે બેદરકારીથી કહ્યું. "પણ એનાંથી હઝાર ઘણી વધારે કિમત તાહારે ખાતર કાઢી આપવાની હોય તો તેની મને પરવાહ નથી."

"અને મને સુખી કરવા તમે આટલો બધો પૈસો વેરવા તૈયાર છો એમ?" મેં પુછ્યું.

"હું તને સુખી કરવા ખાતર માહારી બધી દોલત આપી દેઉં હેસ્ટર," તેણે લાગણીથી કહ્યું.

"ફક્ત એકજ ચીજ કરવાથી તમો મને દુન્યાની સુખીમાં સુખી છોકરી બનાવી શકો," મેં તે તક હાથ ધરી.

"એમ?" તેણે અજાયબીથી કહ્યું. "ત્યારે ખાતરી રાખજે હેસ્ટર કે તે ચીજ હું જરૂર જ ને બાખુશી કરીશ. તે શું છે વારૂ?"

"મને માહારૂં છુટાપણું આપો," મેં તુરત કહ્યું. "ઓ મી.

બહેર મને માહારૂં છુટાપણું બક્ષો. ખાતરી રાખજો કે તમોને પરણ્યાથી હું કંગાળમાં કંગાળ ઓરત થઇ પડશ. માહારી જીંદગીનો બધો મીઠાસ મરી જશે ને તે એટલી હદ સુધી કે હસ્વાનું વટીક હું ભુલી જઇશ. માહારા પપાને હરકત પુગાડયા વગર મને ઓ ભલા મી. બહેર છુટી કરો, હું તમારી એટલી આભારી થઇશ, કે ખુદ તે આભાર મને તમોને ચાહતાં શીખવશે."

"હું આજની ઘડી સુધી માનુંછ કે માહારા આ બધા શબ્દો એ તેની ઉપર કાંઇક અસર કરી ખરી. કારણ તેણે એકાદ પળ ગુંચવાઇને માહારી તરફ જોયા કીધુ.

"તું જાણતી નહી કે તું માહારી પાસે શું માંગેછ, હેસ્ટર— સુંદર છોકરી," તેણે તે પછીથી કહ્યું. "તું મને આવું બોલી ખચ્ચીત લલચાવે છે. પણ નહી, નહી ઓ હેસ્ટર તને હું ખોઇ શકતો નથી. તાહારે મારી થવું જ પડશે. માહારૂં બધું જીગર મેં તને જીતવા ઉપર લગાડયું છે તો કેમબી કરતાં હું તને તો મેળવશ જ. માહારા અંતઃકરણની એ એટલી આશા મને મળવી જ જોઇએ."

"મને મેળવી તમે કદીબી સુખી થવાના નથી." મેં એક ડચકાં સાથે કહ્યું. "કારણ હું તમોને ચાહાતી નથી."

"હું તાહારા તે વિચારો જલદી જ ફેરવાયલા જોવાની આશા રાખું છું." તેણે હવે હસીને કહ્યું. ને મેં જોયું કે સામો તે વધારે મક્કમ થએલો જણાતો હતો.

"તમે જાણોછ," મેં છેવટે પુછ્યું. "કે લોકો પ્યાર વગર પરણે છે તેનો શું અંજામ આવેછ તે?"

"મને તુંજ તે કહે માહારી મીઠી પીલસુફ." તેણે કહ્યું.

"એકમેકને ધીક્કારતાં વરબૈરી શીખે છે," મેં સમજાવ્યું. "પ્યાર વગર પરણેલી જીંદગી જેવું દુખ આ દુન્યામાં બીજું એકે ન હશે."

"તું તેની નાં પીકર કર." તેણે સધ્યારો આપ્યો. "બન્નેનો પ્યાર એકઠો થાય તેટલા બધા પ્રમાણમાં હું તને ચાહું છું તે જ બસ છે."

"શું કોઇ બીચીજ તમારી ખાતરી કરી આપશે નહીં કે તમે આપણાં બન્નેનાં હકમાં ખોટું કરો છો ?" મેં નિરાશાથી પુછ્યું.

"નહી માહારી મીઠી હેસ્ટર," તેણે કહ્યું "એટલા માટે ડહાપણુવાળી થા ને માહારા હાથમાં તને પોતાંને સોંપી દે. હું તો માહારો વિચાર કદીબી ફેરવવાનો નથી."

"બસ ખલાસ ત્યાર પછીથી મેં અરજ કરવાની છોડી દીધી ને જલદીજ હું તેની સાથે પરણી ગઇ. તે મને હનીમુન માટે ઇટલી લઇ ગયો.

"મેં કેટલું ને કેમ સહન કર્યું તે વિસ્તારીને કહેવું નકામું છે જેઓ પ્યાર વગરનાં લગનથી જોડાયાં હશે તેઓ તો માહારૂં દુખ બરાબર કલ્પી શકશે. મગર જેઓ સંસારે સુખી છે તેઓને ગમે એટલું કહેવા છતાં તે મહાભારત દુખનો પુરેપુરો ખયાલ આપી શકશે નહીજ. કેટલીક વખત તો મને એવું મન થતું કે જાણે તેની પાસેથી નાહાશી જાઉં, માહારૂં ઘર, મારા પપા ને મારાં માશી મને હર પળે હૈયે ચઢી આવતાં. હું અજબ થાઉંછ કે અંદર ને અંદર આટલું સહન કરવા છતાં હું મરી નહી ગઇ. મગર સૌથી અજાયબીભર્યું તો એ હતું કે જેમ જેમ મહારા ધણી તરફ હું માહારો અણુગમો બતાવતી રહી ને તેનાંથી અલગ રહેવા લાગી તેમ તેમ તે મને વધુ અને વધુ જુસ્સાથી ચાહવા લાગ્યો. જાણે માહારો અણુગમો વદીક તેને મજાહ આપનો હોય તેમ. એટલું તો માહારે ઇન્સાફ ખાતર કહેવું જોઇએ કે આટલા વાર તે માહારી તરફ ભલો માયાળુ ધીરજવંતો અને ઉદાર રહ્યા હતો. એમ છતાં ગમે તે કરતાં માહારો તે તેને માટેનો અણુગમો ન તો ઓછો થયો કે ન તો સમુળગો નાશ પામ્યો. હું તેને જેવી અને તેવી જ ધીક્કારતી રહી.

"મને પરણ્યાને માત્ર ત્રણ જ મહીના થયા તેટલાં હું ફીક્કી ને દુબળી થઇ ગઇ માહારૂં અસલ ખુશાળ હસવું હસતાં તો જાણે હું ભુલીજ ગઇ હતી. તે આગલી હેસ્ટરજ જાણે મરી ગઇ હતી. એક દીવસ વેરોનાં ખાતે અમે હતાં ત્યારે દીલગીર ચેહરે હું રસ્તા ઉપર આવતાં

જતાં માણસનાં ટાળાં જોતી બારીએ બેઠી હતી તેવામાં માહારો ધણી માહારી આગળ આવ્યો.

"હેસ્ટર," તે બોલ્યો. "તેં હજી તને હું પરણ્યો તે સારૂં મને માફ કર્યો નથી?"

"મેં જવાબ કર્યો કે તે તો મેં તેને પેહલાંથી જ ચેતવ્યો હતો કેની કે હું તેને માફ કરી શકવાની નહોતી.

"ધાર કે મેં ભુલ કરી હેસ્ટર," તેણે કહ્યું: "પણ તું કબુલ કરેછની કે તે એક ઘણી ઉદાર અને ફાયદા ભરેલી ભુલ હતી?"

"મેં ગુસ્સાથી જવાબ કર્યો કે ઉદારપણું ને ફાયદો તેમાં કશો જ નહોતો. તેની ભુલ તે ભુલ નહી પણ તે એક ઘાતકી અને નહી માફ થાય તેવું જાણીબુજીજ કરેલું કાર્ય હતું.

"હું ધારૂંછ—હું હવે માનતો થયોછ," તે બબડયો "કે ખરેજ મેં એક કમનસીબ ભુલ કરી. હું હવે જોઇ શકું છ કે પ્યાર કાંઇ ખરીદી શકાતો નથી જ."

"હું ધારતી હતી જ કે તમે મોડે યા વ્હેલે તે સમજી શકશો જ." મેં તેને જવાબ કર્યો.

"પણ હેસ્ટર," તેણે નરમાશથી કહ્યું, "તું ચાહે તો આનાંથી બહેતર રીતે આપણે જરૂર રહી શકયે. તું દુખી છે. તે જો કે તને મેળવ્યાથી મારા જીગરની મોટામાં મોટી ઉમેદ ફળી છે છતાં હું બી સુખી નથી. તું સમજી શકતી નથી કે તાહારો દરેક ગુસ્સાભર્યો બોલ કે નજર, મને એક કાતીલ તીર માફક માહારા જીગરમાં લાગે છે, તું જો હેસ્ટર કે આપણે પરણ્યાં તે પરણ્યાં હવે કોઇ બી ચીજ આપણને છુટી કરી શકશે નહી. તો હવે એમ કંકાસ કરવામાં ફાયદો શું? તું ખુશાલ અને હસ્તી રમતી રહે ને દરેક મોજશોખનો અનુભવ લેતી થા."

"મેં કહ્યું કે હું તદન કંટાળી ગઇ હતી અને મને ઘર જવું હતું. માહારૂં જીગર દુખથી ધડકતું હતું, ને જીવને ગમતું નહોતું.

માહારૂં જુનું ઘર ને મારાં વ્હાલાંઓ આગળ જવા હું તલપી રહી હતી, એમ મેં તેને જણાવ્યું.

"મને ચાહાવાની કોશેષ કર છોકરી," તેણે પાછું ને પાછું કહ્યું. "એમ આખી જીંદગી કેમ જશે ? ખરૂં જ કહુંછ કે તને દુખી ને કંગાળ બનાવાની માહારી જરાએ મતલબ નહોતી. ખરૂં માન કે નહી જ."

"આ બનાવ પછી મેં તેનાં તરફનાં અણગમાની લાગણી દાબી દેવાની અને તેને ચાહવાની કોશેષ કરવા માંડી, તેની તરફ માયાળુ રહેવાની મેં સખત કોશેષ કરી, પણ હું કહેવા દીલગીર છું કે તે અણગમો હું દુર કરી શકી નહી. તેમજ મને પરણવા ખાતર હું તેને અત્યાર સુધી માફ્ી કરી શકતી નહોતી, એ જેટલું અજબ જેવું તેટલું જ ખરૂં છે.

"થોડા મહીનાં ઇટલી રહેવા બાદ તે મને પોતાને મકાને લઇ ગયો. તે એક બાહાદશાહી મકાન હતું, પણ જો પ્યાર વગરનાં લગન તે જીંદગીની એક મોટામાં મોટી કંગાળ નિશફ્ળતા ગણાય તો પ્યારનાં ઝળકાટ શાંતી ને મીઠાસ વગરનું ઘર કેવું હોવું જોઇએ તેનો ખ્યાલ કરી લેજો.

"માહારા ધણીનો દરજ્જો ઘણો મોટો હતો. તે સઉથી ઉંચ સોસાયટીમાં ફ્રવા વાલો હતો. અને અમે સાથે બાહેર અવતાં જતાં ને લોકને દેખાડતાં કે અમે કેવાંક સુખી હતાં. તેને ઘર જયા બાદ મેં મારે પોતાને ઘેર જઇ મારા પપા અને માસીને મળવાની તેની પાસે રજા માંગી.

"અત્યાર સુધી," તેણે મને કહ્યું: "બધામાં તેં તાહારી જીદ પુરી કરી છે હેસ્ટર પણ હવે અતરે ચલણ માહારૂં રહેશે. તું તાહારા બાપને માહારા કરતાં એક હઝાર ઘણો જ્યાદા ચાહાતી હશે પણ માહારી રજા વગર તાહારેથી તેને મળવા જવાશે નહી. ને હું તને જવાની રજા આપવાનો નથી."

"હું તે રજા વગર જ ગઈ. ને તે માહારી પુંઠે આવ્યો. ત્યાં સખત

તોફાન જાગ્યું ને પુશકળ તકાજા થયા. તે એટલે સુધી કે માહારી જીંદગી જ ગોયા એક નવા રાહમાં ફેરવાઇ ગઇ.

"માહારા પપા ને મારાં માસીએ અમને વખતી ઓછી સલાહ કરાવી ને હું માહારા ધણી સાથે પાછી તેને ઘર ગઇ. ત્યાર બાદ મેં માહારા વહાલા પીતાને પાછા કદી જ જોયા નહી. થોડા મહીના બાદ તેવણુ બિચારા પોતાનાં બિછાણાંમાંથી મરણુ પામેલા મળી આવ્યા, વળી આન્ટી ફ્લોરા પણુ ત્યાર પછી લાંબો વખત જીવ્યાં નહી એટલે મેં આપેલો સ્વભોગ તો ફોકટ જ ગયો. જે વાહલાંઓ ખાતર મેં માહારી જવાન જીંદગીનો ભોગ આપ્યો તેઓ બિચારાં તો તેનો લાભ લેવાને બદલે થોડા જ મહીનાંમાં, મને આ જુઠી જગતમાં એકલી અટુલી નાખી તે મીનોઈ જેહાંનમાં ચાલ્યાં ગયાં, અફસોસ!

"હું પરણી ત્યારે સત્તર વર્ષની હતી. હાલ હું લગભગ એકવીસ વર્ષની છું. ત્રણ આખાં વર્ષો મેં માહારા ધણી સાથે કાઢયાં. પહેલું એક વર્ષ તે માહારી સાથે માયાળુ રહ્યો. ને નાખતીથી કામ લીધું. જ્યારે બીજેજ વર્ષથી તેની વલાંણુ એકાએક ફેરવાઇ ગઇ. ને જેટલો તે મને એક વાર ચાહાતો હતો તેટલો હવે મને ધીક્કારવા લાગ્યો.

## પ્રકરણ ૯

### "અરેરે મને નિરદોષને કોણ બચાવશે ?"

"અત્યાર સુધી શાંત ગમગીની ને દુખ મેં સહન કર્યું હતું." મીસીસ બ્લેરે પોતાની કહાણી આગળ ચલાવી. "પણુ હવે ખરાં દુખ ને તોફાનની માહારી જીંદગી શરૂ થઇ, મારા ધણીનો પ્યાર, ધીક્કારમાં ફેરવાઇ ગયો. ને ઓ ખુદા આવી દુખભરી રીતે ભાગ્યે જ કોઇ પરણેલું જોડું સાથે રહેતું હશે. ઉપરનો દેખાવ અલબત જેવો અને તેવો જ હતો જ્યારે અંદરખાનેની વાત તે હું અને ખુદા સિવાય કોઇને ખબર નહોતી.

---

"વખત વહેતો ચાલ્યો, હું પુશકળ ફરવા હરવા લાગી ને લોકો મને વખાંણવા લાગ્યાં. ગએ વરશે મારા ધણીનો કોઇ બેશી મરણ પામ્યો ને તેનાંબી પૈસા મારા ધણીને જ મળ્યા. એટલે ત્યાર પછીથી અમારે ત્યાં બોલ અને પારટીઓ ઉપરાસાપરી થવા લાગી. જીંદગી એકસરખી વહેવા લાગી. ફરવું હરવું અને ઉપરનો દેખાવ રાખી અંદરખાનેથી કુતરાં બીલાડાંની જીંદગી ગાળવી. મગર જાંણવા જેવો કોઇ બી બનાવ એ અરસામાં બન્યો નહોતો.

"છેલ્લું અઠવાડયું માહારો ધણી રાબેતાં કરતાં માહારી તરફ વધુ માયાળુ થયો હતો. મારે સારૂં ઘણાં જ ઉમદા પોશાકો તે ખરીદી લાવ્યો હતો, ત્યાર પછીના દીવસો સખત પંચાતીમાં ગયા. ને ગુસ્સામાં જ્યારે મેં ઇચ્છયું કે તે મરી જાય, ત્યારે માહારા દીલમાં પાપ કશું નહોતું. હું માત્ર તે શબ્દો ગુસ્સામાં બોલી હતી. ને એમ તો હું પોતે બી મરી જાઉં એમ મેં ઇચ્છયું હતું.

"એ શબ્દો," મી. રોસે તેણીને અટકાવતાં કહ્યું: "એ શબ્દો કોર્ટમાં તમારી સામે જશે."

"ખચ્ચીત જ," મીસીસ બ્લેરે કહ્યું: "હું તે જાંણું છ. પણ મારો ઉપાય નથી. જો કે તે શબ્દો હું બોલેલી ખરી છતાં જરા બી મેં તેમ દીલથી ઉચ્છેલું નહી જ. મારા ધણીનો બાલ બી વાંકો કરૂં ને હાથે કરી તેને હેરાન કરૂં એવી મારી ખાસ્યત જ નથી. હું કહુંછ મી. રોસ કે જો કે અમે લઢેલાં વઢેલાં હતાં, છતાં તે ડીનર પાર્ટીની રાત્રે તેનું કોફીનું કપ મારે હાથે જ લઈ જવાનું એક કારણ તો એ હતું કે મને તેની દયા આવી ને માહારૂં જીગર કુદરતી જ માયાથી પીગળી ગયું હતું. કદાપી એથી મામલો સુધરતે, પણ માહારૂં તકદીર જ મને તારાઝ કરી ગયું ને તે ઝેરનો ભોગ થઇ પડ્યો ત્યારે આંગળી કરી મને ગુનેગાર તરીકે તેણે બતાવી ત્યારે પેલી માયાની એકાએક થઈ આવેલી લાગણીને બદલે પાછો આગલો જ માહારો ધીક્કાર ઉભરાઇ આવ્યો. હું તદન બેગુનાહ નિરદોશ હતી. મારી મેડે મને ઉઠાડી ને ખબર આપી ત્યાં સુધી મને કાંઈ જ ખબર નહી તે

છતાં તેણે મને દુન્યાની નજરમાં ખુની ઠેરવી. હું માનુંછ કે કદાપી તેણે પોતાનાં દુખમાં પોતાની મંદ પડતી હાલત વચ્ચે ખરેખરજ મને દોશીત માનીબી લીધી હોય પણ મને અજાયબી લાગેછ કે ત્રણ ત્રણ વર્ષો સુધી મને આટલી ઓળખવા છતાં એ એવું માની શકયોજ કેમ ?"

એકાદ પળ તેણી ચુપ ઉભી. તે અદ્દભુત ખુબસુરતી સાથની આંખો દુખમાં નીચી ઝુમી રહી હતી.

' અને આ, " મી. રોસે કહ્યું. " આ તમારી જીંદગીની તમામ વિગતોથી ભરપુર કહાંણી છે એમ ? વધારે જાંણવાજોગ કાંઇજ નથી ?"

" નહી, " તેણીએ સચ્ચાઇનાં જોશથી કહ્યું. " મેં તમને દરેક બીનાં જણાવી છે."

" એવો કોઇબી આસામી નથી કે જે તમારા ધણીનો વચમાંથી કાંટો કાઢી નાખતાં કોઇ બી રીતનો ફાયદો મેળવી શકે ? " તે વકીલે હજી અંકે કરાવ્યું.

" નહિ, તેવું કોઇ જ નથી."

" ને તમારાં પોતાના કોઇજ સગાં નથી ? " મી. રોસે તપાસ ચલાવી.

" થોડાંક છે ખરાં, " મીસીસ બ્લેરે કહ્યું. " કોઇ દુરનાં સગાં છે જેઓ ઓસ્ટ્રેલ્યા ખાતે છે એમ મારા પપાને કહેતાં મેં સાંભળેલા પણ હું તેઓને ઓળખતી નથી. "

" તમારી કહાંણી જાંણ્યા પછી બી નવું કશું જ હું જોઇ શકતો નથી. " મી. રોસે વિચારવંત જણાવ્યું. " તમારા ધણી તરફનો તમારો અણગમો ખુલ્લી રીતે તમે જાહેર કરતાં હતાં નહી વારૂ ?"

" હા, " તેણીએ કહ્યું. " તેમાં છુપાવવાનું શું હતું ?"

" અને એ વાત જાહેર થતાં લોકોનું મન કુદરતી જ વહેમાંઇ જશે. " મી. રોસે કહ્યું. " પણ તમે પોતે તો તમારા આખા કેસ સારૂ કાંઇ વિચાર કર્યો હશેની મીસીસ બ્લેર ? તમે પોતે શું માનોછ ? તમારા ખ્યાલો તમારા કેસ માટે શું છે ? "

તેણીએ જે આંખો ઉઘાડી તેની તરફ જોયું, તે સચ્ચાઇથી ભરપુર ખુલ્લી ને નિરદોશ હતી.

"હું કાંઇ કહીજ નહી શકતી," એક બાળકની નિરદોશતાથી તે બબડી "મને કોઇ ઉપર શક નથી. નોકરો વગેરે બધા વિશ્વાસુ હતાં, અને મારા ધણી ઉપર હેત રાખતાં હતાં. તે ઉદાર ને ભલો હતો તો તેવા એકની જીંદગીનો અંત લાવવાથી કોઇને ફાયદો થઇજ શું શકે કે કોઇબી એમ કરે?"

"ત્યારે તમે ધારોછો કે તે કાંઇ અકસ્માત હશે?" મી. રોસે પુછ્યું.

"એ બાબદસર મનેબી ખ્યાલ તો થએલો." મીસીસ બ્લેરે કહ્યું. "પણ તેબી નહી બનવાજોગ હોવાથી એ વિચારણી મેં પડતો નાખ્યો. ધારો કે ભુલચુકથી કોફીમાં ઝેર હોય, તો તે કોફી જેટલાંએ પીધી તે બધાંને ઝેર લાગે કેની? એકલા માહારા ધણીને જ કેમ તેમ થાય? વળી કોફી પૉટ, ખાંડનું વાસણ ને દુધનું જગ એ બધાંની તપાસ થઇ હતી પણ તેમાં ઝેરનો ભેલ જરાએ મળી આવ્યો ન હોતો. વળી વધુ અજબ જેવું તો એ છે કે કોઇબી કપમાં નહી ને તેનાંજ કપમાંથી આરસેનીક મળી આવ્યું. તો તેમાં અકસમાત શી રીતે હોઇ શકે તેની મને સમજ પડતી નથી."

"મીસીસ બ્લેર," તે બાહોશ વકીલે ધાડે સાદે કહ્યું. "આ કેસ મેં લીધો ત્યારે હું જેટલો ગુંચવાઇ ગએલો તેનાં કરતાં દસ ઘણો વધારે હું હમણાં ગુંચવાઇ ગયો છું. ખુન કરવાની મતલબ હોય એવું લાગતું નહી, ને તે ભેદની ચાવી મને સુજતી નહી. વળી બચાવની જગ્યા મને મળતી નથી. સંભાળમાં કેમ રહેવું તેનાં મુદા મારી પાસે નથી. દેખાઇતો કેસ તમારી વિરૂદ્ધ જાય છે. આ એક ઘણીજ ગુંચવાવનારી બીના છે ખરી."

"હું સમજી." તે બાપડી ધીમે નસોસ સાદે બોલી. "મી. રોસ, તમે ધારો છો કે જયુરી અભીપ્રાય મારી સામે આપશે એમ?"

"તમને બીહીવાડવાની મારી મતલબ નથી," તે વકીલે કહ્યું.

"તેજ રીતે ખોટી આશા તમોને હું આપી શકતો નથી. આ કેસ જેવો રજુ થયો છે તે જોતાં, તમામ તમારી વિરૂદ્ધ ને ગંભીર હદ સુધી વિરૂદ્ધ છે. હું કહીબી શું શકું? તમારી જીંદગીની કહાંણી જાણ્યા બાદ કાંઇબી શોધી કાઢવાની માહારી આશા હતી. પણ તમારી જીંદગી તો, પ્યાર, અદેખાઇ કે કીનાંનાં કોઇબી બનાવથી નિરાળી છે તો હવે માહારે શું અનુમાન ઉપર આવવું તે જ મને તો સુજ પડતું નથી."

"હા, માહારી ઘણી સાદી કહાંણી છે," તે કોમળ સાદ પાછો સંભળાયો. "એક કચડાઇ ગએલાં, જીગરની કહાંણી." જે સૂર્યનું કિરણ આટલો વાર તેણીનાં માથા ઉપર રમી તેણીને ઝળકાટભરી બનાવતું હતું તે હવે સમી ગયું અને એક પડછાયો જાણે તે આખો મરોડદાર આકાર ઉપર માથાંથી તે પગ સુધી ઉતાર્યો હોય તેમજ લાગ્યું. તે મીઠો ચહેરો તમામ કપુર જેવો ફીકકો પડયો અને તે નાજુક હોઠો ઉડી જવા લાગ્યા.

"એકજ વધુ સવાલ હું તમોને પુછવા ચાહું છું." તે બોલી. "પણ મને બીક લાગે છે."

"જરાબી બીહો નાં," મી. રોસે હિંમત આપી. "ગમે તે પુછો, એમાં બીહીવાનું શું છે?"

"હું તે સવાલનાં જવાબથી બીહું છું." તે ધ્રુજતાં બોલી." ને તે છતાં માહારે તે સવાલ પુછવો તો પડશે જ. અરે ઓ—" અને એકાએક પોતાની ઉપરનો કાબુ છોડી દેતાં, તે જીગરતોડ રડી, એવી રીતે કે તેની સામે ઉભેલો શાંત અને ઠરેલ અદાઓનો જવાન વકીલ વટીક અકળાઇ ગયો.

"માહારે તમોને પુછવું તો છે જ," તે પોતાનાં ડચકાંઓ વચ્ચેથી બબડી. "ને તે છતાં મને ધાસ્તી લાગે છે. ઓ ખુદા મારીજ જીંદગી આટલી કંગાળ કાં એ? મેં શું પાપ કીધાં કે માહારૂં જ તકદીર મને તારાજ કરી ગયું?"

"શાંત થવાની કોશેષ કરો, મીસીસ બ્લેર" મક્કમ સાદે

જવાન મી. રોસે કહ્યું. "ને જે પુછવું હોય તે મને બેલાશક પુછો."

તેણીએ શાંત થવાની કોશેશ કરી. પોતાની આંસુભરી આંખો એક બચ્ચાંની અદાથી બન્ને હાથોએ તે લુછવા લાગી જ્યારે તે બોલી ત્યારે હજીબી તે કોમળ સાદ ડચકાંમાં દબાયલો ને ખોખરો લાગતો હતો.

"અરે ખુદા મી. રોસ" તેણીએ કહ્યું. "એ ખ્યાલ મને દીવાનો કરેછ, મને ધાસ્તીથી ધ્રુજાવે છ, ને તે છતાં માહારે જાંણવું તો જાઇએ જ કે પહેલાંથી હું મક્કમ ને હિમતવાન બની રહું."

"પણ એવું તે શું છે ?" બહુ જ માયાથી મી. રોસે પુછ્યું.

"તેઓ મને જો ગુનેહગાર ઠેરવશે" તેણીએ ધ્રુજતે સ્વરે કહ્યું. "જો કે એક બાળક જેટલી જ હું નિરદોશ છું ને તેનો સાહીદ ખુદા છે, છતાં તેઓ જો મને દોશીત ઠેરવશે તો શું મને ફાંસીએ ચઢાવશે ?"

તે જવાન જોરેમંદ ને ઠરેલ માણુસ હતો છતાં, આ એકાએક પુછાયલા સવાલથી તે સખત ચોંક્યો.

"હું કહી નહી શકતો !" ધીમેથી તેણે જવાબ કર્યો.

"પણ કહો—જો એવો એક ચાન્સ હોય તો મને અત્યારથી કહો કે હિમત પકડી, આવાં નામોશીભર્યા મોહતને શરણુ થવા હું તૈયાર થાંઉ." તે કગલી.

"તૈયાર રહેવું ઠીક પડશે," તેણે કહ્યું. "હંમેશાં ખરાબ બીના માટે તૈયાર રહેવું તેમાં જ ફાયદો છે." અને જો કે આ શબ્દો ઘણા કઠોર હતા છતાં તે ભલા જવાનનું જીગર તો દયાથી દાઝી જતું હતું.

"ઓ ખુદા, ઓ ખુદા," મોટા સંતાપથી, તેણીએ એક કારમી ચીસ પાડી કહ્યું. "હું આએ કેમ ખમું ? ઓ પરવરદેગાર, આવાં એક મોહતમાંથી મને કોણુ બચાવનાર છે ?"

"હું" મી. રોસે મક્કમ સાદે કહ્યું "હિમત રાખો, ખુદા પર સબર રાખો. ને જો બની શકતું હશે તો યાદ રાખજો કે હું તમને બચાવશ."

બીજી જ પળે તે ચાલ્યો ગયો. અને તે કેદી નંબર એકવીસ પાછી પોતાનાં દુખ ભરેલા ખ્યાલો સાથે એકલી પડી.

---

# પ્રકરણ ૧૦

## "માહારૂં જીગર, માહારો પ્યાર, ને માહારી જીંદગી તાહારે ચરણે!"

ખરે જ તે નિરદોશ છોકરીનો ગંભીર કેસ જગ આશકારા થઈ પડયો. આખું ઈંગ્લન્ડ અને સ્કોટલન્ડ તો જાણે દીવાનું જ થયું. જ્યાં જુવો ત્યાં એજ વાતો, એજ હેવાલ, અને તે કમનસીબ કેદીની તસ્વીર જાહેર થતી હતી.

પહેલાં જ્યારે એ વાત જણાઇ ત્યારે લોકો અજાયબીથી આંગળાં કરડી કહેતાં કે શું એ કદીબી બનવા જોગ હતું કે ખુબસુરત મીસીસ બ્લેરે પોતાનાં ધણીનું જાંણીબુજી ખુન કર્યું હોય? નહી નહી, એ બનવા જોગ હતું જ નહી. મગર જલદી જ વિગતો બાહેર આવી, તપાસ થઇ, અને પુરાવા રજુ થયા એટલે ગંભીરાઇથી ડોકાં ધુણાવી ના કહેનારાં, તે ખુબસુરત નિરદોશ છોકરીનાં તેજ મીત્રોએ પાછાં બીજી બાજુએ ઢળી પડતાં દેરી લગાડી નહી અને તેણીનો પરણ્યો સંસાર કેવો દુખી હતો, તે વરબૈયરને કેવા કજીઆ થતા હતા તે બાબદ કનવાર કરવા પડી ગયાં. વળી સઘળાંને તેણીને દોશીત માનવાનું જે એક સઉથી મોટું કારણ હતું તે તો એજ કે ખુદ તેનો મરનાર ધણીજ આંગળી કરી પોતાની ધણીઆંણીને મરવા પહેલાં ગુનેહગાર જણાવી ગયો હતો.

પરીણામમાં તેણીને પરહેજ કરવામાં આવી તા. ૨૬ મી જુને તે કેસની સુનવણી હતી. લોકો બધાં આતુર થઇ ગયાં હતાં. બધેબધ ચકચાર હતી. તેમાં ખાસ કરી ડડલી રોસ જેવો સ્કોટલન્ડનો ખીલતો અને નામનાં કાઢી રહેલો જાંણીતો એડવોકેટ તેણીનો બચાવ કરવાનો હતો એ વળી જાહેર થતાં તો ભારે ઉશકેરાટ અને જીગ્નાશા ફેલાઇ રહી.

હેસ્ટર બ્લેર એવા તો લાડ ને સુખમાં ઉછરી હતી, ખાસ કરી એવું એકે દુખ તેણી ઉપર પડયું નહોતું કે જે તેણીને અંગત ફીકરે મારી નાખે. એટલા માટે પહેલાં તો તેણી પોતાનો ફેજ શું થનાર

હતો તે બરાબર સમજી પણ નહી શકી. અને જ્યારે સમજી ત્યારે દુઃખથી છેક જ ને તદન જ હડબડી ગઇ.

તા. ૨૪ મીએ રાત્રે તેણી છેક જ હિમત હારી ગઇ. તે ઓરડાની મેટ્રને જ્યારે તેણીને કાંઇ ખાવા પીવા સમજાવીને કહ્યું ત્યારે પોતાનાં ફરજનો ખ્યાલ કરતાં તે બાપડી પોતાનાં સુફેદ હાથોમાં પોતાનો ચેહરો નમાવી ફોકેફોક રડી. રે ખુદા થોડાજ કલાક વધારે ને હેસ્ટર પ્લેરનું નામ સારી જગતની જબાન ઉપર રમી રહેશે. હેસ્ટર! નિરદોશ ભલી સ્વભોગી તે બાળા! અફસોસ, સદ હઝાર અફસોસ, તે ફુટેલાં નસીબની છોકરી માટે. સચ્ચાઇ ને નિરદોશતાની દુન્યા જ કયાં છે?

બીજે દીવસે સવારે, એટલે તા. ૨૫ મીએ તે જેવી ને તેવી દુખી દર્દમંદ ને વિચારવંત પોતાનાં કાળા પોશાકમાં શોકનું એક પુતળુ જણાતી, હાથો પોતાનાં ખોળામાં વાળી બેઠી હતી તેવામાં પેલી જ મેટ્રને બારણું ખોલ્યુ અને આ વખત તેનાં વકીલને બદલે કોઇ બીજાજ અને નવાજ મળવા આવનારને ત્યાં દાખલ કર્યો. તે એક ખુબસુરત જવાન હતો. ઉંચા મીલીટરી દેખાવનાં બહાદુર ને ખેંચાણકારક મર્દો હોય છે તે માહેલો તે હતો. તેની મર્દાનગી ભરી ખુબસુરતી એવી હતી કે જે ઘણી જોરાવર અસર દરેક ઓરત ઉપર ખાસ કરી કરતી. તેને દાખલ થતાં હેસ્ટરે જોયો, અને દુખની એક ચીસ સાથે તેણીએ પોતાનાં બન્ને હાથોમાં પોતાનો ચેહરો છુપાડી દીધો.

"મીસીસ પ્લેર," તે જવાને આવતાંને વાર પોકાર્યુ. "હે ખુદા, તમને અહીં જોવાનો કોણે ખ્યાલબી કર્યો હતો?"

"હું નિરદોશ છું." તેણીએ કહ્યું. "તદન નિરદોશ."

"નિરદોશ," તેણે કહ્યું. "અલબત નિરદોશ છો:—એક બચ્ચાં જેટલાં જ નિરદોશ. કોણ એમ કહેવાની હિમતબી કરેછ કે તમે દોશીત છો? કોણ એવું છતી આંખે આંધળું બની શકેછ કે તમારી ઉપર શક જેવોબી લઈ જઈ શકેછ?"

"માહારા ધણીએ મને દોશીત ઠેરવી," તે દુખી સાદે ને

ગમગીન ગંભીર અદાએ બબડી. "માહારા ધણીએ મને દોશીત ઠેરવી, ને તે સાંભળવા તો તમો જાતે હાજર હતાની ?"

"હા, પણ મેં તો તે ને તેજ ઘડીએ તેનું કહેલું માન્યું જ નહીં" પેલા જવાને જવાબ કર્યો. "તે તમોને ગુનેહગાર ઠેરવે કે એક જરાક જેટલો શક વટીક લઇ જાય, એ મહારા તો માન્યામાં બી આવ્યું નહી. કેટલું જુઠું–કેટલું ભયંકર ! હું અતરેની ઓથોરેટીઝની રજા લઈ આવ્યો છું, મીસીસ બ્લેર કે એક કલાક તમારી પાસેં હું રહી શકીશ."

"થેંકયુ," તે બબડી. "માહારા ધણીનાં કહેવાતા મીત્રોમાંથી તમારા સિવાય એક પણ જણ મને મળવા આવ્યું નથી." અને તે કડવાસનું હસી.

"મને લાગે છ કે તેઓ બધાં અજાયબી ને ગભરાટથી હબતાઈ જ ગયાં છે," પેલાએ બચાવ કર્યો, "વળી મળવા આવવા માટેની પરવાનગી મેળવવી હદથી જયાદા મુશકેલ કામ છે. મને ત્રણ વાર નાં કહેવામાં આવ્યું છતાં તમને મળવા હું એટલો ઇન્તેજાર હતો કે મેં ધીરજ છોડી નહી ને અંતે ચોથી વખત હું તે પરવાનગી મેળવી શકયો."

તેણે નજર ઉંડાવી પોતાની સામેની સુંદરતા તરફ જોયું. છેલ્લી વાર, મરણ પથારી આગળ પોતાનાં ધણી પાસે ઉભેલી તેણે તેણીને જોઇ હતી ત્યારે તે મીઠો ચહેરો બીક અને ગભરાટથી ફાટી ગયો હતો. હાલ તે જોઈ શકયો, કે દુઃખ નાઉમેદી ને થાકથી તે તમામ ફીકકો ને દુબળો લાગતો હતો.

તેણીએ એકાએક પોતાનો હાથ તેની તરફ લંબાવ્યો. દુખમાં કોઇબી આવીને ઉભું રહે તેનો આશરો શોધવો એ તો માંણુસાઇ બાસ્યત જ છે, અને તેણીને આ જવાન, કેપટન ડગલાસ, (તે કેપ-ટન ડગલાસ જ હતો, તે યાદગાર ડીનરની રાત્રે હાજર હતા તે માહેલો એક મહેમાન) નહી ગમતો હતો તે વટીક તે આ ઘડીએ તો વિસરી જ ગઇ.

"ઓ તમે આવ્યા તે હું કેટલી ખુશી થઇ, અરે કેવી ખુશી થઇ," તે ગરીબ બચ્ચું પટપટયું. "કેપટન ડગલાસ, તમે શું ધારો છો, માહારા ધણીને કોણે ઝેર આપ્યું હશે ?"

"હું કહી શકતો નથી," તેણે જવાબ કર્યો. "પણ એક વાત માટે તો માહારી ખાતરી જ છે કે તેને ઝેર દેનાર તમે તો નહી જ હતાં."

"નહી, ખચ્ચીતજ નહીં" તે બોલી. "મેં એવું કર્યું નથી પણ ત્યારે સવાલ એ છે કે કર્યું કોણે ?"

"તે માહારે મનથી એક મોટામાં મોટો ભેદ છે," કેપટન ડગલાસે કહ્યું. "મેં તે ઉકળાવા ખાતર માહારૂં ભેજું કસી નાખ્યું છે પણ હું કશું જ સમજી શકતો નથી, મગર હું આ વાતો કરવા અતરે આવ્યો નથી. હું તો તમોને જે કહેવા આવ્યો છ તે એજ છે, કે જે શબ્દો બોલવા, તમારા ધણીની હૈયાતી દરમ્યાન ગુનાહ ભરેલા ગણાતે, તે હાલ, આઉટ ઓફ પ્લેસ લેખાશે નહીં જ. માહારેથી કહ્યા વગર રહેવાતું નથી કારણ માહારૂં જીગર તે ચોક્કસ ખ્યાલોથી ધમધમી રહ્યું છે."

તેણી ઘણાં ધ્યાનથી તેની તરફ જોઈ રહી હતી. એકાદ પળ પોતાનાં માથા ઉપર ઘેરાઈ રહેલું વાદળું ને આફતનો વરસાદ તે ભુલી ગઈ, ખુદ તે બંદીખાનાંની ઘેરાયલી હવામાં ઉભી હતી તે વટીક ભુલી ગઈ, ને તે શું એવું તે કહેનાર હતો તે માટે ઇન્તેજાર થઈ ઉભી.

"મને માફ કરજો," તેણે કહ્યું. "હું જાણુંછ કે હું જે કહેવા માગુ છું તે કહેવાનો આ વખત કે જગ્યા નથી, પણ બોલ્યા વગર ચાલે તેમ બી નથી. મારી સાથે ગુસ્સે થતાં નાં."

"માહારી ખાતરી છે કે હું ગુસ્સે થઈશ નહી." તે કાંઈબી સમજ્યા વગર નિરદોશતાથી બબડી.

"હું તમને એમ કહેવા માંગુછ કે હું તમોને ચાહું છું." તેણે સ્થીર તે મનોહર ચહેરા ઉપર અજાયબીમાં તરતી આંખો સામે

જોતાં કહ્યું. "માહારૂં આખું બધું જીગર મેં તમને અર્પણ કરી દીધું છે. ત્રણ વરશ પર પહેલીજ વાર તમને મેં જોયાં ને જોયાં, માહારી શુદ્ધ બુદ્ધ મેં ખોઈ દીધી છે. પણ હું તમને માહારા જીગરનો ચાહ જાહેર કરી મોઢું ખોલી તે વેળા કહી શકયો નહીં. હાલ હું તે કહેવાની હિમત કરૂંછ કેમકે તમે છુટાં છો. તમારા છુટાપણાંનો હું તુરતજ લાભ લેઉં છું. તમારા નામ ઉપરનાં આ કલંક સાથે મને કાંઈ જ લાગતું વળગતું નથી. મને તેની પરવાહ નથી. એ ઘાતકી ગેરઈન્સાફ સિવાય કશુંજ નથી એમ હું તો માનતો આવ્યો છું. ને તેથી હેસ્ટર, ઓ હેસ્ટર, તાહારાં દુખમાં, તાહારા પડતીનાં વખતમાં, હું માહારૂં જીગર, માહારો પ્યાર, માહારી જીંદગી તાહારે ચરણે મુકવા હાજર થયો છું."

તેણીએ મહા અજાયબીમાં તેની તરફ ટગરટગર જોયા કર્યું.

"તમે જાંણોછ," ખાસ્સી ત્રણેક મીનીટની ચુપકીદી બાદ તે બોલી, "તમે જાણોછ કે ખુન કરવાનાં આરોપ સાથે હું આજે અતરે ખડી રહેલી છું?"

"હું તે જાણું છું." તેણે કહ્યું.

"વધુમાં તમે એમબી જાંણોછની," તેણીએ પુછ્યું. "કે થોડાજ કલાક બાદ, હું દોશીત ઠરી ફાંસીએ ચઢીશ?"

"તું જે ભયમાં છે, તે કારણથી તો મને બહુ જ વાહાલી લાગે છે," તેણે કહ્યું. "જો આખી દુનીયા તને ગુનેહગાર ઠેરવે તો પણ હું તાહારી નિરદોશતા પુરવાર કરી આપવા ખાતર માહારી જીંદગી ઘસી નાખું. ઓ હેસ્ટર, માહારો પ્યાર ને જીંદગીભરની માહારી વફાદારી તને પુરવાર કરી આપવાની મને તક આપ."

"પણ તમે જાણોછની, કે જો કે હું નિરદોશ છું, છતાં થોડાજ કલાકમાં દોશીત ઠરતાં, મોહતની શાંતીમાં સુવા જઇશ?" તે પાછું ને પાછું બોલી.

"હા હું તે જાંણુંછ પણ તેનું શું?"

"ત્યારે," તે બબડી, 'મોહતની શાંતીમાં પડનાર માણસ

આગળ પ્યારની વાતો કરવી એ શું એક જાતનો એક ફાર્સ નથી?"

"તે મશ્કરીની વાત નથી," કેપટન ડગલાસે સમજાવ્યું. "તને એટલી તો ધીરજ રહેશે કે છેલ્લી ઘડી સુધી, આ દુન્યામાં તને ચાહાનાર, પુંજનાર, અને છેવટ સુધી વફાદાર રહેનાર એક જીવ છે ખરો."

"ધીરજ હા," તે બોલી, "પણ એ ધીરજની મને શું જરૂર બી છે? ઓ કેપટન ડગલાસ, મને ખબર નહી કે તમો માહારે માટે આવી રીતે દરકાર કરતા થયા છો."

"તમારી હાજરીમાં માહારા ઉપર સખત કાબુ રાખવાની મેં હંમેશ સંભાળ રાખી હતી," તેણે કહ્યું. "જો તાહારો ધણી, મારો ભલો મીત્ર એનગસ હાલ હૈયાત હતે તો કદીબી આવા શબ્દો હું ઓચારતે નહી. માહારો ભેદ માહારી છાતીમાં દટાયલો લઇને જ હું મરતે, પણ તને એકલી અટુલી, આ જુઠી જગતને આશરે ઉભેલી જોતાં જ હું એક ઉમદામાં ઉમદા પ્યાર તાહારી આગળ ધરૂં છું, ખરાં હેત ને કાળજીની તને હાલ ઘણી જરૂર છે, તો હેસ્ટર, ઓ હેસ્ટર હું અરજ કરૂંછ કે મને નાં તુન્છકાર–માહારો પ્યાર ને સેવા કબુલ કર, કબુલ કર વ્હાલી."

તેનાં સાદમાં જુસ્સો સંભળાતો હતો. ને તેની આંખો એક જાતનાં પ્રકાશથી ચમકતી હતી. તેણી ઉપર મગર, તેણે જે અસર કરી તે વધતી જતી અજાયબી સિવાય વધુ કશી જ નહોતી.

"મને સ્વપનેબી ખ્યાલ નહી કે કોઇનેબી આવી રીતની માહારે સારૂં દરકાર હશે," તે ધીમે સાદે અજાયબીથી બોલી. "ને તે હું ભાગ્યે જ માનીબી શકુંછ."

"આનાંથી વધારે કેવી રીતે તને પુરવાર કરી આપું તે જો મને ખબર હતે તો હું ખુશીથી તાહારી વધુ ખાતરી કરતે કે માહારી લાગણી તાહારે સારૂં કેવી છે. હેસ્ટર, આ ટ્રાયલ પછીનું તાહારૂં સેનટન્સ શું આવશે તે જાંણવા હું થોભ્યો નથી. જેબી હોય ને, જેબી થાય તે ખરૂં, હું તો માહારૂં જીગર, માહારી જીંદગી તાહારા

પગ પાસે મુકવા આવ્યો છું. તાહારા એક મીત્ર તરીકે, તાહારા લવર તરીકે તાહારે ચરણે હું હાજર છું."

તેનો ચેહરો ફીકકો અને કરડો લાગતો હતો. તેનાં હોઠો ધ્રુજતા હતા, અને હેસ્ટર બ્લેર જાંણે પોતાની અક્કલનો ઇતબાર કરી નહી શકી, કે તેણી, એક કમીની કેદી ગણાતી, એક દોશીત ખુની લેખાતી, બંદીખાને પડેલી, જગબત્રીશીએ ચઢેલી છોકરીને ખુદરત આવી એક અમુલ્ય બક્ષેસ કરતો હતો-એક ભલા મરદનો સાચો પ્યાર !

"વિચાર કરીને મને જવાબ દે. ઉતાવળ નાં કર." તેણે કહ્યું અને તેઓ બન્ને ત્યારે ચુપ થઈ બેઠાં.

તે ખરેખરજ વિચાર કરવા ચહાતી હતી. પોતાનાં ધણીના આ મીત્રને તે સઉથી ઓછી પીછાંણતી હતી ને તેની જ તરફની આવી માંગણી થતાં તે તાજુબ થાય તેમાં અજાયબીજ શી હોય?

તેણીએ ખ્યાલ કર્યો કે તેનાં ધણીનો તે-કેપટન ડગલાસ અંગત મીત્ર હતો. બન્નેને એકમેક ઉપર ઘણું હેત હતું. કેપટન ડગલાસ એક ઉમદા સ્પોર્ટસમેન હતો. તે એક અચ્છો નિશાનબાજ હતો. વળી મી. બ્લેર ફીશીંગમાં જેવી તેની સાથે મઝાહ લેતો તેવી કોઈ સાથે કદી તેને મજાહ પડતી નહી. તે એક ખુબસુરત જવાન હતો. અને સોસાયટીમાં ઘણો જાંણીતો અને માનીતો હતો.

તેણીનાં ધણી સાથે તેને એટલું સારૂં હતું. કે બાઝે વખત તો તે તેઓને ત્યાં બે ત્રણ દીવસ સુધી મહેમાન આવી રહેતો અને તેવી વખતે તેણી ઉપર તેણે જરાબી ધ્યાન આપ્યું હોય એમ તે યાદ કરી શકી નહી. તે હંમેશ સભ્યતા ભરેલો, ભલો અને ખુશમીજાજી જણાયો હતો. તે સિવાય કદીબી વધું ધ્યાન તેણે આપેલું ગમે તે કરતાં યાદ કરી શકી જ નહી. તો હવે તેણીનાં આવા બારીક વખતમાં તે પ્યાર ઓફર કરતો આવ્યો એ શું તેણીને અજબ કરવા બસ નહોતું? યાહ ખુદા બંદીખાનાંની એકાદ કંગાળ કોટડીમાં આવી ઓફર થાય એ લગરીક અજબ કરનારૂ તો કહેવાય જ તો

તેણીએ છેલ્લા થોડા મહીનાં યાદ કરી લીધા, હા ખરૂં હતું કે

કેપટન ડગલાસ મોટે ભાગે તેઓનો ખાસ ને એકલો પરોણો હતો. પણ તે તેણીનાં ધણીનો મહેમાન હતો. તેનો નહી. તેની કંપની તે કદી શોધતો નહી. તે એટલે સુધી કે જ્યારે તે મકાનનો માલેક ઘરમાં નહી હોય ત્યારે મળવા આવેલો તે ચાલી જતાં ને જેમ બીજાંઓ થોભી જઇ તેણી સાથે તેનાં ધણીની ગેરહાજરી દરમ્યાનબી વાતો કરતાં, તેમ કદી આ માણસે કર્યું નહોતું. છતાં આ બધો વખત, તેનાં મનની મુર્તિ, તેના જીગરની રાજ કરતી એકલી રાણી તે હેસ્ટર ને હેસ્ટર જ હતી.

---

## પ્રકરણ ૧૧

### "હું તમારે લાએક નથી."

"મને તો કાંઇ સમજજ પડતી નથી કેપટન ડગલાસ" અંતે થોડોક વિચાર કરી લેતાં હેસ્ટર બ્લેરે કહ્યું.

"તને સમજ પડે નહી પડે તેનો ખાસ સવાલ જ નથી હેસ્ટર" તેણે મક્કમતાથી કહ્યું. "હું માહારૂં સર્વસ્વ તાહારી આગળ મુકું છું. માહારી જીંદગી તને અર્પણ કરૂં છું ને તેનાં બદલામાં તાહારૂં હેત ફક્ત માંગી રહ્યો છું."

અને એ સાંભળી તે એક કમકમાટથી પાછળ હટી.

"પ્યાર ને હેતની વાત કરો નાં," તે ગભરાટથી ધ્રુજતાં બોલી, "મરદો, ઓરતો માટેની જે પાપી લાગણીને પ્યારનું નામ આપે છે તેની વાત માહારી આગળ મહેરબાની કરી કરો નાં, તમારી માયા અને દોસ્તીને હું ઘણી કિંમતી ગણીશ, પણ પ્યાર—ખુદા ખાતર એ વાત કરતા ના—એ શબ્દ જ મને તો ઘણો ભયંકર લાગે છે."

"પ્યાર તો જીંદગીનો પાયો છે," તેણે કહ્યું. "હેસ્ટર, પ્યાર જ હોવો જોઇશે."

"નહી, કદી નહી," તે બોલી. "બીજુ બધું. સિવાય પ્યાર. હું પ્યાર માટે કશું જ જાંણુતી નથી ને જાંણુવા ચાહતીબી નથી. એ પવિત્ર નામ હેઠળ જે જે ખરાબીઓ થઈ છે ને થાય છે તેનાં દાખલા જાંણુતાં હું કમકમાટથી ધ્રુજું છું. વળી થોડા જ કલાકમાં જે મરવાનું હોય તેની આગળ પ્યારની વાત કરવી એ મશકરી કરવા સમાન છે."

"મશકેરી નહી હેસ્ટર" તેણે જુસ્સાથી સમજાવ્યું. "વિચાર કર, વિચાર કર, કે તાહારા પડતા વખતમાં, આવા બારીક સમયે તાહારી બાજુમાં એક દોસ્ત અને લવર ખડો છે એ ખ્યાલ શું હિમત આપનારો નથી? આખી દુન્યાને જોવા દે કે ભલે જે ચાહે તે તને દોશીત માની લેય, પણ એક આસામી તો એવો છેજ કે જેને તાહારી નિરદોશતામાં પુરેપુરો વિશ્વાસ છે. અને જીંદગીભર તને વફાદાર તે અને તેજ રહેશે."

"તમે માહારા લવર થયા વગર માહારા મીત્ર રહી મને મદદ કરી શકશો," તેણીએ નરમાશથી કહ્યું. પણ તે સાંભળી તે ઝડપથી તેની તરફ ફર્યો.

"નહી નહી," તેણે પાછું ને પાછું કહ્યું. "પ્યાર અને પ્યાર જ હોવો જોઈશે. બીજું કાંઈ જ નહી પણ પવિત્ર પ્યાર."

"પણ મોહતનાં પડછાયા હેઠળ દબાયલી એક અબળાને પ્યાર સાથે સંબંધ જ શું હોઇ શકે?" તે નિરાશાથી બબડી. "ઓ ભલા ભાઈ માહારા મીત્ર રહો ને મદદ કરો. ખુદા જાણે છ કે એક સાચા મીત્રની હું કેટલી આરજુવાર છું."

"વેલ, મને ત્યારે બીજું એક વચન આપ, " તેણે નરમીથી તેણીને કહ્યું "હેસ્ટર મને પ્રોમીસ આપ કે જો તું છુટી જાય તો મને જરૂર પરણુશે."

એક ધીમી ચીસ તે નાજુક ગળાં બાહેર પડી પણ તેની ઉપર ધ્યાન આપ્યા વગર તેણે તો આગળ ચલાવ્યું.

"ઓ હેસ્ટર સમજ," તે લાગણીથી બોલ્યો." તાહારી સંભાળ

લેવાનું મને સુખ આપ. કાંઇ બી દુખ સંતાપ કે મુશ્કેલીનો બોજો બી તાહારી ઉપર નહી પડે તે ખાતર તું તને પોતાને મને સોંપા દે. દુન્યાનાં આ ભાગમાંથી હું તને દુર બીજે જ કેથે લઇ જઇશ. સ્વપનાં જેવી સુખી તાહારી જીંદગી જશે તેમ હું તને અમન ચમનમાં રાખીશ. અને હું તને એટલી સુખી કરીશ હેસ્ટર કે આ ભયંકર ગઈ ગુજરી તો તું સદંતર ભુલી જ જશે. મને વચન આપ હેસ્ટર, મને વચન આપ."

"નહી નહી, એ નહી" તેની આગળથી દુર હટી જતાં તે બબડી "વચન આપી શકતી નથી. ને અરે એ કેપટન ડગલાસ, ફાંસીનાં માચડાની લગોલગ ઉભેલી એક છોકરી સાથે તમે લગન કરવાની વાત કરી જ કેમ શકો છો તેજ મને તો અજબ કરે છે."

"પણ હેસ્ટર ખ્યાલ કર," તેણે તુરત કહ્યું. "ખ્યાલ કર કે તેથી તને કેટલી હિમત મળશે. માહારો પ્યાર સ્વિકાર, તાહારો વળતો આપ, ને આ ટ્રાયલ પુરી થતાં તને અતરેથી એક બીજા જ દેશમાં કે જયાં સુર્ય હંમેશ આપણી ઉપર પ્રકાશતો રહેશે, ત્યાં તને લઇ જઇ સુખી કરવાની મને રજા આપ."

"અને ધારો કે હું દોશીત ઠરૂં તો ?" તેણીએ પુછયું.

"હું તે માનવા સારૂ નાં પાડું છું." તેણે ભાર દઇને કહ્યું. "ને ધાર કે તેમ થયુંબી તો તને સંતોશ તો રહેશે કેની કે તાહારી સાથો સાથમાં જ, એક વફાદાર બી દટાયું છે. ફક્ત એટલું જ વચન આપ હેસ્ટર કે ટ્રાયલ પુરી થતાં ને તું છુટી થતાં માહારી થશે ને માહારી ને માહારી જ સાથે પરણશે."

થોડીક પળ તે અસ્થીર ડામાડોળ મનથી ઉભી રહી પછી તે એક મક્કમ ઠરાવ સાથે તેની તરફ ફરી.

"નહી," તે બોલી, "એક વખત પ્યાર વગરનાં લગન કરીને તો મેં માહારો સંસાર, માહરી જીંદગી ને માહારો ભવ બાગી નાખ્યો, તો હવે ખુદ માહારો જીવ બચાવાનો સવાલ હોય તોપણ એવી ભુલ હું કરવાની નથી. તમે માહારી તરફ ઘણી હદ સુધી

ભલા ને માયાળુ છો પણ હું તમને ચાહાતી નથી. ને એક વાર સંસારનો શીખેલો પાઠ હું ભુલી જઇ શકતી નથી. હું હાલ છું તેવી હાલતમાં અગર નહીબી હતે, તદન છુટી, ને બેફીકર હતે, છતાં બી પ્યાર વગરનાં લગન હું હવે હરગીઝ કરતે નહી."

"પણ હેસ્ટર," તે કગલ્યો. "મને તું કદાપી ચાહી શકશે."

તેણીએ પોતાની જીગર છેદીભેદી નાખે તેવી તે ખુબસુરત ગંભીર આંખો ઉંડાવી તેની તરફ જોયું.

"નહી," "તે દીલગીર સાદે બોલી." મને ધારતી છે કે બીજી ઓરતો કરતાં કમનસીબે માહારો ખવાસ ઘણો જુદો પડે છે ઘણાંક જણાં પરણ્યા પછી ચાહી શકે છે. માહરા બાબમાં તેમ નથી તે હું જાણુંછ પહેલેથી જો નહી ચાહુ તો છેવટ સુધી હું તેને ચાહી શકું નહી એ માહારી ખાસ્યત જ છે. ને પ્યાર વગરનો પરણ્યો સંસાર તો હે ખુદા તું કોઇને બી દેખાડતો નાં જો હાલ હું તમામ છુટી હતે ને પ્યાર વગરનાં લગન ને મોહત વચ્ચે જો મને ચુટણી કરવાની હતે, તો હું મોહત પસંદ કરતે. નહી કેપટન ડગલાસ, હું જાણુછ કે તમો એક નોબલ માણસ છો, તમારી માગણીથી હું મને પોતાને ઘણું મોટું માન મળેલું સમજું છું, મને આવી નામોશી ભરેલી હાલતમાં કેદખાનામાં પડેલી જાણવા છતાં તમે જે ભલાઇ બતાવી છે જે માયા દાખવી છે, તેની કિમત હું બરાબર સમજું છું, ને વરશો સુધીબી જીવવાનું માહરા નસીબમાં હશે, તો માહારી જીંદગીનાં છેલ્લા દહાડા સુધી હું તમોને ને તમારી આ ભલાઇને યાદ કરતી રહીશ, માહારા જીગરનાં ઉત્તમમાં ઉત્તમ આશીષ તમો ઉપર ઉતારતી રહીશ હું ખરાં દીલથી ઇચ્છુંછ કે તમોને ચાહાતી હતે પણ તેમ નથી એટલે હું તમારી મોહરદાર થઇ શકતી નથી. મને માફ કરો."

"કોશેસ કર," તે કગલ્યો "કોશેસ કર, ઓ હેસ્ટર, માહારી ડારલીંગ"

પણ તેનાં શબ્દોથી–તે ચેહરા ઉપરની ગમખ્વારી તો વધતી જ ગઇ.

" નહી, કોશેસ કરવી ફોકટ છે," તે બોલી " તમો મને ગમોછ ને તમારે સારૂં મને માન છે. માહારા જીદગીનાં છેડા સુધી હું તમોને માહરા વ્હાલા ને ભલા મીત્ર તરીકે યાદ કરતી રહીશ પણ માહારી ખાતરી છે કે તમોને હું ચાહી તો કદીજ શકવાની નથી. ને તે છતાં જો હું તમો સાથે પરણું તો તો તેજ દુઃખી સંસારની પેલી જુની પુરાંણી કહાંણી જેવો આપણો પાછો હાલ થયા વગર રહે જ નહી. "

તેણીનાં આ શબ્દો સાંભળતાં, તે ખુબસુરત ચેહરો ગંભીર ને કરડો બન્યો. એક ઘેરાયલો છાપ તે ઉપર ફેલાઈ રહ્યો.

" તું તને મને ચાહાતી કરી શકું હેસ્ટર. " નાસીપાસીથી તે મર્દાનગી ભર્યો સાદ ગુંજ્યો. " તાહારે સારૂં માહારો પોતાનો પ્યાર એટલો મોટો ને બળવાન છે કે તેનાં જોરની અસરથી તું જરૂર મને ચાહાતી થયા વગર રહેજ નહી. "

" નહી નહી, " તે ઉતાવળે બોલી. " ગરીબ એનગસ્બી તેમજ બોલ્યા હતા પણ તે ખરૂં પુરવાર થયું નથી. "

" તને લલચાવાની માહારી મતલબ નથી. " તેણે ધીમે સાદે કહ્યું. " પણ હેસ્ટર જો તું મને જરા જેટલી બી આશા આપે તો તને છુટી કરવા હું આસમાનને જમીન એક કરૂં, ખરૂં કહુંછ કે જો એ વચન હું તાહારી તરફથી મેળવી શકું તો કોઈબી ભોગે તુંને છુટી કરી શકું. "

તેણી કાંઈક નાઉમેદ થએલી લાગી.

" શું એ વચન વગર તમો માહારે ખાતર તેટલું જ નહી કરો ? " તેણીએ પુછ્યું.

" હા ખચ્ચીતજ. કેમ નહી ? " તેણે તુરત કહ્યું. " પણ એ તો કુદરતીજ છે કે જ્યાં આપણું દીલ આશા ઉમેદથી ભરપુર હોય ત્યાં વધુ જ ઉલટથી તે કામ થઇ શકે. ખરૂંની ? "

હેસ્ટર બ્લેર થોડીક પળ નિચું જોતી વિચારવંત થોભી. અંતે તે બોલી. અને બોલી ત્યારે તેણીનો સાદ હદથી જયાદા મક્કમ અને શોકાતુર સમજાતો હતો.

"પ્યાર વગરનાં લગનની કંગાલ્યત બાબદ હું એટલી તો ખાતરીપુરવક છું," તેણીએ કહ્યું. "કે જો હાલ મને કહેવામાં આવે કે મને તમારી સાથે પરણવાની શરત સાથે બાઆબરૂ તાબડતોબ છુટી કરે, તો પણ હું તે શરત કબુલ કરવા નાં પાડું."

"આ શબ્દો ઉપર ગંભીર વિચાર કરજે હેસ્ટર." કેપટન ડગલાસે કહ્યું. "તે ઘણાં ગંભીર બોલો છે."

"ને હું તે સમજીને ખાતરીથી જ બોલું છું." તેણીએ દીલગીરીથી કહ્યું. "મને ઘણો કડવો તેટલો જ સાબુત પાઠ શીખવાનો મળ્યો છે."

"તાહારી જીંદગી બચાવા ખાતર બી તું મને નહી પરણે એમ?" તેણે પાછું અંકે કરાવ્યું.

"નહી," તે બોલી "મોડે કે વેહલે મરવાનું તો છેજ. મોહત તે તો મોહત જ. પછી તે ગમે તેવા આકારમાં આવી ઉભું રહે, પણ તમે જાંણોછ, પ્યાર વગરનાં લગન તે તો જીવતાં મોહત સમાન છે ને તે સઉથી ઘણું ભયંકર છે."

બારણાં ઉપર તેજ ઘડીએ ટકોરા પડયા અને મેટ્રનનો સાદ ત્યાં સમજાયો.

"વખત પુરો થયો છે સાહેબ"

કેપટન ડગલાસ ઉતાવળે ઉઠી ઉભો થયો.

"કેસ ૨૬ મી તારીખે છે," તેણે કહ્યું. "હેસ્ટર તું મને તાહારા લવર કે ધણી તરીકે કબુલ રાખતી નથી તો જાંણ કે દોસ્તી—સાધારણ દોસ્તી એ, જે ચીજ હું તને ઓફર કરૂંછ તેની આગળ તો કુચ્છ બીસાદમાં નથી. વેલ હું જાઉંછ હવે ત્યારે ટ્રાયલને દહાડે બનશે એટલો હું તાહારી નજદીક રહેવશ ને એટલું યાદ રાખજે કે એક જણ તો તાહારી નિરદોશતા માટે ખાતરી રાખતો, તાહારે માટે હેત ને માયાની લાગણીથી ભરપુર તાહારો પડયો બોલ ઉપાડી લેવા ત્યાં હાજર છે. કહે હેસ્ટર—બોલ હેસ્ટર કે માહારા આ શબ્દો તને સંતોષ આપે છે? મને એટલું તો જણાવ?"

"હા" તેણી બોલી. "થેંક્યુ કેપટન ડગલાસ તમે એક સાચા મીત્ર છો."

તેણે તેણીનો સુંદર હાથ પોતાનાં હાથમાં લીધો અને મજબુત પકડી રાખ્યો.

"ટ્રાયલનું છેવટ ગમે તેવું આવ્યા બાદ," તેણે કહ્યું. "હું તને પાછો મળીશ, અને ત્યારે માહારી ડારલીંગ, માહારી આજ અરજ હું તાહારી આગળ પાછી રજુ કરવાની ઉમેદ રાખું છું."

તે ત્યાર પછી ચાલ્યો ગયો. અને તે કમનસીબ છોકરી મીનીટો સુધી ડચકાં ખાતી અને પોતાનાં તકદીરનો ખ્યાલ કરતી સ્થીર બેસી રહી.

તેણીને બહુ અજાયબી લાગી. એક જવાન કે જેની સાથે તેને સઉથી ઓછી પીછાંણ હતી, જેનાં સઉથી ઓછા સમાગમમાં આવી હતી તેજ માણસ ખુદ પોતાની જીંદગી તેણીને અર્પણ કરતો આવ્યો હતો પણ નહી તેણી તેને ચાહી શકવાની નહોતી તે માટે તો તેણી ખાતરી પુરવક હતી ને તેની સાથે પ્યાર વગર પરણવા કરતાં તો મોહત પસંદ કરવું તેણીને વાજબી લાગ્યું. એમ છતાં, એક બી માણસ એવું હતુ કે જેને તેણી સારૂં આવું હેત હતું એ જાંણી તે એકલી અટુલી કમનસીબ બિચારી કાંઇ સુખી થઈને સંતોશની એક લાગણી આ પહેલી જ વાર તેણી ઉપર અસર કરી રહી. એટલું તો એ ઉપરથી સીદ્ધ થતું હતું કે આખી દુન્યાજ કાંઇ તેણીની સામે નહોતી. તેણીની નિરદોશતામાં માનનારૂં એમ તો એકાદ બી હતું ખરૂં.

એક દુખનાં ડચકાં સાથે તેણીએ વળી ખ્યાલ કર્યો કે ફાંસી જવા સારૂં માત્ર થોડા જ કલાક હવે તેણી સારૂં બાકી હતા. અને ત્યારે ઝાર ઝાર રડતાં તે નિરદોશ બાળાએ પોતાનું માથું પોતાનાં હાથો ઉપર પટકી નાખ્યું.



# પ્રકરણ ૧૨

## ટ્રાયલ

અંતે તે દહાડો ઉગ્યો કે જ્યારે અભાગણી હેસ્ટરની તપાસ થવાની હતી. જુન મહીનાંનો તે એક ઝળકતો દીવસ હતો, અને ત્યારે હાલ પોતાને ઘર કેવું રલીઆમણું લાગતું હોવું જોઇએ તેનો ખ્યાલ તે બાપડી કર્યા વગર રહી શકી નહી. ઉંચા ઝાડો ઉપર પક્ષીઓ ગાતાં હશે, સોનેરી ઝળકાટમાં ઝાડોનાં લીલા પાંદડા ફેલાઇ રહ્યાં હશે, અને ફુવારાનું પાણી હીરાની માફક ચળકતું હશે.

તે કેસ નીકળવા પહેલાં, તે કોર્ટ આખી ચીકાર ભરાઈ ગઈ હતી. રસ્તા ઉપર વળી હજારો લોકોનું ટોળું જોવાતું હતું. સ્કોટલન્ડની તે એક સઉથી મોટી બીલ્ડીંગ હતી, ખુલ્લી હવાવાળી અને પુરતી જગ્યા સાથની જ્યાં હાલ, ભપકાથી તૈયાર થયેલી બાનુઓ મરદો વિગેરે કીડી માફક એકઠાં થયાં હતાં.

લોકો તે કેદીને જોવા તલપાગાર થઇ રહ્યાં હતાં. પોતાનાં ભરથારનું ખુન કરનાર કેવીક ઓરત હોવી જોઇએ? મગર જ્યારે સીધાં સરોવર જેવાં બદનની તે જવાન સુંદરી ત્યાં આવીને ઉભી, અને પોતાનાં ચેહરા ઉપરની કાળી "વેલ" ઉંચી કરી ત્યારે તે નિરદોશ ને શોકાતુર ચહેરાની ફીરેસ્તાઈ ખુબસુરતી જોઇ તે કોર્ટમાં એવાં ઘણાંક હતાં કે જેઓ દયાથી રડયાં.

એક મોટા કાચનાં તખ્તા પાછળ તેણીને ઉભી કરવામાં આવી હતી કે જે તખતા ઉપર જુદા જુદા દેશનાં ફુલોની નિશાની પાડવામાં આવી હતી. ઈંગલન્ડનો ગુલાબ, સ્કોટલન્ડનાં થીસ્ટલ, અને આયરલન્ડનાં શેમરોકનાં ચીત્ર તે ઉપર હતાં: ગુલાબનાં ફુલનો ગુલાબી પડછાયો, જ્યારે તેણીએ પોતાની વેલ ઉચકી ત્યારે તે મીઠા મધુરા ચેહરા ઉપર છવાઇ રહ્યો. અને તાજુબી પમાડનારી

હદ સુધી લોકોને વરસાદનાં ઝાપટાંમાં સપડાયલાં એકાદ ગુલાબનાં ફુલનોજ ખ્યાલ તે અભાગણી કરાવી રહી.

લોકોએ એકાદ ખુબસુરત પણ "બોલ્ડ" ચેહરાની વૃદ્ધ ને ઘાતકી દેખાવની ઓરત જોવાની વકી રાખી હતી, તેને બદલે ફીરેસ્તાઇ સુંદરતા ધરાવતી આ ગુલાબની કળી જેવી નાજુક નાહાની ને મીઠા શોકાતુર ચહેરાની સુંદરીને જોઇ અજબ થઇ ગયાં. અને આપસ આપસમાં પુછવા લાગ્યાં કે આવી એક છોકરી કદીબી આવું કરપીણ કામ કરી શકે ખરી ?

હવે એક ધીમો ઘોંઘાટ તે કોર્ટમાં શરૂ થયો, ને સર્વ કોઇ તે બાપડી છોકરીનાં ધ્રુજતા હોઠો ને આંસુભરી ખુબસુરત આંખો જોઇ દયા ખાવા લાગ્યાં.

તે તપાસ શરૂ થઇ. સ્કોટલેન્ડનાં સઉથી બાહોશ જજ ખ્લેન-ટાયરની સામે તે કેસ રજુ થયો. સર બરટન કેરન્સ અને મી. જેરાન્ડ સરકારી પક્ષ તરફથી બોલનાર હતા જ્યારે મી. ડડલી રોસ અને મી. વીલીયમ્સ, તે કમનસીબ કેદીનાં બચાવનાર હતા. પહેલાં જે વાંચવાનું હતું તે વાંચ્યા બાદ, હંમેશનો સવાલ પુછાયો અને તેનો જવાબ ખુલ્લા અવાજમાં વાગી રહ્યા. "નોટ ગીલ્ટી માઇ લોર્ડ."

ત્યારબાદ સર બરટને સરકાર તરફથી કેસ રજુ કર્યો. તેણે કહ્યું કે તેણીને પોતાનાં ધણીનું જાંણીબુજી ખુન કરવાનાં વાંકસર ખડી કરવામાં આવી હતી. જે ખુન તા. ૨૫ મી ને મંગળવારે મે મહીનાંમાં થયું હતું. તેની વિગત લગરીક ભેદ ભરેલી હતી.

તે કેદી ને તેનો ધણી ઘણાં કુસંપમાં રહેતાં હતાં. તેઓ વચ્ચે સંપ ને પ્યાર જેવું હતું જ નહીં વિશ્વાસ કે મીઠાસ હતોજ નહીં. જો કે એકજ ઘરમાં તેઓ સાથે રહેતાં હતાં, છતાં બોલવા ચાલવાનો ઘણોજ થોડો વહેવાર હતો. અને જ્યારેબી બોલતાં ત્યારે પંચાતી કરવા ખાતર જ. તે કમનસીબ ડીનર પારટી ગોઠવતી વખતે વટીક તેઓને પંચાતી થઈ હતી. અને તે વર બૈયર વચ્ચે સખત ઝગડો ને બોલા-ચાલી થતાં ઘરનાં નોકરોએ વટીક જોયું હતું. તેઓ એકમેકથી છુટાં

થાય એવું ઇચ્છતાં પણ સાંભળવામાં આવ્યું હતું. ઉમ્મર વચ્ચે તેઓને ઘણો ફરક હતો. મરનાર પચાસ વર્શનો હતો. જ્યારે તે કેદીની ઉમર માત્ર એકવીસ વર્શની હતી. તેઓ વચ્ચે પ્યાર નહોતો ને તેથી જ પંચાતી થતી હતી બીજું અદેખાઇ કે એવું કશું જ કારણ નહોતું.

તે બોલવું લોકો ધીમાં ઘોંઘાટ વચ્ચે આતુરતાથી સાંભળવા લાગ્યાં ને તે ઝેરનો જગ જાહેર કેસ એ રીતે શરૂ થયો.

---

## પ્રકરણ ૧૩

## "નિરદોશ કે દોશીત?"

સર બારટન કેરન્સે જ્યારે પોતાનું એ એડ્રેસ ચાલુ કર્યું ત્યારે કોર્ટમાં બીલકુલ ચુપકીદી જોવાતી હતી.

તે કેસની વિગત નિચે મુજબ હતી—

"છેલ્લા થોડા દીવસમાં વર બૈયરને પંચાતી થઇ નહોતી. ડીનર પારટી સારૂં ઝગડો થયો હતો તેજ. ત્યાર પછી તેઓ વચ્ચે વાતચીતનો ઘણોજ થોડો વહેવાર હતો. ડીનર પારટી તા. ૨૫મી મંગળવારે મે મહીનાંમાં થઈ હતી. નોતરેલાં મહેમાનમાં સર જોન હાર્ટ, કેપટન જેમ્સ જેઓને શાક્ષી દાખલ બોલાવામાં આવ્યા છે; સર એલન ફ્લેચર અને કેપટન આરચી ડગલાસ એટલા જણા હતા. તે ચારે ગૃહસ્થો મરનારનાં સાચા ને મોટા મીત્રો હતા. મરનાર તે રાત્રે પુર તંદરોસ્ત ને ખુશાલ માલુમ પડતા હતા. બધુ મજાહનું પસાર થયું હતું, ત્યાર પછી બધાં ડ્રોઇંગ રૂમમાં ગયાં કે જ્યાં કોફી લેવાનો તેઓનો ધારો હતો.

બંગલાનાં પ્લાન ઉપરથી જોઇ શકાશે કે તે ડ્રોઈંગ રૂમને છેડે જ એક મોટી કનઝરવેટરી આવેલી છે કે જ્યાં મરનાર મી.

---

બ્લેરનો જમીને જઈ બેસવાનો ધારો હતો ને કોફી ડ્રોઈંગ રૂમમાં બનાવે ત્યાં તેને હંમેશ આપવામાં આવતી હતી.

તે રાત્રે બી તે ડ્રોઈંગ રૂમનાં છેડા ઉપરની કનઝરવેટરીમાં તે ગયો ને પવન આવે તેથી બીજી તરફ પડતું બગીચાનું બારણું ખુલ્લું રાખી બેઠો. કેપટન જેમસ, અને સર જોન હાર્ટ તેવણની આગળ જ જઇ બેઠા. અને ડ્રોઇંગ રૂમમાં નોકરે હંમેશ મુજબ કોફી લાવી મુકી.

મીસીસ બ્લેરે પોતે કોફી બનાવી પોતાનાં પરોણાંને પોતાને હાથે આપી. નોકરોને મોકલાવી દઇ એમ જાતે કર્યું તે હું એક જરૂરની ને નોધવાં લાએક પોઇન્ટ લેખું છું. હું ફરીથી કહુંછ કે તે એક જરૂરની નોંધ છે.

કેપટન જેમ્સે કોફી લીધી નહીં, મીસીસ બ્લેરે પોતે સર જોન હાર્ટને એક કપ આપ્યું ને પછી જઇને પોતાનાં ધણી માટે તેવણ એક બીજું કપ બનાવી લાવ્યાં. તેવણે તે કપ મી. બ્લેરની પાસેની એક નાની ટીપાઇ ઉપર મેલ્યું અને પછી—અને આ બાબદ ઉપર ખાસ ધ્યાન આપવાની હું અરજ કરૂં છું. તેવણ તે કપ મેલી ત્યાંથી ચાલી ગયાં તે છેક તેવણનાં મરતા ધણી આગળ બોલાવામાં આવ્યાં ત્યાં સુધી દેખાયાં જ નહી.

કોફી લીધા બાદ પા કલાકે મરનારે પહેલે એક બુમ પાડી કે તેને પેટમાં દુખી જીવ ડોહવાનો હતો. તેનાં મીત્રોએ તેને તેનાં રૂમમાં લઇ જઇ પલંગ ઉપર સુવાડયો અને ત્યાંસુધી મરનારનાં ધણીઆણી તો ગેરહાજરજ હતાં. તુરતજ ડો. એથોલ અને ડો. યંગને તેડવામાંઆવ્યા.

બધુ બનતું કરવામાં આવ્યું. ડોકટરોએ મત આપ્યું કે કોફીમાં આરસેનીકનું ઝેર પીધાથી મોહત નિપજ્યું હતું. અને એ બધો વખત મીસીસ બ્લેર તો ત્યાં આવ્યાં જ નહી.

અને હવેજ ખરો ગંભીર બનાવ યાદ રાખવો જોઇશે. આટલું બધું થતું જોઇ મીસીસ બ્લેરની મેડ લુસી અને નર્સે તેવણને શોધવા ગઇ, ને તેવણનાં ઓરડામાંથી બેઠેલાં બોલાવી લાવી જેવાં મીસીસ બ્લેર તે ઓરડામાં આવ્યા કે મરતા મી. બ્લેરે એક આંગળી પોતાની

મોહરદાર તરફ ટાંકી કહ્યું "આ તાહારૂં કામ છે. તું હંમેશ મને ધીક્કારતી હતી ને તેંજ મને ઝેર દઇ મારી નાખ્યો છે." ત્યારબાદ તે મરણ પામ્યો. ઇનકવેસ્ટ ભરાઇ અને આરસેનીકથી મોહત નિપજ્યું હતું એમ જણાયું. મીસીસ બ્લેરને પોલીસને હવાલે સોંપવામાં આવ્યાં હતાં.

ત્યારબાદ ઘરમાં તપાશ થઇ ને મીસીસ બ્લેરનાં ખાનગી ડ્રેસીંગ રૂમનાં ખાનાંમાંથી આરસેનીક ઝેરનું પેકેટ મળી આવ્યું જેમાંથી સેજ વાપરવામાં આવ્યું હતું એમ તુરત જણાયું. એ ઝેર મીસીસ બ્લેરે કલેલેન્ડ બ્રધર્સ હાઈ સ્ટ્રીટ એથોલ, માહેથી ખરીદયું હતું.

હવે જ્યુરીએ ત્રણ ચીજ ધ્યાનમાં લેવાની છે (૧) વર બૈરીનો સંસાર ઘણો દુખી હતો. (૨) મીસીસ બ્લેરે પોતાનાં ધણીને ઝેર આપ્યું તે માટે ખુદ તેવણનો ખાવીંદ તેવણને મરતી ઝબાને દોશીત ઠેરવી ગયો હતો. (૩) એજ ઝેરનું પાકીટ મીસીસ બ્લેરનાં ડ્રેસીંગ ટેબલનાં ખાનાંમાંથી મળ્યું હતું.

ત્યારબાદ તે વકીલે ખુલ્લે સાદે જોશથી એ બાબદ સર પોતાનું ભાષણ ચલાવ્યું અને લોકો ડંગ થઇ સાંભળવા લાગ્યાં. હેસ્ટર પોતે એ બીનાંઓ એક બીજીજ લાઇટમાં મુકાતી જોઇ તાજુબ થઇ કે ખરેખર કેસ કેટલો બધો તેની સામે હતો. ત્યાર પછી સાક્ષી બોલાવામાં આવ્યાં. જેઓએ દેખાઇતાં આગગમાં વચ્ચે જે કહેવાનું હતું તે કહ્યું.

સર જોન હાર્ટે નબળા સાદે જણાવ્યું મને કોફીનું કપ આપ્યા બાદ મીસીસ બ્લેર પાછા ડ્રેસીંગ રૂમમાં ગયાં ને એક બીજું કપ પોતાનાં ધણી સારૂં બનાવી લાવી પોતાને હાથે તેની પાસેની એક ટીપાઇ ઉપર મુકયું. તેઓ વચ્ચે કશી વાત થઇ કે કેમ તે મને ખબર નથી, ત્યાર પછી મીસીસ બ્લેર તે ઓરડો છોડી ગયાં, ને છેક તેવણનાં ધણી મરતા હતા ત્યારેજ પાછાં આવ્યાં. તેણે બારીક વિગત જણાવી અને જ્યારે તે બોલવાનું પુરૂં કરી રહ્યો ત્યારે તે સાક્ષી તે બાપડી કેદીની તદન વિરૂદ્ધ ગઇ.

ત્યાર બાદ કેપટન જેમ્સે તેજ મુજબ બધું કહ્યું. ને તે બધો

વખત સીદ્ધી નજરે ને ફીક્કે ચહેરે હેસ્ટર તે લોકને જોતી ઉભી.

સર જોન ફલેચર અને કેપટન ડગલાસની સાક્ષી લેવામાં આવી નહી કારણ તેઓ તે વેળા મરનારની છેકજ નજીકમાં નહોતા અને ઘણુંજ થોડું જાણતા હતા. ત્યાર બાદ પેલા બે ડૉકટરોએ પોતાનું મત જાહેર કર્યું. ત્યાર બાદ નોકરો, અને મેડ તથા જે દુકાન ઉપરથી ઝેર ખરીદવામાં આવ્યું હતું ત્યાંનો માણસ એ બધાં સાક્ષી આપી રહ્યાં. ને અફસોસ કે તેણીની ખુબસુરતી અને જવાની જોતાં જે લોકો દયાથી તેણીની પક્ષમાં ઢળી ગયાં હતાં તેઓ વટીક હવે દરેક પૂરાવાને તે જોરાવર માણસ આગળ ફરી ગયાં.

સર બારટન કેરન્સે પોતાનાં ધોધારી સાદે જણાવ્યું કે આ કેસની વિગત હતી. સાક્ષીઓની કહાંણી પણ એકજ ઢબની હતી. અને લોકો અજબ થયાં કે હવે બચાવમાં તે શું કહી શકશે? કહેવાનું હશે જ શું?

તે કોર્ટમાં હેસ્ટરની અંગત પીછાંણનાં ઘણાં બાનુઓ હાજર હતાં. તેણીએ એકજ વાર તે બધાં તરફ જોયું. પછી તેણીની આંખો કેપટન ડગલાસ ઉપર ઠરી રહી. જે તેનેથી બન્યું એટલો તેણીની નજદીકમાં તેણીને હિંમત આપતો ઉભો હતો.

"માત્ર એકજ મીત્ર હું આખી જગતમાં ધરાવું છું—ફક્ત એક." તે અભાગણી મનથી બબડી. અને નિરાશામાં ઢળી જતાં પોતાનાં જીગરને હિંમત આપવા ખાતર પાછું તેણીએ તે કેપટનનાં ખુબસુરત દમામદાર ચેહરા તરફ જોયું.

## પ્રકરણ ૧૪

### ચુકાદો.

લૉને લગતી નોંધપોથીમાં એવો તે એક રેકર્ડ નોંધાયો કે જેનાંથી હોહા થઇ રહી. લોકો તાજુબ થયાં, અને તે બોલનારનું

નામ અમ્મર થઇ રહ્યું, તે મીસીસ બ્લેરનો બચાવનાર બાહોશ ને જવાન ડડલી રોસ હતો. તેની સ્પીચ એક માસ્ટરપીસ હતી. તેનું બોલવું અક્કલભરેલું, તેની તકરાર વાજબી અને મુદ્દા સાથની અને તેની છટા જીગર પીગળાવી નાખનારી, મસ્તક ભમાવી દેનારી હતી. દરેકે દરેક પોઇંટ તેણે છુટી છુટી લીધા અને તેનો બચાવ બનાવ્યો.

પહેલું એ હતું કે વરબૈરીનો સંસાર ઘણો દુઃખી હતો. એટલે એમ પુરવાર થતું હતું કે તે કારણસર મીસીસ બ્લેરે તેને ઝેર દીધું. એ સારૂ મી. રોસ બોલ્યો કે તે તદન નહી બનવાજોગ હતું. કારણ જો તેવું કાંઇ કરવું હતે તો તે આટલો વાર થોભતે શા માટે? આ આગમજ ઝેર આપી નિકાલ લાવતે. ઘણાંખી ચાન્સ તો તેણીને મળ્યા હશેજ. તો ખુદ આટલાં વરશો થોભી, બીજાઓની સામે તે આવું કરે એ માનવા જોગ હતુંજ નહી. ત્યાર બાદ તેણે ઘણા કરૂણારસ શબ્દોમાં તે છોકરીની કહાંણી રજુ કરી. તે નિર-દોશ બેટીએ બાપ માટે જે ભોગ આપ્યો તેની બધી વિગત મી. ડડલીએ જણાવી. તેણે એવી તો જોરાવર ઝબાનમાં તે વાત કહી કે તે પરણ્યા સંસારનો બધો ખ્યાલ લોકોને આવી ગયો.

ત્યાર બાદ મીસીસ બ્લેર પોતે તેનાં ધણીને માટે કોફીનું કપ લઇ ગઇ હતી એ બાબદ તેણે પકડી. અને ઘણાંક નોકરોની શાક્ષી લીધી કે પોતાનાં ધણીની કોફી પોતાને હાથેજ તેને આપવાનો તેણીનો હંમેશનો કાયદો હતો, એટલા માટે તે દીવસે તે કોફી મી. બ્લેરને તેવણે આપી તેમાં અજાયબી પમાડનારૂં કશું જ નહોતું. એ તો તેવણનો ધારોજ હતો અને તે મુજબ તે રાત્રે બી તેવણે કીધું. એટલે એ પોઇન્ટબી ભોંયે પડી.

ત્યારબાદ મીસીસ બ્લેર કોફી ત્યાં મુકી પોતાનાં રૂમમાં ચાલી ગઈ એ બહુ જોરથી બોલાયલી પોઇન્ટ માટે તેણે કહ્યું કે એમાંબી નવાઈ જેવું કશુંજ નહોતું. આ પહેલીજ વાર એવું બન્યું નહોતું. ઘણી વેળા જયારે આવાં બેચેલર ડીનર હોય ને બાનુઓ હાજર નહી હોય ત્યારે જમ્યા બાદ અડધોએક કલાક થોભી, બધાને કોફી

આપી, તેઓને પાનાં રમતા કે વાત કરતા એકલા છોડી પોતાનાં ઓરડામાં ચાલી જવાની તેણીને ટેવજ હતી. અને સાક્ષીઓ મારફતે પુરવાર થશે કે આવું આ પહેલીજ વાર નહી પણ ઘણીવાર આગળ બનવામાં આવ્યું હતું.

ત્યારબાદ મી. બ્લેરે પોતાની ધણીઆણીને દોશીત ઠરાવી તે બીનાં તેણે લીધી.

" માહારા વિચાર પ્રમાણે એ પોઈન્ટ જરાબી વજનદાર નથી. " તે ખુલ્લા મોટા સાદે ભાર મુકીને બોલ્યો.

" મી. બ્લેરને પોતાની મોહરદાર સાથે બનાવ નહોતો, એટલે આવો બનાવ બનતાં પહેલો જ ખ્યાલ તેવણને તેણી માટે આવે એ બનવા જોગ છે. જો આપણે કોઇ સાથે લડેલાં હોઈએ ને આપણને તેજ ઘડીએ કાંઇ નુકશાંન જાય તો કુદરતી જ આપણાં વિચારો તો તેજ માંણુસ માટે ઘસે. જ્યારે ખરી રીતે તો તે બાપડાનો કસુરબી નહી હોય. એજ રીતે, પોતાને ઝેર લાગેલું જાંણતાં, તે ઘરમાં, જેની સાથે તેવણને અણબનાવ હતો તેને જ માટે તેવણનાં ખ્યાલો દોડી ગયા. વળી કોફી પીધા પછી એમ થયું એટલે કોફીનું કપ આપનાર માટે કુદરતી વહેમ આવે એ બનવા જોગ છે. દાખલા તરીકે, જો સરજોન હાર્ટ કે સર એલન ફ્લેચરે તે કપ તેવણને આપ્યું હતે, તો તેવણ જરૂર જ તેજ મીત્રને દોશીત ઠેરવવા ચુકતે નહી કે તેં મને કોફીનું કપ આપ્યું ને તેથી જ મને ઝેર લાગ્યું. તે મરનારનું બોલવું વજનદાર હતું જ નહી, જુવો સાહેબો જુવો, સામે ઉભેલી કેદી તરફ નજર નાંખો, આટલી જવાન, નાજુક ને નમ્ર છોકરી આવું કરપીણ કામ કરે એમ કદીબી માન્યામાં આવે છે ? " જાંણે તેનાં મોઢામાં અંગાર હોય તેમ મી. ડડલીએ એક પછી એક ગરમ બાળી નાખતા લોકોનાં જીગર ખેંચી નાખતાં, મસ્તક ફેરવી નાખતા શબ્દો બાહેર પાડવા માંડયા.

ત્યાર પછી કેદીનાં ડ્રેસીંગ ટેબલનાં ખાનામાંથી ઝેર મળ્યું તે વિગત તેણે રજુ કરી.

તેણે ઘણી અસરકારક ભાષામાં તે જવાન છોકરી પોતાની સુંદરતા ટકાવી રાખવા ખાતર કાંઇ નુસકો વાંચીને એ આરસેનીક લાવી હતી તે વિગત જણાવ્યા બાદ કહ્યું, કે જો તે કાંઇબી કરપીણુ કામ માટે ઝેર ખરીદે તો ખુદ તે ગામમાંથી જ લેય એ શું બનવા જોગ હતું? તેણીના મનમાં જો પાપ ને દગો હોય તો કાંએ નહી એકાદ પાસેનાં ગામમાં જઇ તે ખરીદી લાવે? વળી પોતાનું નામ છુપાડી ભલતું જ આપવાને બદલે તે ખુશાલ પોતાની સહી કરી આવી તેજ શું બતાવે છે. વળી ઝેર ખરીદયા બાદ મહીનાંઓ પછી આ ખુન તો થયું છે, તો પુછવાનું જરૂરનું લાગેછ કે આટલા મહીનાં આરસેનીક રાખી મુકી રહી રહીને આટલે વખતે કાંએ તે વાપરે?

"વધુમાં," મી. રોસે કહ્યું. "સઉથી જોરાવર પોઇન્ટ તો એ છે કે જો કેદી દોશીત જ હતે, તો જેવું ડોકટરે જાહેર કર્યું કે આરસેનીકથી મોહત નિપજ્યું હતું, તેવું જ તે ઝેર દોડી જઇ પોતાનાં ખાનામાંથી કાઢી ફેંકી દેવાને બદલે નિરાંતને જીવે તેવણે તે ત્યાં રહેવા કાંએ દીધું? તે આરસેનીકનાં પેકેટની વાત જ તે ભુલી ગઇ એજ તેણીનો નિરદોષતાનો જોરાવર પુરાવો છે. માસીસ બ્લેરને કસટડીમાં તુરતજ કાંઈ લઇ જવામાં આવી નહોતી. કલાકો સુધી તે છુટી હતી ને તે દરમ્યાન જો ચાહાતે તો તે પેકેટનો ખુશાલ નાશ કરી શકતે. એક પાપી અંતકરણનું માંણસ જરૂર તેમ કરતે."

તે કોર્ટમાં એક ધીમો ઘોંઘાટ મચી રહ્યો. જે એકદમ બંધ પાડવામાં આવ્યો. જે બાબદ ખાસ તે કેદીની સામે જતી હતી તેજ પોઇન્ટ હાલ તેણીનાં મજબુત બચાવ તરીકે જરૂરની થઇ પડી. સાધારણ અક્કલનાં માણસનાં ધ્યાનમાં બી એ વાત ઉતરે તેવીજ હતી. જો કોઇએ પાપ કર્યું હોય તો જાહેર થતાં, તે પાપનો પુરાવો નાશ કરવો એજ પહેલું તે માણસનું કામ થઇ પડે. તેને બદલે તેણીએ તે પાકીટ નતો નાશ કર્યું કે નહી તો તેનો ખ્યાલ વટીક કર્યો એજ શું બતાવતું હતું?

મી. રોસે જયુરીનું ધ્યાન ખેંચ્યું કે દેખાવ ઉપર ભોલાવું નહી.

બારીક ખ્યાલ કરવો. તેણે રજુ કરેલા પુરાવા બરાબર ધ્યાનમાં લેવા અને ચુકાદો કરવા પહેલાં, સદાની નાશ પામતી એક ખીલતી જીંદગીનો ખ્યાલ કરવો.

એકાદ પળ સ્મશાંન જેવી શાંતી વ્યાપી રહી. લોકો દીંગમુઢ થઇને બેઠાં. જેઓ તેણીને થોડીજ વાર આગળ દોશીત માની બેઠાં હતાં તેઓ આ બાહોશ વકીલનું બોલવું સાંભળી છુટકારાનો દમ ખેંચી રહ્યાં.

તેણી પોતે બેધ્યાન જેવી ઉભી હતી. બે પીક્ચર રજુ થએલાં તે જોઈ રહી. એક સરકારી પક્ષ તરફથી રજુ થએલી ઘાતકી ના તરસ કરપીણ ખુની ઓરત, બીજી મી. રોસે ચીતારેલી નિરદોશ ભોળી અને બચ્ચાંસહી છોકરી. રે ખુદા શું થવાનું હશે ? તેણીએ આંખો ઉઠાવી પોતાની થોડેજ દુર ઉભેલા કેપટન ડગલાસ તરફ જોયું. અને તેનાં ચહેરા ઉપરનો ફીકરમંદ છાપ જોઈ તે તાજુબ થઇ.

" આવી એક છટાદાર રપીચે તેણીને બચાવવીજ જોઇશે. " કેપટન ડગલાસ મનથી વિચાર કરતો હતો. છતાં તેનું જીગર તો ડામાડોળ હતું.

ત્યાર પછી જજે કહેવા માંડયું, તે તદન પ્રમાણીકપણે બોલતો હતો. તે કેદીની તરફેણમાં કે તેની વિરૂદ્ધમાં તે એક બોલ બોલ્યો નહી. સરખી રીતે તેણે તે કેસ બહુ જ પ્રમાણીક વિચારો સહીત રજુ કર્યો. તેનાં જોરાવર શબ્દો બાજે વખત તે આખી કોર્ટને ખાતરી કરાવતા કે તે કેદી દોશીત હતી તો ઘણી વેળા, તેઓ સત્ય માનતાં કે તમામ નિરદોશ હતી. એવું સમધારણ બોલવું તેનું હતું.

ત્યાર બાદ તે દબદબા ભરેલો ગંજાવર અવાજ બંધ પડયો. જયુરી મત કરવા અંદર ગઇ. અને તે અભાગણી છોકરી ધ્રુજતી ફીકરમંદ ઉભી. નિરદોશ કે દોશીત ? શું ચુકાદો હશે ? તેણી ગુપચુપ આંખો બંધ કરી બેસી રહી.

તેની બાજુમાં ખડેલી વોરડરે જણાવ્યું કે તેણીને ગમે તો જયુરી અંદર હતી તેટલાં ડોકમાંથી બાહેર જવું અને એ સાંભળી તે એક દીલગીર હસવું હસી.

" એક ડગલુંબી હું ચાલી શકીશ નહી," તે બાપડી બોલી " જો હું ઉઠીને ઉભીબી થઇશ તો ચકરી ખાઇ ભોંયે પડીશ એમ મને લાગેછ "

વાંચનાર તેણીનાં હાલનો ખ્યાલ કર. નાજુક ગુલાબ જેવી એકવીસ વર્ષની, નિરદોશ બચ્ચાં જેવી તે છોકરીને જીવતદાન બક્ષવાનું હતું કે ફાંસીનું લાકડું તે વિચાર કરતાં તેણીનો હાલ કેવો હોવો જોઇએ ?

એક ગ્લાસ ઠંડુ પાણી તેણી માટે લાવવામાં આવ્યું જે તે તુરત પી ગઇ. ને ત્યાર પછી રે ખુદા જયુરી ત્યાં દાખલ થઇ. શું ચુકાદો હશે ?

એકજ દુખ ભરેલી અરજ તે ફીક્કા હોઠો બાહેર પડી કે ખુદા તેણી ઉપર દયા કરે. ને ત્યારબાદ હબતી ને તે સાંભળવા લાગી કોર્ટમાં તદન ચુપકીદી પથરાઇ રહી હતી. ટાંચણી પડે તો સંભળાય એટલી શાંતી હતી. " ગીલ્ટી કે નોટ ગીલ્ટી " એ સવાલ સર્વનાં હોઠો અને જીગરમા રમી રહ્યો હતો.

અને પછી જયુરીએ ચુકાદો આપ્યો. તે નહી તો નિરદોશ હતી, કે નાંતો દોશીત હતી. જુનાં સ્કોટીશ વરડીકટ પ્રમાણે "નોટ પ્રુવન"–" પુરવાર નહી થએલો" એવો સેરો મરાયો.

---

## પ્રકરણ ૧૫

### " ઓ ખુદા આનાં કરતાં તો મોહત ભલુ "

આ બે બોલો–" નોટ પ્રુવન " બાહેર પડતાં તે આખી કોર્ટમાં ઘોંઘાટ શરૂ થઈ ગયો. કેટલાંકે ધારેલું કે દોશીત ઠરશે, કેટલાક વળી ડડલી રોસનાં જોરાવર બચાવ પછીથી નિરદોશ પુરવાર થશે એમ માનેલું પણ " નોટ પ્રુવન " એ વરડીકટની તો જાંણે કોઇને આશાજ નહોતી.

કોર્ટનો ઘોંઘાટ સમી ગયો ત્યારે ધ્રુજતા કોમળ સ્વરે તે કેદીને બધાંએ બોલતાં સાંભળી.

"નહી નહી એ નહી જોઇએ," તે દુખની એક ચીસ સમેત બબડી. "ભલે જો મને લોકો દોશીત ધારતાં હોય તો મને મરવા દો. જો મને નિરદોશ માનતાં હોવ તો છોડી મુકો પણ શંકાનાં કલંક સાથે માહારે જીવવું નથી."

તેણીએ દુખથી પોતાનાં હાથો અફાળી નાખ્યાં. પણ જજે પોતાનાં મોટા દમામદાર સાદે બધાંને શાંત થવાનો હુકમ કર્યો.

"હેસ્ટર બ્લેર," જજનો સાદ સંભળાયો. "હેસ્ટર બ્લેર, એક લાંબી ને ધીરજવાલી તપાસ પછીથી જ્યુરીનો અભીપ્રાય "પુરવાર નથી થયુ" એ છે. હું દીલગીર છું કે તે સંતોશકારક બોલો-"તમે તમારા નામ ઉપર એકબી ડાઘ વગર આ કોર્ટ છોડી જાઓ છો," બોલી શકતો નથી. તે આરોપ તો તમારી ઉપર છેજ. તે પુરવાર થયો નથી, છતાં, તે સમુળગો નાબુદ્બી થયો નથી."

અને એ સાંભળી, કાયદાનો ભંગ કરતાં હેસ્ટર બ્લેર પોકારી ઉઠી.

"હું નિરદોશ છું માહારા લોર્ડ ને એવો એક દાહાડો જરૂર જ આવશે કે જ્યારે કુદરત માહારી નિરદોશતા પુરવાર કરશે. ભલે આ જુઠી જગતે મને ઇન્સાફ આપ્યો નથી તો શું મુજાકો છે?"

"તમને પુરતો ઇન્સાફ મળ્યો છે." લીઝ લોર્ડશીપે જવાબ કર્યો. "આનાંથી ઇન્સાફી ભરેલી તપાશ બીજી હોઇ કે થઇ શકેજ નહી. મુદ્દા જેટલા તમારી સામે હતા તેટલાજ તમારી ફેવરમાં પણ હતા અને આનાથી બેહતર મત જ્યુરી આપી શું શકે તે હું સમજી શકતો નથી."

બસ તે છેરટનાં બોલો સાથે કોર્ટ દરખાસ્ત પામી. લોકો સંતોષ પામ્યા નહી. તે દોશીત હતી કે નિરદોશ તે તો અંધારામાંજ રહ્યું ને જેમ કેટલાક તેણીને દોશીત માનવા લાગ્યાં તેજ મુજબ કેટલાંકો તેણીની નિરદોશતા માટે ખાતરી પુરવક હતાં.

તે ગરીબ બાપડીને અડધી બેશુદ્ધ હાલતમાં, અંદરનાં રૂમમાં

લઇ જવામાં આવી. જો તેણીને દોશીત ઠેરવતે તો એક જાતની હિંમત તે મેળવી શકતે, જો નિરદોશ ઠરતે તો કેવો સંતોશ મળતે. મગર આ ચુકાદો જાણતાં નિરાશામાં તે કોમળ જીગર ઢળી ગયું.

આટલું વેઠવા છતાં હદથી જયાદા સુંદર ને દમામદાર દેખાતી તે રડમસ ઉભી હતી તેવામાં મી. રોસ, તેણીનો વકીલ તેની આગળ આવ્યો.

"હું તમારો કેમ ઉપકાર માની શકું?" તેને જોતાંજ તે બોલી ઉઠી. "તમે માહારી જીંદગી બચાવી છે. પણ અરે કાંએ તેઓએ આવો ચુકાદો આપ્યો? તમારા કહેવા અને બોલવા પછીથી તેઓએ સમજવું હતું કે હું તદન નિરદોશ છું."

"ખરૂં પુછાવો તો," ડડલી રોસે થાકેલે સ્વરે કહ્યું. તે પોતે બીમાર ને થાકેલો જેવોજ જણાતો હતો. "ખરૂં પુછાવો તો મીસીસ બ્લેર, જે ચુકાદો આવ્યો છે તે ઘણો સંતોશકારક કહેવાય. મને તો આટલાંની બી ભાગ્યેજ આશા હતી કારણ કેટલીક પોઈન્ટસ તમારી તદન વિરૂદ્ધ ઘણી જોરાવર રીતે પુરવાર થાય છે."

"પણ હવે હું શું કરૂં?" તેણીએ ગમથી પુછયું "માહરૂં શું થશે? શું તમે જોઇ શકતા નથી કે આવાં એક વરડીકટથી માહારી આખી જીંદગીનું સત્યાનાશ વળી જાય છે?"

"હું તે સમજી શકુંછ," મી. ડડલીએ કહ્યું. "પણ તમે નિરદોશ ઠરતે તે છતાં, તે ચાર્જનો ખ્યાલ તો લોકોનાં મગજમાં જેવો અને તેવોજ રહેતે. એક વખત એક આરોપ એક માણસ પર મુકાયો, તેને કોર્ટમાં ખડું થવું પડયું, એટલે પછી ભલે તે નિરદોશ હોય યા દોશીત, ભલે ગમે તે ઠરાવ પસાર થાય, છતાં સત્ય માનજો કે તેથી તેની જીંદગી તો કંગાલ થવાની જ. તેનાં સોશીયલ પોઝીશનમાં તફાવત પડયા વગર રહેજ નહીં તમે દાખલા તરીકે અતરે રહી શકશો નહીં, મીત્રો વચ્ચે ભેળાવું ભારી પડશે. તમારે બેહન, તમારી આખી જીંદગી ફેરવી નાખવી પડશે."

"હું નિરદોશ છું તે છતાં માહારે આવું સહન કરવાનું" તે

દુઃખથી પોકારી " ઓ હેવન તું સાહેદ છે કે હું કેટલી નિરદોશ છું."

"મેં માહારૂં બનતું કર્યું મીસીસ બ્લેર." મી. રોસે દીલગીરીથી કહ્યું.

" અલબત ખચ્ચીત જ," તે જોશથી બોલી. " હું તે જાણું-છને ઓ પ્લીઝ મને નગુણી ધારતા નાં. તમોને જ માહારી જીંદગી આભારી છે. આનાથી અડધુંબી બીજું કોઇ કરી શકતે નહી ફક્ત એ લોકે માહારૂં નામ ચોકખું કરી આપ્યું હતે તો બસ. અરે આવા કલંક સાથે હું દુન્યાને મોહું કેમ બતાવું? તેમાં કેમ ભેળાવું?"

"તેજ તો તમે કરી શકવાનાં નથી." મી. રોસે સમજાવા માંડયું. "તમારી પહેલી જગ્યા તમો લઇ શકવાનાં નથી છતાં, તમારી પાસે જવાની, તંદોરસ્તી ને પૈસાનું જોર છે એટલે હજીબી તમો જીદગી ખુશાલ રીતે ગુજારી શકશો."

"અને માહારી સંભાળ લેવા માહારૂં પોતાનું એકે વહાલું માહારી પાસે નથી," તે બબડી " ઓ મી. રોસ આવી જીંદગી કરતાં તો મોહત આવકારદાયક થઇ પડતે."

તેણી માટે તેનું જીગર બળી ગયું. પણ હિમત આપવા ખાતર તે બોલ્યો.

"હિમતવાન જીગર રાખો મીસીસ બ્લેર," તેણે નરમાશથી કહ્યું. " તમારો આ દહાડો કાંઇ સદાકાળ રહેવાનો નથી. તમોને આ કહેવત ખબર છેની કે " Many a cloudly morning brings forth a sunny day." એજ મુજબ વાદળાં ભરેલી તમારી સવાર પુરી થઇ છે ને ઝળકાટભર્યો રૂડો દીવસ તમારે માટે આવનાર છે."

તેણીએ એક ઉંડી હાય મારી.

"સઉથી બુરો વખત તો વહી ગયો છે," તેણે હિમત આપતાં કહ્યું "હવે ફીકર કરવાની નથી,"

"પણ માહારૂં શું થશે?" તે જવાન સુંદરી નાસીપાસ બબડી." મારા પપા ને મારાં માસીને ખોયા બાદ માહારો ધણી માહારી બાજુમાં હતો, હવે કમનસીબે માહારૂં કોઇ જ નથી. આખી

મોટી દુન્યામાં હૂં જાણે ભુલી પડી જવાની હોવું તેમ મને લાગે છે."

"હું તમારે માટે માહારૂં બનતું કરીશ," તેણે માયાથી કહ્યું

"ઓ તમે મારી સાથે કેટલા ભલા થાઓછ," આભારથી પોતાની મીઠી આંખો તેની તરફ ઉઠાવતાં તે બોલી." કેટલીક બાનુંઓ પોતે પોતાની ઉપરજ ભરોસો રાખી બધો બોજો પોતે જાતે ઉપાડી શકે છે પણ મને બીક છે કે હું તે માહેલી નથી. હું તો તદન ગભરાઈ ગઇછ. મને કાંઇ સુજતું નથી. મને ધાસ્તી લાગેછ."

"તમે—તમે તમારે બંગલે પાછાં ફરશો?" તેણે એકાએક પુછી જોયું.

"નહી. કદી જ નહી." તેણીએ જોશથી કહ્યું." એ મકાનનું નેહરત નામ દેતાંજ મને કમકમાટ લાગે છે. મી. બ્લેરનાં ઘરનો ઉબર હું ઓળંગવાની નથી કે તેવણની એક પૈ લેવાની નથી. એવણ પછીનું જે હૈયાત સગું હોય તેને ભલે મળે."

"તમે એમ કર્યાથી ઘણી મોટી દોલત ગુમાવશો." મી. રોસે કહ્યું.

"તેનું કાંઈ નહી," તે બોલી. "હું રાખું તો લોકો બોલે કે તેનાં ખુનનાં પૈસા હું વાપરૂં છું ને મને તે જોઇતા નથી. એમ તો થોડાક પૈસા મારી પાસે છે. જ્યારે બી ગી. બ્લેરનાં અનેક મકાનોનાં ભાડા આવતાં ત્યારે "પોકીટ મની" તરીકે તેવણ પચાસ પાઉન્ડની નોટ બેધડક મારી ઉપર ફેંકતા. મને ખરીદવાનું એવું ખાસ કાંઇ હોતું નહી, એટલે થોડુંક ધરમ ખાતામાં આપી બીજા હું એકઠા કરતી રહી તેમાંનાં ૫૦૦ પાઉન્ડ હાલ મારી પાસે બેંકમાં છે તે હું લઈશ."

"અને તે ઉપર તમારી જીંદગીની શરૂઆત તમો સારી રીતે કરી શકશો." મી. રોસે જણાવ્યું. "તમારે માટે મેં એક અચ્છો રસ્તો શોધી કાઢયો છે જે જો તમને પસંદ આવે તો આપણે તુરત અમલમાં મુકએ"—મગર તેવામાં બારણાં ઉપર ટકોરા પડયા અને કોર્ટનાં એક ઓફીશ્યલે આવી ખબર આપી કે કેપટન ડગલાસ

મીસીસ બ્લેરને મળવા માગતા હતા. મી. રોસ એ ઉપરથી તુરત જેવા ઉઠયો.

“હમણાં તો હું જાઉ છ,” તેણે જતાં જતાં કહ્યું. “તમારો વીઝીટર જેવો જશે કે તુરત હું તમારી પાસે આવી માહારો પ્લાન સજેસ્ટ કરીશ.” અને બીજીજ પળે તો તે ચાલ્યો ગયો કે કેપટન ડગલાસ ત્યાં દાખલ થયો.

“મને મુબારકબાદી આપતા નાં,” તેને જોતાં જ તે દુખથી પોકારી ઉઠી. “કારણ આ ચુકાદો માહારાથી ખમાતો નથી.”

“ખુદાનો આભાર કે તાહારી જીંદગી બચી છે.” કેપટન ડગલાસે કહ્યું. “ને હેસ્ટર હવે સમજ. માહારો પ્યાર માહારી જીંદગી ને માહારૂં જે છે તે હું તાહારા પગ પાસે મુકવા હમણાં પાછો હાજર થયો છું. ભલે તાહારી જીંદગી તરફ લોકો શંકાથી જોય. માહારે મન તું ગુલાબના ફુલ જેવી સ્વચ્છ ને ફીરેસ્તા જેવી પવિત્ર ને નિર-દોશ છે. તાહારી ફતેહનાં વખતમાં હું તને ચાહાતો હતો તેથી જ્યાદા હાલ તાહારી નામોશી અને પડતીનાં વખતમાં ચાહું છું. હેસ્ટર બીલવેડ, માહારૂં સમજ, ને તને આજને આજ માહારી મોહરદાર કરવાની મને પરવાનગી આપ.”

“મને નાં લલચાવો” તે નિસાસ બબડી. “ઓ કેપટન ડગલાસ મને નાં લલચાવો.”

“નહી, મને તને લલચાવા દે હેસ્ટર,” તે માયાથી બોલ્યો. “હું તને ઘણી સુખી કરીશ. તાહારો આ બનાવ એક માઠા સ્વપનાં મીસાલ હું તને ભુલાવી દઇશ. અને એવો વખત આવશે જ કે જ્યારે તું મને તે માટે દુવા દેશે ને ચાહાશે, ઓ માઇ બીલવેડ, તને તે સુખ, તે પ્યાર, તે સુખી જીંદગીની તક લેવા ખાતર મને બની શકે તો લલચાવા દે.”

તેણીએ ચીરડાઇને પોતાનાં સુંદર હાથો અફાળી નાખ્યાં.

“આ એક નહી છીપાય એવી લાલચ છે,” તે બબડી. “ઓ ખુદા આ લાલચ મારી હટાવવાની તું મને શકતી આપ.” તેણી એ

પછીથી તેની આગળથી ફરી ગઇ, અને એક મક્કમ ઠરાવ સાથે તેની તરફ જોયું.

"નહી," તે ઘણાંજ મક્કમ અવાજે ખુલ્લું બોલી. "હું તમોને ચાહતી નથી ને તેથી તમારી સાથે પરણીશ નહીં. પ્યાર વગરનાં લગન કંગાલ્યત સિવાય કશું લાવતાં નથી. જુવો માહારો હાલ કેવો થયો છે તે. નહી નહી, હું શરમ નામોશી કાંઇબી સહન કરીશ પણ ફરીથી એકવાર થઇ ગએલી ભુલ તો કદી જ કરીશ નહી."

"ને હું," તેણે આ પહેલી જ વાર ઉશકેરાઇને કહ્યું. "હું "નાં" નો જવાબ લેવાનો નથી. આ દુન્યા ચાલશે ત્યાં સુધી, તાહારી ને માહારી જીંદગી રહેશે ત્યાં સુધી તો એ જવાબ હું લેવાનો નથી જ."

"ને હું બીજો જવાબ આપી શકવાની નથી–હું લલચાવાની નથી." તે બોલી. "ફરીથી હું મને પોતાને કે કોઇબી પુરૂશને એવો ગેરઇન્સાફ થવા દેવાની નથી. પ્યાર વગર પરણવાની વાત જ માહારી આગળ કરવી ફોકટ છે" તેણીનો સાદ હવે કાંઇક નરમ બન્યો, ને તે ફીક્કુ કાલાવાલાનું હસી. "હું તમો ભાઇનો આભાર માનું છ. તમારી ભલાઇ ને આવાં બોલવાથી મને જાણે મારે પોતાને માટે સારો વિચાર બેસે છે. મને હિમત આવેછ. થેંક્યું કેપટન ડગલાસ તમારી દરેક ભલાઇ માટે પણ હું તમારી સાથે પરણી શકવાની નથી."

"હું તને પાછું ને પાછું પુછવા કંટાલવાનો નથી." તેણે હજી બી હઠ કરી. "ને હું આશા છોડવાનો નથી, દુન્યાને છેડેબી હું તાહારી પુંઠ પકડશ."

"અને દુન્યાને છેડે પુગ્યા બાદ બી હું તો નાંજ કહીશ." તે દીલગીરીથી બોલી.

"તું હમણાં કયાં જવાની છે?" તેણે પુછયું.

"હું તે હજી કાંઇ જ જાંણુતી નથી." તેણીએ કહ્યું. "મેં હજી નકિક કર્યું નથી."

"તું માહારી ઉપર લખશે?" તેણે માંગી લીધું" મને જણા-

વશે તું કયાં છે તે ? તાહારી મરજી નથી તો હાલ હું માહારી માંગણી વિસે બોલીશ નહી પણ ખાતરી રાખજે કે હું નાં નો જવાબ લેવાનો નથી. તું મને અવારનવાર મળશે તો ખરીની ? "

" હું તે જોવશ " તે બોલી " વિચાર કરી તમોને જણાવશ " અને પાછાં તેઓ કયાં કયારે અને કેવી રીતે મળવાનાં હતાં તેનાં એકબી ખ્યાલ વગર તેઓ છુટાં પડયાં.

---

## પ્રકરણ ૧૬
## હીણનસીબ હેસ્ટર

કેપટન ડગલાસ ફીકકે દુખી ચેહરે જેવો તેણીને છોડી ગયો કે ડડલી રોસ તુરત તેણી આગળ હાજર થયો, પોતાની કલાયન્ટ આગળ તે કેપટન શું કહી ગયો હશે તે જાણવા તેને મન થયું મગર હેસ્ટર તો કાંઈ બોલીજ નહી અને તેણે તેથી કશા સવાલ કર્યાબી નહી.

" હું માહારો પ્લાન તમોને કહેવા આવ્યો છું " મી. રોસે કહ્યું. " તમારી ખુશી હોય તો તે માફક કરજો. "

" તમે જેમ કહેશો તેમ હું કરીશ " તેણી ગરીબાઇથી બોલી.

" જો " " નોટ ગીલ્ટી " એ ચુકાદો આવ્યો હતે, " મી. રોસે કહ્યું. " તો વખત જતાં તમો પાછાં આ લોકોમાં ભેળાઇ શકતે, મગર જે નિવેડો આવ્યો છે તે જોતાં તો તમારે દુન્યાનાં એક તદન જુદાજ અને નવાજ ભાગમાં જઇ વસવું જરૂરનું થઈ પડશે "

" બરાબર છે. " તે બબડી.

" તમે અતરેથી સીધાં લીવરપુલ ચાલી જાઓ, " તેણે સમજ આપી " ત્યાં એકાદ હોટેલમાં રહો અને જે પહેલી જ સ્ટીમર ઉપડે તેમાં અમેરીકા જતાં રહો. "

" જ્યાં એકબી બાળક મરદ કે ઓરતને હું ઓળખતી નહી

હોવું તેવાં એક દેશમાં ?" તેણીએ ગભરાટથી પુછયું.

"માઇ ડીયર લેડી જરા ડહાપણથી વાત કરો" મી. રોસે કહ્યું. "જે લોકને તમે અહીં ઓળખો છો તેઓ તમોને કામબી શું આવવાનાં છે? ને આ પ્લાન તમારા ફાયદાનો જ છે."

"તે ખરૂં છે" તે બબડી.

"હવે જે પહેલે કરવાનું છે તે એ જ," તેણે સુચવ્યું. "કે તમારે તમારૂં નામ બદલી એક નવું અને જુદું જ નામ લેવું પડશે હેસ્ટર બ્લેરનું નામ તો અડધી દુન્યા જાંણતી થઈ એટલે તે નહી ચાલશે"

"તમારૂ મેડન નેમ હેસ્ટર કેરોલ હતું ખરૂંની ?"

"હા" તે બોલી "પણ તે નામ મને લેવા ગમતું નહી"

"વારૂં આપણે બીજું શોધીશું. વિચાર કરતાં મને લાગેછ કે વળી હેસ્ટર કેરોલ ઘણું સલામત બી નહીજ કહેવાય. લોકોને એ ઉપરથી ખ્યાલ આવી શકે. મને કહો તમારાં મમાંનું તેવણ પરણ્યાં તે અગાઉનું નામ શું હતું ?"

"એની માલકમ" તે બોલી.

"ત્યારે તેજ નામ લેવું સઉથી સારૂં છે." મી. રોસે કહ્યું. "તમારાં આંગળાં ઉપરની વેડીંગ રીંગ કાહાડી નાખજો. ને એક નવીજ જીંદગી શરૂ કરજો. હેસ્ટર બ્લેરનું નામ અને નિશાન આજથી નાબુદ થાય છે."

"ગરીબ હેસ્ટર બ્લેર" ધીમેથી તેણી બબડી. "એવું તે તેણી બાપડીએ શું કર્યુંછ કે આટલું તેણીને સહન કરવું પડે છે."

"તમારે વધુમાં કાંઇ હુન્નર બી જાણવો જોઇશે." મી. રોસે વાત ફેરવી. "જો હું ભુલતો નહી હોવું તો મીસ માલકમ–મનેજ તમારાં નવા નામથી પહેલાં બોલાવા દો. તમે ઘણુંજ ઉમદા ગાઈ અને વગાડી જાણો છો ખરૂંની ?"

"હા."

"ત્યારે તમારે આ પ્રમાણે તમારા કાર્ડ છપાવા જોઇશે."

"મીસ એની માલકમ પ્રોફેસર ઓફ મ્યુઝીક, ટીચર ઓફ સીંગીંગ."

"ઓ પણ હું શું શીખવી શકશ? મને કાંઇ અનુભવ નથી." તે બોલી.

"એમાં કાંઈ મોટું કામ નથી." મી. રોંસે કહ્યું. "તમે પોતે થોડાંક લેસન્સ લેજો એટલે ખ્યાલ આવી જશે કે કેમ શીખવવું. એક બીજી વાત સુચવું તો મને માફ કરશો?"

"શું?" તેણીએ પુછ્યું.

"તમે જાણો છ કે તમારા દેખાવનું વર્ણન દરેકે દરેક છાપામાં આપવામાં આવ્યું છે. ને ખોટા કે ખરા તમારા ફોટોઝ હઝારોની સંખ્યામાં વેચવામાં આવ્યા છ, સારે નસીબે મેં જે તમારી એક તસ્વીર જોઇ તે બીલકુલ તમને મળતી આવતી નથી. છતાં સંભાળમાં રહેવું સારૂં છે. અહ–એર–અ–માફ કરજો." તે અચકાતો બોલ્યો–"એક લેડીને આવી બાબદ સજેસ્ટ કરવી ઠીક નથી પણ તમારા દેખાવમાં કાંઇક ફેરફાર કરશો તો સારૂં–તમારા વાળનો રંગ બદલવો કે એવું જ કાંઇ બની શકે તો–"

"હા હું તેમ કરીશ" તે બોલી. "માહારાં વાળ કાપી નાખી બીજા રંગનાં હું પેહરશ. એટલે માહારામાં પુરતો ફેરફાર થઇ જશે."

"હમણા જ તમે એક કેબ લઇ સ્ટેશન પર જાઓ," મી. રોસે સમજાવ્યું. "હું તમારી સાથે આવી તમારી ટીકીટ ખરીદી તમને સહીસલામત ગાડીમાં બેસાડી આપીશ."

"તમારી ભલાઇ માટે ઉપકાર માનવા માહારી પાસે શબ્દો જ નથી." તે આભારથી બોલી.

"ત્યાર બાદ તમે સીદ્ધાં એક હોટેલમાં જજો. સેન્ટ જ્યોર્જીસ સ્ટ્રીટમાં રોયલ આર્મ્ઝ કરીને છે તે મજાહનું છે. હું જાતે ત્યાં જઇ આવ્યો છું. તમારૂં હાલ તુરતનું શરનામું મીસ એની માલકમ, રોયલ આર્મ્સ સેન્ટ જ્યોર્જીસ સ્ટ્રીટ લીવરપુલ. ને હવે મને કેહોની કે હું તમારે લગતું કાંઇબી તમારે ઘેરથી મંગાવી લઇ શકું તેમ છે?"

"નહી," તે જુસ્સાથી બોલી, "મને ત્યાંનું કાંઇ જ જોઇતું

નથી. એક જણસ કે એક પોશાક કશું જ જોઇતું નથી, એ કંગાલ ઘરનું નામજ બાળી મુકો."

"તમે વાજબી છેઓ." તે બોલ્યો.

"ને હું માહારી વેડીંગ રીંગનું શું કરૂં?" તેણીએ ફીકકુ હસતાં પુછ્યું.

"લાવો મને તે આપો હું તમારે માટે સાચવી રાખશ," મી. રોસે કહ્યું, અને પછીથી તે સદા અજબ થતો રહ્યો કે એકાએક તે એમ બોલી જ કેમ શકયો હશે? "હું તે સાચવી રાખશ. તમોને પાછી જોઇએ ત્યારે લખીને મંગાવી લેજો."

"તે કદી બનશે જ નહી." તેણી કડવાસથી બોલી. "બધી નેહરત ગઈ ગુજરી સદા માટે આજથી હું ખતમ કરૂં છું."

કોર્ટની ગીરદી હવે નરમ પડી હતી. રસ્તા ઉપરનાં ટોળાં પણ વિખરાઈ ગયાં હતાં. અને જ્યારે સાંજ પડી ત્યારે એક બંધ કેબમાં એક જવાન ને મોહત જેવી ફીકકી લેડી સ્ટેશન તરફ હંકરાઈ જતી જોવાઈ. તેણીનાં ચેહરા ઉપર એક કાળી વેલ હતી. અને તે હેસ્ટર હતી. તેણીની બાજુમાં મા. રોસ દીલગીર ને વિચારવંત બેઠલો હતો.

"તમારે લાંબી મુસાફરી કરવાની છે. "ડડલી રોસે કહ્યું: "કયાં કયાં ટ્રેન બદલવી તે યાદ રાખજો. ને સંભાળજો. આ રહી તમારી ટીકીટ."

તેણીએ આંસુથી તરતી આંખો સહીત તેની તરફ જોયું.

"તમો મને છોડી જશો એટલે માહારી આશાનું છેલ્લું કારણ અસ્ત પામતું મને લાગશે." તે બોલી. "સાહારો એકપુરો મીત્ર હું ખોઇશ ને તે દુખ જેવું તેવું નથી જ, પણ મને એક વચન આપો, "અને તે આતુરતાથી તેની તરફ ફરી. "વચન આપો કે હું કયાં છું તે કદી જ તમો કોઇને જણાવશો નહી."

"હું હવે ઘણાં ખુલ્લાં દીલથી બધાંને કહી શકીશ." મી. રોસે તુરત હિમત આપતાં કહ્યું. "કે હેસ્ટર બ્લેર કયાં છે તેની મને કશી જ ખબર નથી, ને તે કહેલુંબી સાચું જ કહેવાશે કેમકે હેસ્ટર

જ્હેર આજથી નાબુદ થઈ છે ને એની માલકમ સાથે લોકોને કશું લાગતું વળગતું નથી. ગુડ બાય મીસ માલકમ હું ઇચ્છુંછ કે મેં તમારે માટે આથી બહેતર કર્યું હતે પણ ખુદા સાહેદ છે કે મેં માહારૂં બનતું કર્યું છ."

તેણે તેણીને ટ્રેનમાં બેસાડી. અને ગુડબાય કરતી વખતનો તે મીઠા શોકાતુર ચેહરા ઉપરનો છાપ તે કદી ભુલ્યો નહી.

"તમે કઇ સ્ટીમરમાં અમેરીકા જશો તે લખવાનું ભુલતાં નાં" તે બોલ્યો.

"ખચ્ચીત જ નહી ભુલું," તે બોલી, "અને હું જ્યાં બી હોઇશ ત્યાં યાદ રાખજો કે તમારો આભાર ને ભલાઇ સદા યાદ કરતી રહીશ, ગુડબાય ને ખુદાનાં ઉત્તમ આશીશ તમોપર ઉતરજો"

એ શબ્દો હજી તો પુરા થાય તેટલાં ટ્રેન ચાલી, અને તે મીઠી છોકરીને ચાલી જતી જોઈ, દુખી ચહેરે, પોતાનાં હાથમા ટોપી પકડી ઉભેલો તે બાહોશ વકીલ—તેણીનો બચાવનાર,—જેટલો હેન્ડસમ તેટલો જ દીલગીર લાગતો હતો, છેલ્લે છેલ્લે તે આ કેસ ઉપર એવો તો મંડયો હતો, રાત દીવસ તન મન બધું તેણે તેણીની બાબદમાં જ ભરી દીધું હતું. એટલે હવે તેણીને ચાલી જતાં જોઇ તેની જીંદગી જાણે લુખ્ખી સુક્કી અને ફીક્કી થઇ પડી હોય તેમ તેને લાગ્યું.

તે બાહોશ જવાનનાં હાથમાં બીજાં ઘણાં જોખમભર્યા કેસીસ હતા. એક કુળવંત કુટુમ્બનાં નબીરાએ ફોરજરી કરી હતી તે કેસ, એક જવાન બાળાને બચ્ચાંનુ ખુન કરવાનો કેસ, એક જવાન છોકરાએ પોતાના શેઠને લુટયો તે કેસ વિગેરે ઘણું જોખમભર્યુ કામ તેની પાસે તૈયાર હતું છતાં, છેલ્લા ભેદ ભરેલા કેસ પછાથી તે કશાં ઉપર હાલ ધ્યાન લગાડી શકતો નહોતો તે ખુબસુરત ફીક્કો જવાન મુખડો તેની નજર સામેથી જાણે હટતોજ નહોતો. ને તેણી આ દુન્યામાં તમામ એકલી પડી ગઈ હતી એ તેણીનાં કોમળ સ્વરે બોલાયલા હૃદયભેદક શબ્દો તેના કાનમાં હાલબી ગણગણી રહ્યા.

"ગરીબ બચ્ચું-ગરીબ નાહાની છોકરી" તે બબડયો અને તે આખો દીવસ તેને તેજ ખ્યાલો આવ્યા કર્યાં.

જે સાંજે મીસ માલકમ (હેસ્ટર બ્લેરને હવે આપણે તેણીએ ધારણ કરેલાં નામે જ બોલાવીશું) લીવરપુલ માટે ઉપડી ગઇ તેની વળતી આમદાદે કેપટન ડગલાસ તેણીને મકાને ગયો. પુર ખાતરીમાં કે તેણી ત્યાં આવીજ હશે. ઘેર નહી આવે તો જાય કયાં? પણ નોકરોએ તેને ખબર આપી કે તેઓની જવાન શેઠાંણી ત્યાં આવીજ નહોતી. એ ઉપરથી તે વકીલ મી. રોસ પાસે દોડયો. તો ત્યાં તેને જણાવવામાં આવ્યું કે ટ્રાયલ પુરી થતાં હેસ્ટર બ્લેર તે ગામ છોડી ગઇ હતી. અને હેસ્ટર બ્લેરનું શું થયું કે તે કયાં હતી તેની મી. રોસને ખબર નહોતી. આ નાઉમેદીભર્યા જવાબથી જો કે તે ઘણો નિરાશ થયો છતા, સંતોશ પકડયા સિવાય છુટકોજ નહોતો.

## પ્રકરણ ૧૭

## "સીટી ઓફ પર્લ"

આપણી વાર્તાનું સ્થળ હવે બદલાય છે. હું વાહાલાં વાંચકોને માહારી સાથે લીવરપુલ ખાતે હોટેલ રોયલ આર્મસમાં લઇ જઇશ. વકીલ મી. ડડલી રોસે સુચવેલી તે હોટેલ ઘણી ઉત્તમ હતી. એવી કે જ્યાં ફેમેલીવાળા ગ્રહસ્થોને તેમજ બાનુઓને ભલામણ કરી શકાય. ત્યાં સઘળું ઘણી સારી રીતે મેનેજ કરવામાં આવતું હતું. બધું સ્વચ્છ, શાંત અને મજાહનું હતું. જેઓને મગજની શાંતીની જરૂર હોય, થાકેલાં તનને આસાયશ આપવી હોય અને ઉત્તમ દેખરેખ અનુભવવા હોય તેઓ અહીં આવતાં.

અને આ બનાવ લખું છું તે વખતે તા. ૨૮ મી જુનની તે ઝળકતી સવારે તે આખી હોટેલ ચીકાર હતી. કેનેડાથી આવેલી એક ફેમીલી માટે ઓરડા ચુંટવાની કાંય ઘધુખર થતી હતી તેટલાં

એક નોકરે તે હોટેલની માલેકને ખબર આપી કે એક જવાન ને ઘણીજ ખુબસુરત બાનુ, એ રેશમનાં પોશાકમાં સજ્જ થએલી ઘણીજ નરમાશવાળી ભલી ને તદન બીમાર જણાતી, ત્રણેક દીવસ સારૂ તે હોટલમાં ઉતારો લેવા આવી હતી. લગેજ કશોજ તે બાનુ પાસે હતો નહી પણ પાછળથી તેણીનો સામાન આવનાર હતો એમ તે જણાવતી હતી.

"તે કેવી છે?" હોટલની તે માલેકે ઉતાવળે પુછ્યું.

"એક જવાન ને ઘણીજ ખુબસુરત ને આબરૂદાર બાનું લાગે છે." જવાબ મળ્યો. "ઘણી બામાર હોય તેમ જણાય છે."

"ઠીક છે," તે લેન્ડ લેડીએ કહ્યું. "રૂમ નંબર એકવીસ તેને આપો."

મગર જ્યારે રૂમ નં. ૨૧ તેણીને જણાવવામાં આવ્યો ત્યારે તે બાનું સખત ચોંકી.

"એકવીસ?" તે ગભરાટથી બોલી. "શું બીજા કોઇ નંબરનાં ઓરડાઓ ફાજલ નથી?"

"નહી મેડમ" તે મેડે જવાબ કર્યો. "હોટેલ એટલી ચીકાર છે કે આટલો આ રૂમ બી મુશકેલીથી તમને મળી શકે છે."

તે પોરી ઘણી અજબ થઇ. આવો સુંદર ને એકાંત ઓરડો કાંએ તે લેડીને નહી ગમતો હશે? મગર તે શું જાંણે કે તે અભાગણીને ન. ૨૧ નો આંકડો શાંની યાદ આપતો હતો.

"તમે શું લેશો મેડમ?" પાછો સવાલ થયો. "અમારી હોટેલ અહીંની કોફી સારૂં પ્રખ્યાત છે."

ફરીથી એક કમકમાટની ધ્રુજણી તેણીનાં તનબદનમાંથી પસાર થઇ ગઇ. "કોફી" ચાહ-કોફીનાં ખુશબો વટીકને તે કેવી ધીક્કારતી હતી.

"નહી" તે ધીમે સાદે બોલી. "હું ચાહજ લઇશ પ્લીઝ."

તે સુંદર ઓરડાનાં એકાંતમાં તેણીને ચાહ પીરસવામાં આવી. ઉત્તમ ચાહ, ગરમ ટોસ્ટ માખણ મધ ને જુદાં કેક્સ વિગેરે જોઇ, આખા દીવસની તે ભુખી છોકરીને નહી હતી ભુખ લાગી, અને

લાંબે વખતે તેણીએ ભરી ભુખે ખાધું. ત્યારબાદ તેણીએ પેપર માંગ્યું કે ન્યુયોર્ક જતી એકાદ સ્ટીમર સારૂં તે તેમાંથી શોધી કાઢે.

તેણીને સ્વપને ખ્યાલ ગયો નહી કે ખુદ તે પેપરમાં વટીક તેણીનો અને તેણીનોજ હેવાલ હશે, પણ એક પછી એક પેપર ખોલતાં તેણીએ તે ને તેજ બધે છપાયલું દીઠું. ટાઈમ્સમાં Wisdom of a virdict" એ મથાળા હેઠળ છપાયલું હતું. એકાદ લંડન ન્યુસમાં તેણીની જીંદગીનો જુઠો સાચો હેવાલ છપાયો હતો અને લીવરપુલનાં પેપરમાં તેણીના કેસનો એક ટુંક સાર હતો. ટુંકમાં–તે આખો કેસ, જીવલેણ હદ સુધી તેણીની વિરૂદ્ધ છપાયલો તે જોઇ શકી અને તે વાંચી તેણીનાં જીગરમાં ગેરઇન્સાફ અને દુખનાં ચમટા તુટવા લાગ્યા.

" ડડલી રોસે ખરૂંજ કહ્યું " તે એકલી બબડી " ખરૂંજ કહ્યું કે હેસ્ટર બ્લેરનું નામ આખી દુન્યામાં જગજાહેર થઇ ગયું છે પણ તેણે એટલું ઉમેરવું હતું કે સાથોસાથ તે નામને બધાં ધીક્કારે ને હીણે છે "

તે કેટલી બીમાર હતી તે જાંણી શકી નહીં પોતાની આશુંથી આંધળી થતી આંખોએ તે તો સ્થીર બેસી જ રહી. પેલુ પેપર સરીને નિચે પડયું. ને તેણીનુ માથુ ચકર ચકર ફરવા લાગ્યું.

" રે ખુદા માહારૂં આ મોટું સંકટ મને દીવાની કરી નાખશે " તે બબડી.

અમેરીકન સ્ટીમરો બાબદ તપાસ તે તે દીવસે કરી શકીજ નહી. તેણીનું માથુંજ જાણે મંદ પડી ગયું હતું. તેણીએ તે કામ સવાર ઉપર રાખ્યું. અને જ્યારે સવારે તે જાગી ત્યારે તેટલીજ બીમાર અને કાહેલી તે ઉઠી મગર તેણીનું મસ્તક કાંઇક શાંત થયું હતું. તે હવે ઠંડે મગજે વિચાર કરી શકતી હતી. અને તેણી જોઇ શકી કે એક સ્ટીમર પેહલી જુલાઇએ ન્યુયોર્ક માટે ઉપડતી હતી. તેનું નામ સીટી ઓફ પર્લ કરીને હતું. તેણીએ તેથી તાબડતોબ હવે જવાની તૈયારી કરવા માંડી. કપડાં ચપડાં ખરીદ્યાં અને એક ફર્સ્ટ ક્લાસ પેસેજ નોધાંવી. તેણીનુ નામ પેસેનજરોનાં લીસ્ટમાં

મીસ એની માલકમ, પ્રોફેસર ઓફ મ્યુઝીક એ મુજબ લખાયલું હતું. ત્યારબાદ તેણીએ મી. ડડલી રોસ ઉપર કાગળ લખ્યું.

"મેં પેસેજ લીધી છે. સીટી ઓફ પર્લ અતરેથી તા. ૧લી જુલાઇએ ઉપડશે તેમાં હું જઇશ."

અને એ વાંચી ડડલી રોસે માન્યું, અને ખરૂંજ માન્યું કે આ છેલ્લી જ વાર હેસ્ટર બ્લેર બાબદ તે સમજતો હતો.

તેણીએ પુરતો સામાન ખરીદ્યો. થોડોક હોટેલ ઉપર મંગાવ્યો જ્યારે એક મોટો બોક્ષ તો સીધો સ્ટીમર ઉપર જ ગયો. ઉપડવાને એક દીવસ આગળ તે સ્ટીમર ઉપર ગઇ. બધું જોઇ આવવા ખાતર. તેણી હોટલ પરથી નિકળી પહેલાં એક બુકસેલરને ત્યાં ગઇ. અને તે બાજુએ ઉભી રહી કાંઈ ચોપડીઓનાં નામ વાંચતી હતી તેવામાં તેણીએ પોતાનુંજ નામ બોલાતું સમજ્યું. "હેસ્ટર બ્લેર" તેણી ઉલટથી તે બોલનાર તરફ ફરી મગર તુરતજ તેણીને ખ્યાલ થયો કે હેસ્ટર બ્લેર તો મરી ગઈ હતી.

કોઇ બે બાનુઓ હેસ્ટર બ્લેર સારૂં ટપાટપી કરી રહી હતી. એક તેણીની નિરદોશતામાં માનતી જણાઈ. જ્યારે બીજી સખત શબ્દોમાં તેની વિરૂદ્ધ બોલતી હતી જે બધું તે કમનસીબ પોતે સમજતી ઉભી.

"એ બૈરી એક ખરેજ ઘાતકી ખુની છે." એકે કહ્યું. જ્યારે બીજી બોલી કે તેણી તેને બીલકુલ નિરદોશ બચ્ચાં જેવીજ ધારતી હતી.

તે ફરતાં મગજે ત્યાર પછીથી ત્યાંથી ચાલી ગઇ. ને મહા જેહમતે પોતાનું કામ આટોપી લઈ જેવી પોતાનાં રૂમમાં ફરી કે ઉંધે મસ્તકે બેહોશ થઇ પડી. જ્યાં તેનીજ હાલતમાં કલાકો બાદ એકાદ ચેમ્બર મેડને મળી આવી.

એ પછી તે ઘણી બિમાર થઈ. બોખારથી તેનું આંગ બળવા લાગ્યું. દીવસો સુધી તે મોહત જીવત વચ્ચે ડોળા ખાતી પડી રહી. જ્યારે સીટી ઓફ પર્લ, ન્યુ યોર્ક જતી સ્ટીમર તેનાં વગરજ ઉપડી ગઈ. એમ છતાં પેસેનજરના લીસ્ટમાં તો તેણીનું નામ હતુંજ.

સીટી ઓફ પર્લનો કમનસીબ ફેજ આખી ઇંગ્લન્ડને ખબર છે. રોયલ આલબર્ટ સાથે તે અથડી અને તુરતજ તે મોટા મહાસાગરને તળેટીએ જઇ બેઠી. એક બી પેસેનજર બચ્યું જ નહી. અને આખું ઈંગલન્ડ એ બનાવથી દીલગીર થયું. ખાસ કરી મી. રોસ પોતાની ઓફીસમાં આવતાંજ પેપર ખોલતાં તેણે વાંચ્યું.

"ભયંકર દરીઆઇ અકસમાત–સ્ટીમર સીટી ઓફ પર્લનું એકેએક જણુ સાથે ડુબી જવું."

મી. રોસે એ વાંચી દીલગીર ચેહરે થોડી વાર હવામાં જોયા કર્યું પછી તે પોતાનો એક કલાર્ક હતો તેની તરફ ફર્યો.

"તુને મીસીસ બ્લેર યાદ છે ઍડમ્સ ?" તેણે પુછયું.

"હા સાહેબ," સુફેદ ફીક્કા ને ગભરાયલા ચેહરાએ તે માણસે જવાબ કર્યો.

"તેણી મીસ એની માલકમને નામે સીટી ઓફ પર્લમાં ન્યુયોર્ક જતી હતી, તે સ્ટીમર ડુબી ગઇ છે ને મીસીસ બ્લેરનું ધારણ કરેલું નામ ડુબી ગએલાં પેસેનજરોનાં લીસ્ટમાં છે."

એક બોલબી બોલ્યા વગર તે કલાર્કે–એડમ્ રામ્સે થોડી પળ ટગર ટગર તેની તરફ જોયા કર્યું. પછી તે એક નાજુક અબળાની માફક બેહોશ થઈ પડયો, અને મી. રોસ અજબ થયો કે આખો દીવસ તે કલાર્ક એડમ્સ–એવું ગંભીર ઘુવડ જેવું ડાંચું લઇ કાંય ફર્યો હશે ?

પેલી તરફ હેસ્ટર સારી થતાં જ જે પહેલું જાણી શકી તે ડુબેલાંનાં લીસ્ટમાં પોતાનું નામ હતું તે. અને તે નાશ પામેલી સીટી ઓફ પર્લ બાબદની વાતો હતી.

"હું આ બીજી વખત મરી ગઇ છું." તેણી બબડી. "પહેલાં હેસ્ટર બ્લેર મરી ગઇ, ને હવે દરીઆમાં ડુબીને એની માલકમ મરી ગઇ છે. ચાલો એબો ઠીક જ થયું. આ દુન્યામાં હવે એકે માંણુસ એવું નથી જે મને ઓળખશે. બધાં જ હવે તો મને મુવેલી માનશે. ને માહારો ભેદ ત્યારે છુપો જ રહેશે."

## પ્રકરણ ૧૮

## મીસ એલીસ કેન્ટ

તે ભયંકર "ટ્રેજીડી" બની ગયાને બરાબર પાંચ વર્શ વહી ગયાં હતાં. અને તે દરમ્યાન બીજા સેંકડો માઠા બનાવો, ખુનનાં કેસીસ અને ટ્રાયલ્સ થઇ હશે, છતાં હેરટર બ્લેરને લગતી તે ભયંકર બીના કહાંણી હજી કોઈ વિસરતું નહોતું. જો તેનાં કેસનો ચુકાદો ચોક્કસ આવી ગયો હતે તો લોકોને તેની આટલી ચટપટ થતે નહી. મગર તે સાથે વીટાયલો ભેદ બધાંને ખેંચી રાખતો હતો અને હજી લોકો તાજુબીમાં વારંવાર પુછતાં કે "એ કોણે કર્યું હશે?"

વળી એક બીજો બનાવ ઉભો થયો, ડડલી રોસ મોહત સુધી ચુપકીદી જાલવતે, મગર તેણીનાં કહેવાતાં મરણને લીધે તેને બોલવું જ પડયું. અને તેણી પછી તેણીની બેશુમાર મીલકત અને પૈસાનો વહીવટ તેને હાથ હતો એટલા ખાતર તેણી પછીનાં એક વારેસની તેને શોધ કરવી પડી. મારકસ એડેર જેને એ બિસ્યાર વારસાનો સ્વપ્ને ખબર કે ખયાલ નહોતો, તે એક દુરનો પણ હકદાર વારેસ તરીકે મળી આવ્યો. અને એ રીતે વધતી ઓછી વીસરાઇ ગએલી તે ભેદભરેલી વાત પાછી તાજી થઇ, અને ન્યુસ પેપરોએ મોટી હોહા મચાવી નાખી તેમાંથી ખુબ પેદા કર્યું.

ડડલી રોસને ઘણું લાગ્યું, તે બિચારી જો નિરદોશ હોય કે જેમ તે માનતો હતો કે તે તદન નિરદોશ હતી જ તો આવી એક ભલી ને પવિત્ર અબળાનો આ અંજામ આવ્યો તેથી તે ખેદ પામ્યો. તેણે તો ધાર્યું હતું કે આટલું બધું સહન કર્યાં બાદ પેલી બાજુની દુન્યા–અમેરીકામાં તે સુખી જ થશે ને શાંતિથી પોતાનાં દહાડા પસાર કરશે તેને બદલે જવાન અને ઉલટમંદ તે સુંદરી આટલી વેહલી અને ટુંક ઉમરમાં આટલું દુખ અને હાડમારી જોઇને જ પેલી મીનોઈ જેહાનમાં જતી રહી તેથી તેની દીલગીરીનો પાર રહ્યો નહી.

" ખુદાની વાતો ખુદાજ જાંણે, " તે બબડયો. " એમાંબી કાંઇ કુદરતનો ભેદ હશે, મગર હું તો માહારી જીંદગીનાં છેડા સુધી હેસ્ટર બ્લેરને ભુલવાનો નથી" અને તે નહી જ ભુલ્યો.

હેસ્ટર બ્લેર–તે ભેદ ભરેલા કેસની હીરોઇન ડુબી મુઇ તેનો રસારસતો હેવાલ ન્યુસ પેપરોમાં આવ્યો અને તે વાંચી તે કમનસીબ પોતે કડવાસનું હસી.

" આહ " તે મનથી બબડી " એબી ઠીકજ છે. કાંઇ બધાંનાં જ નસીબમાં એવું હોતું નથી કે લોકો પોતાને માટે પોતાનાં મરણ પછી શું બોલેછ તે જાંણવું–પણ મેં તો તે જાંણ્યું ને અફસોસ હું જોવુંછ કે એક બી માણસ મારે માટે સારૂં બોલતું નથી. શું દરેક મુવા પાછળ એમજ બોલાતું હશે ને એમજ તેનું નામ વગોવાતું હશે ? "

જેવી તે સારી થઇ કે તે હોટેલ છોડી ગઇ કે રખે તેણીને કોઇ પારખી લેય. સારે નસીબે, તેણીએ ફક્ત તે વીઝીટરસ બુકમાં મીસ માલકમ લખેલું હતું તેથી ચુનાચેરા થઇ નહી ને તે વગર પકડાવે ત્યાંથી ચાલી જઇ શકી.

તે એક બીજા દરીઆ કીનારા આગળનાં મુલકમાં ગઇ. ખુલ્લી હવા, તાજાં ઇડાં, ફ્રુટ અને બીલકુલ શાંતીથી તે પાછી તંદોરસ્ત અને રાતીમાતી બની ગઈ.

" એની માલકમ જોડે માહારી પવિત્ર માતાનું મીઠું નામ હતું, " તે મનથી બબડાટ કરતી, " છતાં મને તે ફળ્યું નથી. શું આટલાં બધાં નામો કોઇબી છોકરી ધરાવતી હશે ? હવે વળી નવું નામ મારે માટે શું શોધું ? હું હવે તો તદન એક ઇંગ્લીશ નામ શોધીશ કે જેમાં જરાબી સ્કોચ ભેલ હોય જ નહીં. એલીસ કેન્ટ, એ તદન ઇંગ્લીશ અને મજાહનું નામ છે. "

તેણીએ " એલીસ કેન્ટ " નામનાં લેબલો બનાવી પોતાની પેટી ઉપર તાંગ્યાં, અને દુખનું એક કડવું હસવું તે રાતા હોઠો ઉપર ફેલાઈ રહ્યું.

" હું ઇચ્છુંછ કે એલીસ કેન્ટ, નસીબવાન નિવડે. " તે બોલી.

ત્યાર બાદ તે જ્યાં સીક પડી હતી તે હોટલ છોડી દરીઆ આગળનાં એક સુંદર વાલેજ "ડોરસ્ટોન"માં આવીને રહી. ઇંગ્લીશ તળાવો સાથનું તે એક નાહાનું રલીઆમણું ગામડું હતું. અને અહીં તે એક આખું વર્ષ રહી.

ત્યાર બાદ હવે શું કરવું તેનો ખ્યાલ તે કરવા લાગી. કઇ રીતે પૈસા મેળવવા ? શું કામ કરવું ? તે બીનઅનુભવી એકલી અટુલી કોઈ ને બી જાંણ્યા પીછાણ્યા વગર શું કરે, કયાં જાય ?

પેરીસ જવાનો તેણીએ ઠરાવ કર્યો; જ્યાં પકડાઈ નહી આવવું હોય તેવાં એકાદ ગીચ્ચ ગામમાં જવું હોય તો તે પેરીસ જેવો બીજો મુલક એકે નથી. પેરીસમાં જઈ ઇંગ્લીશ લૅશન્સ આપવાનો તેણીએ ઠરાવ કર્યો.

ઠરાવ મુજબ તે પેરીસ ગઇ અને પોતાને નામનાં નવા કાર્ડઝ નિચે મુજબ છપાવ્યા.

" મીસ એલીસ કેન્ટ

ટીચર ઓફ ઇંગ્લીશ એન્ડ મ્યુઝીક

૧૫ રૂ'ડ સેન્ટ જીન "

વખત વેહતો ચાલ્યો. અને ખુદાની દયાથી તેણીને ઠીક કામ મળવા લાગ્યું. ઇગ્લીશ નહી જાંણનારાં ઘણાંક જણાં તેણી પાસે સારે દામે લેસન્સ લેવા આવ્યાં.

---

## પ્રકરણ ૧૯

### એક લાડઘેલું બચ્ચું.

આખા પેરીસમાં સઉથી નામીચું વખણાયલું, માન પામેલું અને પુરાણું કુટુંબ તે સેન્ટ લુસ "નું હતું. એક ઘણુંજ પુરાંણાં માન પામેલા પ્રમાણિક વડવાઓથી ઉતરી આવેલું તે એક નામીચું ખાનદાન હતું. તે ખાનદાનનાં ઘણાંક નબીરાઓએ ફ્રાન્સમાં ક્રુસેડર્ઝ સાથે લડાઇ કરી હતી. તે જુનાં જમાનામાં જ્યારે ફ્રાન્સની ધણીઆણીનો

તે બીલી ફુલની નિશાંની લોકો લઇને ફરતાં ત્યારે સેન્ટ લુસ જેવી મગરૂરીથી કોઈ એ જ તે તે ઇધાંણી ધરાવી હોય. તેઓએ ઘણી મીલકત અને પૈસો ખોહયો હતો છતાં હજીબી ઘણાં તવંગર ગણાતાં હતાં. લુઇ ડ સેન્ટ લુસ હાલનાં તે કુટુંબનો વડો જવાન પરણ્યો હતો. તેની મોહરદાર અડધી ઇંગ્લીશ અને અડધી ફ્રેન્ચ હતી. અને તેની બધી અસર તેની દીકરીમાં ઉતરેલી જોવાતી હતી. કલેર સેન્ટ લુસ, તે વારેસ દીકરીમાં એક ઇંગ્લીશ ખવાસનું જ ભડભડ બોલવું ને પ્રમાણીકપણું દાખવતું હતું, જે ગમે તેટલી ફ્રેન્ચ કેલવણી તેણીને સુધારી શકી નહી જ. સાચું સદા બોલવું ને જે હોય તે મોહાં ઉપર ખરૂં કહી દેવું એ તેનો ખવાસ હતો. વળી તે સાથ તેનાં ફ્રેન્ચ પીતાથી ઓઘે ઉતરી આવેલી ચાલાકી રમુજી તાહુકા ટુચકા કરવાની આવડત અને હાજર જવાબ દેવાની બાહોશી ને સીફત હતી.

જેમ બહુ ધાકથી તેમ જ બહુ લાડથી બચ્ચાંઓ બગડી જાય છે. એ જ રીતે આ નામીચા કુટુંબની તે એકની એક વારેસ દીકરી ઘણી લાડઘેલી હતી તે તો કહ્યા વીના ચાલશે. તે ખુબસુરત હતી,--સંપુર્ણ સૌંદર્ય ધરાવતી, હસમુખી બોલકણી આકર્ષીત...લાગણીવાળી ભલી અને એકોમ્પ્લીશ્ડ–તે હાલ માત્ર સોળ વર્સની જવાનીમાં ખીલતી અને ડોલતી એક કમળ ફુલની કળી જેવી ઘણી સંભાળથી ઉછારેલી ને પ્યારથી જાળવેલી હતી. તેણીને હજી ઘરમાં ને ઘરમાં જ રાખવામાં આવતી હતી. મેડમ ડ સેન્ટ લુસની એવી ઇચ્છા હતી કે તેની દીકરીએ ફ્રાન્સમાં એક સઉથી ઉચાંમાં ઉચ્ચાં લગ્ન કરવા એટલા માટે સાધારણ નજર તેણી ઉપર નહી પડે તે માટે તે માતા અધીરી અને ફકરમંદ થતી જોવાતી હતી.

બ્રીટીનીમાં આવેલી તેઓની તે એસટેટ એક નામીચી મીલકત હતી. અને તેને "લેફોનટેન" નામ આપવામાં આવ્યું હતું. ત્યાં તે રમણ્ય બાગમાં ઉડી રહેલા અનેક ફુવારાં (fountains) ઉપરથી તેને ફ્રેન્ચમાં તે નામ એનાયત કરવામાં આવ્યું હતું.

તે એક સુશોભીત, ખેંચાણકારક ને ભવ્ય કારટલ હતો. તેની

આસપાસ લીલા જંગલો અને ખેતરો જણાતાં હતાં, જ્યારે તેની ઉત્તર બાજુએ, ઠંડી હવા સાથનો બ્લુ મહાસાગર અરડાઇ પડેલો જોવાતો હતો. તે મહેલ સરીખા મકાનનાં મીનારા અને સુંદર બાગ બગીચાનો વૈભવ ચીતારવા કરતાં કલ્પી લેવો સેહલ પડશે. મેડમ સેન્ટ લુસનાં દાગીનાં લાખો રૂપીઆનાં હતા. જ્યારે મોસ્યુરનાં ઉત્તમ ઘોડાઓ પેરીસની મગરૂરી હતી. તેઓની ગાડીઓ મોટરો અને નોકરો સાથનો તે દોડદમામ જેટલો ખરો ને સંગીન તેટલો જ દબદબા ભરેલો અને સુંદર હતો. અવારનવાર ત્યાં મોટા બોલ્સ અને પાર-ટીઓ આપવામાં આવતી મગર તે બધા મેળાવડામાં તે ઘરની દીકરી હાલ તુરત તો હંમેશ ગેરહાજર જોવામાં આવતી.

દુન્યાની કોઇબી ચીજ તેણીને ના પાડવામાં આવતી નહી. સિવાય આ સોસાયટીમાં દાખલ થવાનું. તે તદન એક લાડઘેલી લાડથી છગાવી નાખેલી છોકરી હતી છતાં કહેવું અજબ જેવું છે કે તે જરાએ બગડી ગઈ નહોતી. આટલા બધા લાડ જોતાં તે હદથી જ્યાદા ડાહી કહેવાય.

એલીસ કેન્ટ (હેસ્ટરને હવેથી આપણે એ જ તેણીનાં આ બીજી વાર ધારણ કરેલા નામથી બોલાવીશું) ના સમાગમમાં તે છોકરી પહેલી આવી જ્યારે તે માત્ર ચૌદ વર્ષનું એક બચ્ચું હતું. તેણીની ખુબસુરતી અદભુત અને અજબ જાતની હતી. તેણીની આંખો અંધારી રાત્રીનાં કાળા પડછાયા જેવી અને સ્પેનીશ દેખાવની હતી. જ્યારે તે છોકરીનાં વાળો તમામ સોનેરી ઝળકતા અને કસબ જેવા હતા. તેણીની અદાઓ બધી ફ્રેન્ચ તોડની તાઝીમ તવાઝે ભરેલી ને ગ્રેસફુલ હતી જ્યારે તે મીઠો ચેહરો એક ઇંગ્લીશ ગુલાબ જેવો હતો. જાણે ઇંગ્લીશ રાતા ગુલાબો અને લીલીઝની સાથે મેલવણી કરી હોય તેવો ચામડીનો સુંદર ઝળકતો રંગ હતો. તેણીનું હસવું મીઠું અને દીલજીત હતું જ્યારે વાતો ગડબડખોરી ને હંમેશ રમુજી હતી.

એક દીવસ તે પોતાની માતા સાથે પોતાની એક દુરની સગીને ત્યાં ગઈ. એ સગી મેડમ ડ લોરનેનાં બાળકો આખી

બતાવા સદા તે માતા આતુર રહેતી.

"માહારાં બચ્ચાંઓ હાલ ઈંગ્લીશ લેસન કરવા બેઠેલાં છે," તેણીએ તે મળવા આવનારાં સગાઓને કહ્યું. "તમને મળવું છે તે લોકને ?"

એક ઉલટમંદ આતુર જવાબ કલેરીસ તરફથી અને એક શાંત જવાબ મેડમ તરફથી મળતાં, મેડમ લોરને તેઓને પોતાનાં બચ્ચાંઓ જ્યાં ઈંગ્લીશ શીખવા બેઠાં હતાં ત્યાં લઇ ગઇ, જતાં જતાં તેણી બોલીઃ

"એક ઘણી જ બાહોશ ઈંગ્લીશ તીચર મેળવવા હું ભાગ્યશાળી થઈ છું," તે બોલી.

"તે કોણ છે ?" મેડમ સેન્ટ લુસે પુછયું. અને એ સવાલ થતાં, તેની યજમાન બાનું સંતોશનું હસી.

"કોણ છે ?" તેણી બોલી. "માહારાં છોકરાંઓ તો કહેછ કે સીદ્ધી બેહસ્તમાંથી જ ઉતરી આવેલી તે એક ફરેસ્તો છે." અને તે ગમ્મત પામીને હસી, "રૂ સેન્ટ જીન," તરફ રહેતી તે એક ઘણી જ ખુબસુરત ઈંગ્લીશ બાનું છે."

આટલું બોલતાં તેઓ તે રૂમ આગળ પુગ્યાં અને મેડમ ડ લોરનેએ એક ધીમાં આંચકાં સાથે તે બારણું ખોલી નાખ્યું. એક ગોલ ટેબલ નજદીક, ખ્યાલબી નહી કરી શકયે એટલાં બધાં સુંદર તંદરોસ્ત ને ગલગોતાં જેવાં બચ્ચાંઓનું એક ટોળું જણાતું હતું, મગર તેઓ ઉપર નહી, ને તેઓ વચ્ચે બેઠેલી, ચીત ચોરી લેય તેવી તોડની ખુબસુરતી ધરાવતી એક જવાન અબળા ઉપર તેઓની નજર ચોંટી રહી. મેડમ સેન્ટ લુસે મનથી કબુલ કર્યું કે આંટલી હદ સુધીની ખુબસુરતી તેણીએ આ પહેલીજ વાર જોઈ હતી. આશરે વીસેક વર્શની તે હતી. જેનાં વાળોનો જથ્થો ઘેરો અને ચળકતાં રેશમ જેવો જણાતો હતો જેની વચ્ચે વચ્ચે સોનેરી ઝળકાટનો ખ્યાલ આપતો હતો. તેની આંખો તદન બ્લુ હતી. ચપચપ રંગ બદલતી તે મ્રાંહી ચરમો દવમાં બોળી કાઢેલાં ફરગેટ મી નોટ નો ખ્યાલ કરાવતી

હતી. તે જ્યારે ઉંચું માથું કરી આપણી તરફ જોતી કે તુરત જ આપણને તેનાં શીકાર બનાવતી, એની મધુરી પણ એક શૌકાતુર કહાંણી રજુ કરતી તે ચશ્મો હતી. મગર જે સહુથી ધ્યાન ખેંચનારૂં હતું તે તેણીની ખીલતી સૌંદર્ય નહી, પણ તે પમરતા ગુલાબ જેવા મુખડા ઉપર છવાયલી એક ઓર તરેહની છાપ હતી, તેજ કેવળ અજાયબી પેદા કરનારી અને દીલ ખેંચનારી હતી.

પોતાની ઈંગ્લીશ તીચરે જે વખાંણ પોતાનાં મહેમાનમાં પેદા કરી હતી તે જોઇ તેણીએ થોડાક શબ્દોમાં તેઓની પીછાંણ કરાવી.

"કેવી સરસ લેડી છે," પોતાની ઉતાવળી રીત પ્રમાંણે તેણી સાથે એકદમ ને તાબડતોબ પ્યારમાં પડી જતાં કલેરીસ બગડી.

તે તેની આગળ ગઈ અને બેધડક વાતો કરવા લાગી. મગર એકજ ઝડપી નજર. પછીથી મીસ કેન્ટે વાત કરવાનાં અખાડા કર્યા, પણ એ કાંઈ કલેરીસને પાળવે ? તેથી તે કાંઈ બીહે કે ડરે એવી કાચી પોચી તે હતી જ કયાં ? તે પાછી અને પાછી તેને વાત કરાવતીજ રહી.

'તમે ઈંગ્લીશ કેટલું સરસ બોલો છ મીસ કેન્ટ," તેણીએ કહ્યું: "લોકો ફ્રેન્ચ અને ઇટેલ્યન ભાષાની મીઠાસ માટે ગમે તે કહે પણ હું તો ધારૂંછ કે આખી દુન્યામાં ઈંગ્લીશ ભાશા જેવી મધુરી ને મ્યુઝીકલ બીજી કોઈજ નથી. અલબત જ્યારે બરાબર બોલાય ત્યારે જ તેની ખુબી તો જણાયછ"

" તમારાં મત સાથે મળતી છું " મીસ કેન્ટે કહ્યું.

મેડમ ડ સેન્ટ લુસ હસી અને મગરૂરી ભર્યા પ્યારથી પોતાની એકની એક દીકરી તરફ જોયું.

"તું એ બાબદ સર વિચાર બાંધવા અને વિચાર જાહેર કરવા હજી ઘણી નાહાની છે કલેર.

" નાહાનાંજ ખરૂં તોલ કરી શકે મમાં," તે લાડઘેલી નાઝનીને કહ્યું. અને પછી એલીસ કેન્ટ તરફ ફરતાં તે બોલી " હું ઇચ્છુંછ કે તમે મનેબી ઇંગ્લીશ શીખવો મીસ કેન્ટ "

"કલેર દીકરી," મેડમ લુસે કહ્યું "તું ઈંગ્લીશ મજાહનું બોલેછ."

"તદન મજાહનું તો નહીજ મમા." તેણીએ કહ્યું. "તમે જાણોછની કે તમે પોતે કેટલીક વખતે માહારા ઈંગ્લીશ ઉચ્ચાર સાંભળી હસોછ."

"માહરા પોતાનાંબી કાંઇ ઘણાં સારા તો નથીજ" મેડમ હસી "જો કે તાહારા કરતા હું એક ડીગરી વધારે ઈંગ્લીશ છું. કલેર."

"મીસ કેન્ટ," તે લાડઘેલી નાઝનીને પાછું કહ્યું "કહોની મને તમે શીખવશો કે?"

મીસ કેન્ટ એક પળ અચકી, આહ તેણીને થોડીજ ખબર હતી કે તેણીની જીંદગીનો તે મોટામાં મોટે બનાવ આ કલેરીસનીજ બરકને શરૂ થનાર હતો, એક પળ તેણીએ વિચાર કર્યો. રખે તેઓનાં કોઇ ઈંગ્લીશ સગાં ઈંગલન્ડમાં હોય, રખે તેણીને કોઇ ઓળખી કાઢે એવું તેઓનું અતલગનું હોય–તે દટાયલો ભેદ તાજો કરે એવું રખે ત્યાં રહેવાથી બને? પણ નહીં, તેણીએ માન્યું કે તેઓ વરશોને વરશોનાં ફ્રાન્સમાં રહેલાં, તેવાં કોઈબી ઈંગ્લીશ સગાં ધરાવતાં હશે નહી. વળી આખી પેરીસમાં તે એક નામીચું કુટુંબ હતું અને પગાર સારોજ આપશે એમ બધા વિચાર કરી લેતાં તેણી અડખી ઉપર લલચાઈ ગઇ.

"માહારી દીકરી કહેછ તે સાથે મને બી બે બોલ કહેવા દેઓ મીસ કેન્ટ," મેડમ લુસે કહ્યું. "તમે આવશો?"

"ને મને બી કહેવા દો પ્લીઝ," મેડમ લોરને બોલી. "તમે જશો?"

"મીસ કેન્ટ," અને કલેરીએ એવી તો લલચાવનારી અદાએ મહા કાલાવાલાના રૂપે તેણી તરફ જોયું કે જયારે એસીમ કેન્ટે તાબડતોબ હા કહ્યું.

વાંચનાર, એ કીસમત હતું–એ તકદીર હતું બીજું કાંઇ જ

હતી ત્યાં નસીબે આંગળી લંબાવી કે "અહીંજા' ત્યાં જયા વગર રહેવાતું જ નથી. અને તે ગઈ.

તે ગઇ. દરરોજ એક કલાક ઇંગ્લીશ લેસન્સ શીખવવાનો પગાર જે મેડમે ઠેરવ્યો તે સાંભળી તે અજબ થઈ ગઈ. બધું નક્કિ કર્યા બાદ વળતે દીવસે "લેફોનટેન" માં આવવા તે તે છોકરી કબુલ થઈ—ભવિશ તેને માટે શું લાવનાર હતું—ત્યાં તે શું મેળવનાર હતી તેનાં એક બી ખ્યાલ વગર—

"મીસ કેન્ટ જેવા બાનું મેં આખી મારી જીંદગીમાં જોયાં નથી મમાં," કેલીરીસે ઘર જતાં કહ્યું. "જોતાં જ જાણે હું તો તેવણ સાથે પ્યારમાં પડી છું. મેડમ ડ' લોરને અને તેવણનાં બચ્ચાંઓ તે ઇંગ્લીશ ટીચરને ચાહેછ તેથી હું જરાબી અજબ થતી નથી. તેવણ છે જ કેટલાં બધાં સુંદર."

"તેવણ એકાદ સારાં ઇંગ્લીશ ફેમેલીનાં હોય તેવાં જણાય છે." તે માતાએ કહ્યું.

"હા તેમ હોશે જ," કલેરે ઉલટમંદ જવાબ કર્યો. "તમે તેવણનાં નાહાનાં નાજુક હાથો અને ધીમો મીઠો અવાજ નોટીસ કર્યો મમાં? કેટલાં રીફાઇન્ડ લેડી છે."

"હું તે ટીચરની અદેખી થઇશ કલેરી." મેડમ હસી.

"તેમ કરવાની અગત જ નથી માહારાં મમાં," કલેરીસે હેતથી કહ્યું. "કારણ આખી દુન્યામાં મારે મનથી તમારા જેવું તો કોઈ જ નથી," અને તે જે બોલી તે ખરૂં અને ખરાં દીલનુંજ બોલી.

---

## પ્રકરણ ૨૦

### અરે તકદીર, તકદીર તાહારો અજબ તોર છે!

નસીબનાં ચક્કરે બતાવેલી અને દોરવેલી દીશા તરફ ગયાને એલીસ કેન્ટને ત્રણ અઠવાડયાં થઇ ચુકયાં હતાં. અને કલેરની માફક

જ મેડમ પોતે પણ વધતી ઓછી તે ઇંગ્લીશ ટીચર ઉપર મોહીત થઈ એમ કહેવું સહરાગતભર્યું જરાએ નથી. અજબ જેવું તો એ હતું કે ખુદ મોસ્યોર લુસ કે જે આખી દુન્યામાંની ઓરતોમાં ફક્ત પોતાની મોહરદાર અને બેટી માટે જ પ્યાર અને તખાંણુ ધરાવતો હતો તે વટીક માયા અને વખાણુથી તેની તરફ જોવા લાગ્યો.

એવો વખત જલદી જ આવ્યો કે એક કલાકનાં શીક્ષણુથી કેલરીસને ધીરજ રહી નહી. એલીસ કેન્ટને હંમેશ માટે ને ખાખો વખત પોતાની પાસે રાખવા તે તલબગાર બની.

"તમે એક ભેદભરેલી ખુબસુરતી છો," કલેરે પ્યારથી કહ્યું. પણ તે જોઇને અજબ થઇ ગઇ કે તેણીનાં શબ્દોથી તે ઇંગ્લીશ ટીચરનો ચેહરો મોહત જેવો ફીકકો પડી ગયો હતો અને તે પોતાની ખુરશીમાં અઢેલાઈ પડી હતી.

"શું છે?" કલેરે ગભરાટથી પુછ્યું.

"તમે મને ભેદ ભરેલી કાંએ કહોછ?" તેણીએ પોતાનાં ફીક્કા ફ્ચ હોઠોથી પુછ્યું.

"કાંએ તે તો કોણ જાંણે?" તે મસ્તાનીએ જવાબ કર્યો "હું તો વિચાર વગર જ બોલી. પણ એટલું ખરૂં કે તમારી ખુબસુરતી કાંઇ એવી તરાહની છે કે હું સમજાવી શકતી નથી. મમાં તો હંમેશ કહેછ કે તમારી બ્યુટી અને ગ્રેસ એક શાહજાદીને શોભાવે તેવીજ છે. ને તેવણુ અજબ થાય છે કે આવી સુંદરતા ધરાવતાં એક બાનુએ પોતે મેહનત કરી પેટ ભરવું પડે છે. કદાપી એ ખ્યાલથી હું ભેદ ભરેલી ખુબસુરતી બોલી હોવું"

"એમાં ભેદ ભરેલું છેજ શું? ને અજબ થવાનું બી શું છે?" મીસ કેન્ટે કહ્યું "મારાં માબાપ મરી ગયાં છે મારૂં કોઈ નથી. મારી પાસે પેસા નથી તેથી, હું મારી કેળવણીનો ઉપયોગ કરી પ્રમાણીકપણે કમાવુંછ"

"બરાબર છે," કલેરે કહ્યું. અને એ સાંભળી એલીસે છુટકારાનો દમ ખેંચ્યો.

---

The Famous

# Columbia PORTABLE

## The last word in Portable Gramophones

THE new PLANO-REFLEX principles incorporated in the new Columbia Portable models make them definitely the last word in tone reproduction. We give demonstrations daily. Call and compare and you will decide they are unmatched in TONE and VALUE at any price!

STANDARD MODEL
**Rs. 115.**

JUNIOR MODEL
**Rs. 90.**

Latest Fashion in
Coloured
Crocodile Cloth
(Red, blue or Brown)
**Rs. 130.**

THE LATEST THING IN PORTABLE GRAMOPHONES.

A DOUBLE SPRING MODEL AT

**Rs. 135.**



S. ROSE & CO., LTD.

FORT, (Telegrams "ROSEBUD") BOMBAY.

"મીસ કેન્ટ, તમારી પાસેથી માહારે એક મહેરબાની માંગી લેવાની છે," તે છોકરીએ ઉતાવળથી કહ્યું. "મને હા કહેશો? કહો કે હા જ કહેશો તમે."

"હું હા કહેવા બનતું કરીશ," એલીસે કહ્યું. "પણ હું વળતી મહેરબાની માંગી લેઉછ કે ફરીથી" ભેદ ભરેલી "એ બોલ મારી આગળ વાપરતાં ના-મને એ શબ્દ ઉપર ધીક્કાર છે."

આહ-અને ખરે જ એ "ભેદ ભરેલી" બોલ સાંભળતાં સ્કોટલન્ડ અને તે કોર્ટમાં મળેલી ઠઠ-તે જજનો ચહેરો, જ્યુરીનો દેખાવ અને ડડલી રોસનો બચાવ એ સઘળું તેણીને કાંઈ એવી કિસમે યાદ આવી ગયું કે ગોયા તેનું જીગર ધાસ્તોથી એકાદ પળ ધપકતું બંધ થઇ ગયું."

"વેલ સેડ ઇગ્લીશ લેડી," કલેરીસ હસી. "મમાં એમજ કહેછ કે ઇગ્લીશો જે હોય તે એમ તડને ફડ બોલી દેય. ને હું તો તે પસંદ કરૂંછ. જો અમે ફ્રેન્ચ અત્યારે હતે, તો ધીમેથી, સભ્યતાથી, ફેરવી ફેરવીને જે પોઇન્ટ કહેવાની હતે તે ઉપર આવતે, તમે તો ચટને પટ કહી દીધું કે આ મને પસંદ નથી."

"તાહારાં મમાંને ઇગ્લીશ લોકો ઘણાં પસંદ છે કલેરીસ."

"હા ઘણાં જ," કલેરે કહ્યું. "મારા પપા તરફનાં ફ્રેન્ચ સગાં અદેખાં થાય એટલી હદ સુધી મમીને તો ઇગ્લીશ લોકો જ વધારે ગમેછ. પણ હું તમારો હુકમ યાદ રાખીશ મીસ કેન્ટ, ફરીથી હું "ભેદ" બોલ વાપરીશ નહી, તમોને સેકસન લોકોની માફક ખુલ્લું ને સાચું ગમે છે. ફ્રેન્ચ લોકોને ભેદ વ્હાલા હોય છે."

"હું તો તે ધીક્કારૂં છું." એલીસે જોરથી કહ્યું. અને તે ચુપ થઇ ઉભી.

થોડા દીવસ બાદ તે લાડઘેલી છોકરી મેડમ ડ સેન્ટ લુસ આગળ ગઇ.

"મમાં," તેણીએ કહ્યું. "માહારી આખી જીંદગીમાં મેં તમોને ને પપાને ચાહવા સિવાય કોઇને ચાહ્યું નથી. ને હવે હું મીસ

કેન્ટને ચાહું છું. એવી રીતે કે જો તે અહીં આપણે ઘર આપણી સાથે જ રહે તોજ હું સુખી થઈ શકું. આખો દહાડો ઘરમાં એકલી એકલી હું તો ઝુરી જાઉંછ ને તેવણ હોશે તો માહારી બહેનપણી કે કંપેનીઅન દાખલ મને સોવાઇ જશે. એવણને અહીં આવીને રહેવા કહો મમાં."

મેડમ ઘણો વિચાર કરતી જણાઇ.

"તાહારી માંગણી વિચીત્ર છે કલેર," તે માતાએ એ પછીથી કહ્યું.

"માહારી માંગણી ઘણી ડહાપણ ભરેલી છે," તેણીએ હંમેશ મુજબ હાજર જવાબ કર્યો, "ઓ મમી જુવો કદીબી મેં ફરીઆદ કરી નથી. પણ તમે ને પપા બાહેર જાઓછ ત્યારે હું ઘરમાં તદન એકલી પડી જાઉંછ, હું ઇચ્છુંછ કે માહારી એક બહેન હતે. મીસ કેન્ટ મારી બેન થઇને અહી રહેશે ને સોવાઈ જશે. હા કહો મમાં હા કહોની ?"

"પણ મારી દીકરી," તે માતા આનાકાની કરતી જણાઈ "આપણાં ઘરમાં એક પરાયા માંણસને એકદમ લેવું એ એક ગંભીર સવાલ છે. આપણી વચ્ચે આપણું પોતીકું હોય એવુંજ એક માંણસ દાખલ કરવું તે જોઈ તપાસીને કરવાનું કામ છે."

"ત્યારે એમ કરો મમાં" કલેરીસે પોતાની સમજાવટ ચાલુ રાખતાં કહ્યું "ઓરેન્જ કોટ તરફ પડેછ તે ત્રણ સુંદર ઓરડા મીસ કેન્ટને આપી દેઓ ને અમે ત્યાં જુદુંજ ખાણું બી લઇશું. તમારી વચ્ચે તેવણ આવશે જ નહીં. તમને કંટાળો આપશે જ નહી નો પછી શું છે ?"

કોઇબી ચીજ તે દીકરીને કદી નાં પાડવામાં આવતી નહોતી. ના હા થઇને બી અંતે પણ કલેરની મરજીનુંજ થતું અને તેજ મુજબ વિચાર કરી જવાબ આપશ એમ મેડમે કહ્યું ખરૂં પણ કલેરની તો ખાતરીજ હતી કે તેણીને ફતેહ મળી હતી અને તેણીનાં કહ્યા મુજબ જ થવાનું હતું.

મેડમે પોતાનો બધો જીવ જાન પોતાની આ દીકરીમાં ભરી મુકયો હતો છતાં તે એક મગરૂર બાનુ હતી. વળી તે જવાન અને મોજશોખની શોખીલી હતી. તેણીને વખાંણનારાં ઘણાં હતાં અને તેથી બાઝે વખત તે પોતાની મોજશોખ અને પોતનાં બચ્ચાં તરફની ફરજ વચ્ચે ગુંચવાઇ જતી. હાલ તેણીએ વિચાર કર્યો કે જો મીસ કેન્ટ અહીં રહી આખો વખત જો કલેરીસ ઉપર ધ્યાન આપે તો તે પોતે વધુ સવળતાથી પોતાની સોશીયલ ફરજો અને મોજશોખના ગમ્મત ઉપર ધ્યાન આપી શકે.

વળી આવી એક ખુબસુરત ગ્રેસફુલ શીખેલી ભણેલી ને ભલી બાનુંને પોતાનાં ઘરમાં રાખવા મેડમનું મન થયું. પણ—અને તે અચકી—મીસ કેન્ટ ખુબસુરત અને એકોમ્પલીશ્ડ હતી એ તો ખરૂં મગર તે સિવાય વધુ તેણી માટે તેઓ શું જાંણતાં હતાં? અને તદન વાકીત એક બાનુને પોતાનાં ઘરમાં દાખલ કરવા તે વાજબી રીતે અચકાઇ.

"આવા એક ચેહરા અને રીફાઇન્ડ અદાઓની બાઇ ખાનદાની હોવીજ જોઇએ," એમ છતાં મેડમ પોતાનાં મનથી તકરાર કરતી "હું રેફરંસીસ સારૂં એને પુછીશ. ને જો તે મને એ દેખાડશે તો પછી હું એને મારા ઘરમાં દાખલ કરવા અચકાવાની નથી."

પણ જયારે મેડમ ડ લુસે તેણીને બોલાવી પોતાની દીકરીની માંગણી જાહેર કરી ત્યાર મીસ કેન્ટએ તે માટે જરાએ ઉલટ બતાવી નહી.

અલબત તે એક લલચાવનારી ઓફર હતી. એક મહેલ જેવાં મકાનમાં રહેવુ, આખો સુટ ઓફ રૂમ્સ વાપરવો, મોટી માસીક આવક મેળવવી અને તેનાં બદલામાં તેણીને દીલોજાન ચાહાતી એક હેતવંતી અને સુંદર છોકરીને કંપની આપવી એજ તેણીનું કામ હતું. મેહનત કરવી, ઉજાગરા કરવા, નાહાના ઘરમાં સાદાઇથી રહેવું એ બધાનો છેડો આવી જાય તેમ હતું. અને મેડમે એટલે સુધી કહ્યું કે જો તેણીને સંતોશ મળશે તો નાહાની કલેરીસ પરણી જાય પછીથી બી

સદા માટે તેણી સાથે જઈ તે રહી શકશે. અને ઓ એ સાંભળી તે અભાગણીને કેવી ધીરજ મળી.

મેડમ તેણી ઉપર ઉપકાર કરતી હોય તેવે સાદે આ બધું બોલતી હસ્તે ચેહરે દમામથી બેઠી હતી, તેણી આખરે તેની તરફ ફરી.

"અને હું તમારી પાસે રેફરનસીસ માંગીશ તે ખાલી કાયદાની રીતે છે એમ તમો સમજી શકશોની મીસ કેન્ટ?" તેણી બોલી.

રેફરનસીસ! તે ઈંગ્લીશ ટીચરનો ખુબસુરત ચહેરો એ શબ્દ સાંભળતાં કુમળાઈ ગયો. અરે તે શું રેફરન્સીસ આપીબી શકે? શું તેણી તેઓને એમ કહે કે પાંચ વર્ષ ઉપર આખી ઇંગ્લન્ડમાં તેણીનું નામ જાંણીતું થયું હતું. ખુનનાં કરપીણ વાંક સર તેણીને જેલમાં નાખવામાં આવી હતી અને તપાસ લેવામાં આવી હતી, શકમંદ તરીકે તેણીનો કેસ જાહેર થતાં તેણીને છોડી મેલવામાં આવી હતી. અરે આવું બધું તે કેમ તેઓને કહે?

"માહારી ખાતરી છે કે મને એ બાબદસર તો સંતોશ મળશે જ" મેડમે ખાતરીનાં જોશથી કહ્યું.

"નહીજી" એલીસે જવાબ કર્યો. "હું નહી ધારતી કે તમોને હું રેફરનસીસ આપી શકું. મારાં માબાપ કે એકબી સગું હૈયાત નથી. ને મહારાં ઇંગ્લીશ મીત્રો સાથનો પત્ર વહેવાર મેં ચાલુ રાખ્યોબી નથી, હું આ બહોળી જગતમાં તમામ એકલી અટુલી છું, ને સાચું કહું તો મેડમ, મને ઓલખે પીછાણે કે મને રેફરનસીસ આપે તેવું કોઇ જ નથી."

તે બન્ને બાનુઓ એક બીજાં તરફ એકાદ પળ સ્થીર જોઇ રહી. "અલબત્ત," મીસ કેન્ટે ચાલુ રાખ્યું. "જો તમોને અતરે પેરીસનાં રેફરનસીસ જોઇતાં હશે તો હું કહો તેટલાં આપું. પાંચ વરશ થયાં હું અહીં ઇંગ્લીશ ટીચર તરીકે રહેલી છું એમ તમોને કોઈબી કહેશે."

મેડમનો દમામદાર ખુબસુરતી સાથનો ચેહરો આ ખુલાસાથી ખુલી ગયો.

"તેજ બસ થશે" તેણીએ કહ્યું. "અલબત્ત હું સમજી શકુંછું કે વરશો થયાં બધો સબંધ ઇંગ્લન્ડ સાથે તોડી નાખવાથી તમારા મીત્રોથી તમો અલગ થઈ ગયાં હશો ને અહીંનાં રેફરનસીસ બી ચાલશે."

અને એ રીતે બધું નક્કી થયું. અલબત્ત સારી ઈંગ્લીશ ફેમેલીની ભલામણ તેણીને વધુ ગમતે મગર અહીંબી મીસ કેન્ટ માટે ઘણું સારૂં બોલાતું હતું તેની ખાતરી મળવાથી બધું નક્કિ કરી લેવામાં આવ્યું. અને એલીસ કેન્ટ પોતાનું ગરીબ રહેઠાણ છોડી આ મહેલ સરીખા મકાનની જાહોજલાલીમાં આવી રહી.

તે જલદી જ ત્યાં પળોટાઈ ગઇ, અને બહુ શાંતીથી રહેવા લાગી. ઘણે લાબે વખતે તે મધુરા હોઠો પાછા અસલ્લ માફક હસતા થયા. અને તે મીઠી ચશ્મોમાં સુખનું તેજ વ્યાપી રહ્યું. તે ત્રણ સુંદર ઓરડાઓ જોઇ ઘણી રાજી થઈ. એક મોટો ને ભવ્ય સીટીંગ રૂમ હતો, જેમાં ફુલો પીકચરો અને ચોપડીઓ આરટીસ્ટીક રીતે ગોઠવી મુકેલી હતી. બીજો સુવાનો રૂમ તેટલો જ સુંદર અને નાજુક રીતે સ્વચ્છતાથી શણગારેલો હતો. ત્રીજો તેણીનો ડ્રેસીંગ રૂમ હતો.

"આ બધું મને જોઈએ તેથી વધારે છે" તે હરખનાં આંશું સાથે કલેરીસને કહેતી હતી. "મને ઘટે તેથી જ્યાદા છે."

"તમોને તો સુંદરમાં સુંદર ચીજ ઘટે." હેતવંતી કલેરીસે જવાબ કર્યો. "દુન્યાની ઉમદામાં ઉમદા ચીજ તમને મળવી ને તમારી થવી જોઇએ."

"આ અને બીજી દરેક મહેરબાની, તાહારા માહારે માટેનાં પ્યારને આભારી છે કલેરીસ," ઉપકારથી ઉભરાતાં જીગરે એલીસ કેન્ટ બબડી, મગર કીસમતનું ચક્કર કેમ ફરતું હતું અને તેણીને કયાં ઘસડી જનાર હતું તેની તો જરાએ આગાહી તેણીને અત્યારે થઇ જ નહી.



# પ્રકરણ ૨૧

## "અરેરે ખુદા માહારા જીગરને કયારે શાંતી મળશે ?"

ગરીબાઇની કંગાલ્યત પછીની આ જાહોજલાલી ઘણી ખુશકારક હતી. તેણીને માંગવાની જ ફક્ત ખોટી હતી. તેણીનો પડયો બોલ ત્યાં ઝીલાતો હતો. ઉત્તમમાં ઉતમ ફ્રુટ, ઉચામાંનાં વાઇન્સ અને સુંદરમાં સુંદર ચીજો તેણીની તેહનાતમાં હાજર હતી. જેનાં બદલામાં પ્યારથી વીંટીલી પડતી સુંદર કલેરીસને ખુશ રાખવાનું જ એકલું અને સેહલું કામ તેણીને કરવાનું હતું.

અને તે કામ જરાએ અઘરૂં નહોતું, કારણ કલેરીસ નાહાની જીદ્દી ને લાડઘેલી કલેરીસ ઘણી જ હેતવંતી અને મીઠી હતી. અને તેણીને તેથી ખુશ રાખવી એ એક સહેલ કામ હતું. તે હતી જ એક ખુશાલ તબ્યતની છોકરી. રડતાંને હસાવે તે માહેલી એટલે એલીસ ઉપર જીવ આપતી તે છોકરી તેણીને ભારી પડવાને બદલે સામી એલીસને ખુશ કરતી.

ઘણી વેળા બૉલમાંથી મેડમ જો રાત્રે મોડાં આવ્યાં હોય તો સવારના નાસ્તા ઉપર આવતાં નહી, અને ત્યારે એલીસ ને કલેરીસ બન્ને એકલાં જ નાસ્તો કરી લેતાં તે બાદ સુંદર કલેર ઈંગ્લીશ શીખતી. અને એલીસનાં કેળવાયલા શુદ્ધ ઉચ્ચારો ધ્યાનથી સમજી પોતે તેવું બોલી શકતી નહોતી તે માટે બળાપો કરવાને બદલે ખુશાળ અને નખરીકરી હસતી. ત્યાર પછીનાં ખાણાં ઉપર મેડમ હાજર થતાં અને તે આખું ઘર સાથે જમવા બેસતું. એલીસે પહેલાં તો કરગરીને માંગી લીધું હતું કે તેણીને એકલી જ પોતાના રૂમમાં જમવા દેવી મગર મેડમ અને મોસ્યુર બન્નેએ એટલી બોહસ કરી કે તેણી નાં કહી શકી નહીં. જયારે મહેમાનો આવતાં ત્યારે જ ફક્ત તે કલેરીસ સાથે અંદર જમતી.

---

અને ભોજન દરમ્યાન મોસ્યુર સેન્ટ લુસ એવી તો દીલ બહેલાવનારી, રમુજી અને બાહોશીથી ભરપુર વાતો કરતો કે તે ટેબલ ઉપર જમવું એ એક પહેલા નંબરની મોજ થઈ પડતી. મેડમ એ દરમ્યાન ફેશનની રાણી જેવી, હેડ ઉપર બીરાજેલી; દુન્યાદારીને લગતી, ફેશન વિગેરેની વાતો પોતાનાં મીઠાં હસ્વાં સાથે અવારનવાર કરતી રહેતી, તે એક બાપેદાદે ખાનદાની કુટુંબ હતું. અને ખાનદાની દમામ ને ગ્રેસ કાંઇ શીખેલી શીખાતી નથી. એ તો કુદરતી જ આવે છે ને હોય છે, અને શીખેલી ભણેલી, રીફાઇન્ડ અને ગ્રેસફુલ જાતે હોવા છતાં એલીસ કેન્ટ આ ઉમરાવી કુટુંબની લાએકી, નરમાશ ને ભલમણસાઇ જોઈ તાજુબ થઇ ગઇ.

બપોર પછીથી તેઓ ચાલતાં યા મોટરમાં ફરવા નિકળતાં અને રાત્રે કલેરીસ ને એલીસ બન્ને જણાં ટેબલ ઉપર હાજર થતાં નહી કેમકે કોઇને કોઇ ડીનર ઉપર તો આવવું ને આવવું જ રહેતું. મીસ કેન્ટ ત્યાં સર્વની માનીતી થઇ પડી હતી. નોકરો તેણીનું કામ કરવા એકએક ઉપર સરસાઇ કરતાં. અને તે જવાન વારેસનાં પ્યારનું તો પુછવું જ શું ? દીનપ્રતીદીન તેણી પોતાની ઈંગ્લીશ ટીચર ઉપર વધુ અને વધુ જ મોહીત બની.

એક વર્ષ એ રીતે જોતજોતામાં પસાર થઇ ગયું. પેલા ભેદી ખુનના બનાવને બરાબર ૭ વર્ષ થયાં, અને છેલ્લાં એક શાંત અને સુખી વરસને પરીણામે એલીસ બ્લેરમાં એટલો ફેરફાર પડી ગયો હતો કે તેણીને ભાગ્યે જ કોઈ ઓળખી શકે. ઉમ્મરમાં તે ૭ વર્ષ વધી હતી, તે સાથે તેણીની છોકરવાન ખુબસુરતીમાંથી હાલ તે તમામ ખીલેલી એક ગુલાબ જેવી લાગતી હતી. તે હંમેશની શોકાતુર અદા અને દર્દમંદ આંખો હાલ ઉલટમંદ ચળકતી અને હસ્તી બની હતી. અને એવી રીતે સુખ અને શાંતીમાં ખીલી તે સંપુર્ણ સુંદરતા સાથે આંખે ઉડી વળગે એટલી હદ સુધી ખેંચાણકારક અને દમામદાર બની હતી.

તે ભેદભરેલો દુખી બનાવ એક સ્વપનો જ હતો કે ખરેખરો જ

બનાવ તે માટે તેણી હવે વરસોનાં વેહવા સાથે અજબ થઇ પોતાનાં મનથી સવાલ કરતી અને "હેસ્ટર બ્લેર" નામ તે પોતે જ ધરાવી ગઈ હતી કે કેમ તેબી તાજુબીથી મનમાં મુઝાતી. પેરીસની એક સહુથી ખુબસુરત બાનું, એક મહેલમાં રહેતી અને ઓવાર મોવાર થતી તે જવાન સુંદરતા શું કદીબી એક કંગાળ બંદીખાનાનાં નંબર એકવીસમાં રહી આવી હતી એ શું બનવા જોગ હતું?

તેણી જાતે ઘણાં નરમ ખવાસની હતી. અને બાઝે વખ્ત એક ભલતાં જ નામ હેઠળ અહીં રહેવા માટે તેણીનાં જીગરમાં ચમટા ચુટતા, તેમાં ખાસ કરીને ભોળી ક્લેરનું અથાગ હેત અને વિશ્વાસ જોઇને તો તે ઘણીજ દુખી થતી.

તેણીની આવી સુખી ને શાંત જીંદગી દરમ્યાન વળી કેટલીક વખત એવા બનાવો બનતા કે જેથી આગલી યાદ તાજી થતાં તે કમનસીબ છોકરીનું લોહીનું ટીપેટીપું ઉડી જતું. એક વાર બપોરના ખાનાં ઉપર એમજ થયું, જમતાં જમતાં વાત "બુલવર"ની એક સાધારણ ચોપડી જેનું નામ Lucretia or the children of night–" હતું એ બાબદ સર નિકળી એટલે મોસ્યુર બોલ્યા.

"હું માંણુસાઇ ખવાસ સારૂં ખરાબ માનીજ નહી શકતો" તે ફ્રેન્ચમેને કહ્યું "હા હું એમ માનુંછ કે ઉશ્કેરાટમાં માથું ખોઇ દઇ એક માંણસ ગુસ્સે થાય યા બીજાંને મારેબી, મગર એક શાંત મગજનું માંણસ પોતાનાં સ્વાર્થને ખાતર બીજાંનો જાન લેવાની ગોઠવણ કરે–પ્રપંચ રચે ને પછી તેને મારી નાખવા જેવું જીગર ધરાવે એ ચોપડીઓમાં ભલે વાંચ્યે પણ ખરૂં બની શકેજ કેમ? ગુસ્સા ને ઉશ્કેરાટમાં ગમે તે થઈ જાય. પણ શાંત મગજે આવું ભયાનક કામ કેમ થતું હશે? તમારૂં શું મત છે મીસ કેન્ટ ?"

મીસ કેન્ટ મોહત જેવી ફીક્કી પડી. અને વાઇન ગ્લાસ પકડેલો તે કોમળ કર એટલો તો ધ્રુજ્યો કે ગભરાઇ જઇ તેણીએ તે ગ્લાસ ટેબલ ઉપર મુકી દીધું.

" હું તમારાંજ મતની છું મોંસ્યુર " તે ત્યાર પછીથી મક્કમ સાદે બોલી.

મેડમ ત્યાર પછીથી વચ્ચે પડી અને ટાહુકો પુર્યો કે ખાનગી રીતે લોકોને ઝેર આપવાનુ આજ કાલ ઘણું વધી ગયું હતું.

" મને એવા ઘણાં કેસીસો યાદ છે, " તેણીએ કહ્યું. "ખાસ કરી ઇંગ્લીશ કેસ તમોને યાદ છે એક બાબદ કે જેમાં એક ડોકટરે પોતનાં સાયન્સનાં જોરે એવી તો સીફતથી પોતાની મોહરદારને ઝેર દઇ મારી નાખી હતી, કે ભલભલા બાહોશ તબીબોબી તે પારખી શક્યા નહી ને બધાંએ તેને નિરદોશ ઠેરવ્યો, એતો મરતી વખતે પોતેજ કનફેશ કર્યું જયારે દુન્યાએ તે ભેદ જાંણ્યો.

" મને એ યાદ છે, "મોસ્યુર લુસે કહ્યું. " મેં એક બીજોબી એવો એક સરજનનો કેસ વાંચેલો કે જેમાં તે પોતાની મોહરદાર નેજ નહી પણ મીત્રોનેબી સીફતથી ઝેર આપે છે."

" હા. કેવું ભયભીત " મેડમે પોતાનાં નાજુક ખભાં હલાવી કહ્યું." ખુન અને ઝેર દેવાનાં ખુનનાં કેસો ઇંગ્લન્ડમાં ઘણાં નોધાય છે. "

તેઓની સામેનો તે ખુબસુરત ચેહરો એ સાંભળી વધુ અને વધુ જ ફીક્કો થતો ચાલ્યો. તે સ્થીર બેસી શકી એ જ એક બસ મોટી અજાયબી હતી. તેણીની આંખે અંધારા આવવા લાગ્યાં, અને માથુ ચકર ચકર ફરવા લાગ્યું, રે ખુદા તેઓ કાંઇ બીજી વાત કરે તો કેવું સારૂં એવું તેણીએ ચાહ્યું.

" ભેદી ઝેરી ખુન, એ વધુ કરી ઈંગ્લીશ લોકોમાં નહી પણ ઇટેલીઅનમાં જોવાય છે. " મોસ્યુર બોલવા ગયો.

" હા, " મેડમે કહ્યું. " પણ સઉથી એક ભયંકર કેસ તો મેં વાંચેલો તે ઈંગ્લન્ડ નહી પણ સ્કોટલન્ડને લગતો હતો. તમોને તે યાદ છે કે નહી લુઇ, એક જવાન ને ઘણી જ ખુબસુરત મોહરદારને પોતાનાં ધણીને ઝેર દઈ મારી નાખવાના વાંકસર પકડવામાં આવી હતી. ટ્રાયલ વખતે એમ જણાયું કે તેણીએ પોતાનાં ધણીને કદી ચાહ્યો જ હતો નહી, અને એ કેસ બાબદસર લોકો પુશકળ ઉશકેરાયાં હતાં."

" એ કેટલાક વરશની વાત છે જે ? " મોંસ્યુરે પુછ્યું. " હું તો બધાં ઈંગ્લીશ પેપરો વાંચુ છ પણ કાંઇ યાદ આવતું નહી."

" પાંચ છ કે સાત વર્ષની વાત હશે, " મેડમે કહ્યું. " તમને કેમ યાદ નથી લુઇ ? આખી દુન્યા એ કેસથી ફફડી ઉઠેલી ને લોકે લોક એ વાત તો જાણતાં હતાં, ને બધાં તેનાં છેવટ માટે આતુર થઇ રહ્યાં હતાં મગર તે ચુકાદો જાણી સર્વ ઘણાં જ નાઉમેદ થયાં. "

" એવો તે શું ચુકાદો હતો ? " મોંસ્યુરે ઉલટથી પુછ્યું.

" તે જુનું સ્કોટીશ વરડીકટ હતું કે જે નહી આએ તર કે પેલી તર કહેવાય. " મેડમે જણાવ્યું. " તેણી નિરદોષ હતી કે દોશીત તે કશું જ જણાયું નહી તેને બદલે નોટ પ્રુવન ( પુરવાર નહી થએલું ) એમ ચુકાદો આપ્યો. "

" ઘણો દયાળુ ચુકાદો ગણાવો જોઇએ. " તે માયાળુ દીલનાં ફ્રેન્ચમેને કહ્યું. " પણ અજબ જેવું કે મને એ કેસ મુદ્દલ ખ્યાનમાં નથી. "

" તમે ભુલી ગએલા લાગોછ, " તેની મોહરદારે સમજાવ્યું. " તે ઓરત હેસ્ટર બ્લેરે પોતાનાં ધણીને ઝેર દીધેલો " ભેદભરેલો ખુનનો કેસ " એ નામે મહીનાઓ સુધી છપાતું હતું ને ? "

એકાએક ત્યાં ગભરાટ ફેલાઇ રહ્યો. કાચનું સુંદર ગ્લાસ ભોંયે પડી ચુરેચુરા થઈ ગયું અને એલેસ કેન્ટ બેહોશ થઈ પોતાની ખુરશીમાં પછડાઇ પડેલી જણાઇ.

ગરમીને સબબે હશે એમ બધાંએ તુરત માન્યું. અરે, તે ભેદભરેલા ખુનનાં કેસની ખુદ હીરોઇન જ ત્યાં બેઠી હતી એમ કેવી રીતે તેઓ જાણી શકે ?

---

## પ્રકરણ ૨૨

### " લીઓપોલ્ડ—અર્લ ઓફ આરડન "

" તમે ખરેખર ખુશી છેઓ મમાં કે નહી ? " સુંદર કલેરે

સવાલ કર્યો. " તમારો ખવાસ એવો મીઠો છે કે મને સમજણીં નહી પડતી કે ક્યારે તમે ખરેખર ખુશી છેઓ ને ક્યારે નાખતી કરવા માંગોછ. "

મેડમ મોટેથી હસી પડી.

" એ તેં એક એવી કોંપલીમેન્ટ કહી કલેરી, " તે હસી, " કે જેમાં ચટકો લાગે તેવું વધારે જ છે, શું તું એમ કહેવા માંગેછ કે હું જે કહુંછ તેમાં સીનસ્યર નથી ? ખરૂં ને ખરા દીલનું કરતી નથી એમ ? "

" નહી ઓ નહી મમાં ખચ્ચીત હું તેમ કશું જ કહેતી નથી." કલેરીસે સાચાં દીલથી જણાવ્યું " હું તો ફક્ત એમ કહેવા માંગું છું કે તમે એટલાં ભલાં ને માયાળુ છો મમાં ડીયર કે તમે કોઇનેબી દુખી કે નાઉમેદ નહી કરવા ખાતર એવી ઉત્તમ રીતે તમારા મનનો અણગમો છુપાડી શકોછ કે બાઝે વખત સમજ નહી પડતી કે તમે ખરેખરજ ખુશી છેઓ કે નહી ? બોલો હવે મમાં તમે શું ખરેખર રાજી છેઓ ? "

" હા, " મેડમે કહ્યું " ખરેખજ હું ખુશી છેઉ. અર્લ ઓફ આરડન મહારાં માય સાથે દુરની સગાઇ ધરાવે છે એટલે આપણો તો ઘણોજ દુરનો સગો કહેવાય, એમ છતાં તેને હું હજી યાદ છું એ જોઇ હું ઘણી ખુશી થઈ ને તેને મળવાથી બહુજ રાજી થઈશ એબી ખરૂં. "

તે મેહલમાં સવારની કાંઈ ગડબડ જણાતી હતી. આજેજ મેડમ ઉપર અર્લ ઓફ આરડનનું એક કાગળ આવ્યું હતું કે તે પેરીસથી પસાર થતો હતો એટલા માટે બે દીવસ તેઓને ત્યાં રહીને મળવા ખુશી થશે. એ કાગળ વાંચી તે વર વહુની ખુશાલીનો પાર રહ્યો નહી.

લૉર્ડ આરડને વરસો થયાં તેઓ ઉપર લખ્યું નહોતું કે તેમને મળ્યો નહોતો, છેલ્લો તે " લેફેનટેન્સ "માં આવી ગયો જયારે એક નાહાનો છોકરો હતો અને પોતાની માતા જોડે આવ્યો હતો. તે એક અચંગ મુસાફીર હતો. તે હિન્દુસ્તાન વટીક જઇ આવ્યો

હતો, તે આફ્રીકા પણ ગયો હતો, તેને મનથી " નાઇલ " નદી " રાહીન " જેટલીજ જાણીતી હતી. નવી અને જુની દુન્યા એ બન્ને તેનાં પગ નિચે આવી ગઈ હતી, મગર હવે તે ભટકતી જીંદગી છોડી તે પોતાનાં મેહલ સરીખાં મકાન " આરડન ટાવરઝ "માં રહેવા અને ઠર પડવા આવતો હતો.

ઇગ્લંડ જવાનો તેનો રસ્તો પેરીસ થઈને જવાનો હતો. તેવામાં તેને મેડમ અને મોરયુર લુસની એકાએક ઘણાં હેતથી યાદ થઈને તેણે તેઓને મળવા આવવાનું લખી વાળ્યું. જેથી તે બન્ને ઘણી ઘણીઆણી રાજી થવા ઉપરાંત નાહાની કલેરનાં સવાલોનો તો પારજ આવ્યો નહી.

છેલ્લો લૉર્ડ આરડન એક છોકરા તરીકે અહીં આવી ગયો હતો ત્યારે તો કલેરનો જન્મ વટીક થયો હતો નહી. અને તે જવાન વારેસ કે જેની ખુબસુરતી માટે તેણે ઘણું સમજ્યું હતું તેને મળવા તે આતુર હતો એમ પણ તેણે પોતાનાં કાગળમાં લખ્યું હતું. આ લીટીઓ જ્યારે તેની માતાએ વાંચી સંભળાવી ત્યારે કલેરીસની ખુશાલીનો પાર રહ્યો નહી. તે દોડતી કે મીસ કેન્ટ આગળ એ વાત કરવા ગઇ.

આખો વખત બસ તે લૉર્ડ આરડનની જ વાતો તે કરતી રહી ને તેનોજ વિચાર કરતી તે જવાન વારેસ જણાઇ.

" જોવની મીસ કેન્ટ અમારી ફેમેલી આખા ફ્રાન્સમાં સઉથી પુરાંણી ને નામીચી છે " તેણીએ જણાવ્યું. " છતાં અમારાં મકાન તો બેજ છે. એક " લેફોનટેન્સ " અને બીજો " પેરીશ્યન હાઉસ " જ્યારે લોર્ડ આરડનનાં તો ચાર બંગલા છે એમ મમાં કહેછ, આરડન ટાવર કેન્ટમાં છે, આરડન હાઉસ પીકડેલીમાં છે. સ્કોટલેન્ડમાં લોક-ફેઇલ નામનો બંગલો છે. ને મમાં કહેછ કે આસપાસની પરપલ સોનેરી ને પીળા રંગની સીનરીમાં તે બહુ જ સુંદર લાગે છે ત્યાર પછી કાઉસ ખાતે પણ તેવણનો એક વીલા છે. મમાં પાસે તેનાં સ્નેપશોટઓ છે. "

" તેવણ એક નસીબવાળા માણુસ છે. " એલીસે એક હાય

મારી કહ્યું. "તેવણ નાઇટ ઓફ ધી ગારટર છે," ક્લેરે પોતાનું જ હાક્યાં કર્યું. "વળી તેવણ પાસે ધી સ્ટાર ઓફ ધી ઓરડર ઓફ ઇન્ડીયા છે. તેવણનાં ટાઇટલ અને ઓદ્દા એટલા છે કે મને તો યાદબી રહેતું નથી. પણ તમે શાંનો વિચાર કરોછ મીસ કેન્ટ ?"

"હું વિચાર કરતી હતી ડીયર," તેણીએ કહ્યું. "કે કુદરત કેવી અજબ જાતની છે. આપેછ તેને બધું જ આપેછ ને નહી તેને કાંઈ જ નહી. પણ એમાંબી કાંઇ તે બારેહકતાલાનો રૂડો ભેદ જ હશે."

"મેં એક ઠેકાણે વાંચેલું મને યાદ છે." ક્લેરીસે પોતાની ફીલસુફી ચલાવી. "તે એક જરમન ડોકટ્રીન છે. અને તેને "ડોકટ્રીન ઓફ કોંપેનસેશન" કહેવામાં આવે છે. તેમાં એમ લખ્યુંછ કે આ દુન્યામાં ઉપરથી ગમે તે લાગે પણ ખરી રીતે જોતાં તો દરેક માંણસને ખુદાએ સરખી રીતનું સુખ અને સરખી રીતનું દુઃખ વેઠવાનું આપેલું છે. અલબત તે જુદી જુદી રીતનું હોય છે એ ખરૂં. પણ વધતું ઓછું કોઇને હોતું નથી."

મગર મીસ કેન્ટે એ સાંભળી ઘણાં ગંભીરાઇથી ડોકું ધુણાવ્યું. તેણીએ જણાવ્યું કે દુન્યામાં એવાં ઘણાંબી હતાં કે જેઓ સદા જ હસ્યા કરતાં, જ્યારે એવાબી કેટલાંક હતાં કે જેઓ મોહતની ઘડી સુધી દુઃખનાં બોજાથી કચડાયા જ કરતાં તો ત્યારે સરખાપણું કયાં આવ્યું?

"કદાપી, મોટા લોર્ડ અને અર્લને પણ પોતાની મગલક દોલત અને બાહોશી છતાં દુઃખ આવી પડે એ શું બનવાજોગ નથી.?" ક્લેરીસે દુર અંદેશીથી કહ્યું. "તેનું તકદીર તારાઝ કરી જાય ને એકજ મોટું દુઃખ આવી પડે તો પછી તેના પૈસા અને બધું બીજું સુખ કામનું જ શું ?"

કેવી નિરદોશતાથી બોલાયલા પણ એક ભયાનક આગાહી રજુ કરતા તે શબ્દો !

"ખુદા સઉનું સારૂં કરે ક્લેર," એવી રીતે એલીસે કહ્યું. "પણ માહારા વિચારો એ બાબદસર તદન જુદા છે. આ દુન્યામાં માંણસને મળતં સખ અને દઃખનાં સરખાપણામાં હં માનતી નથી. જરાઓ

નહીં પણ હું એટલું તો માનુંછ ને ઘણું મક્કમ માનુંછ કે ખોટાંનું ખોટું, અને ઘટતાંને ઇન્સાફ છેવટે તો મળે છેજ. આ દુન્યામાં નહી તો પેલી જેહાનમાં તો તે ઇન્સાફ છેને છેજ. જેઓનાં હક હાલ લુટાયા છે, જેઓને ગેરઇન્સાફ હાલ થયો છે, જેઓ નિરદોશ છતાં દબાયલાં ફરે છે, જેઓ હાલ લોહીનાં જ આંસુઓએ રડે છે, તેઓને પછીથી ઈન્સાફ અને સુખ મળશે જ મળશે એમ હું ખાતરીથી માનું છું."

એ બોલતાં ઉશ્કેરાટથી તે મીઠો ચહેરો ધમધમીને લાલ બની ગયો. મગર તે જોયા કે તેનું બોલવાનું સમજ્યા વગર જ કેલેરે તો આગળ ચલાવ્યું.

"લોર્ડ આરડનની વાતો સાંભળતાં તમે થાક્યાં તો નથીની?" તેણીએ પુછ્યું.

"ખચ્ચીત જ નહી," મીસ કેન્ટે ઉલટથી કહ્યું. "તુંને જે ગમે તે મનેબી ગમશે કલેર, તમે લોકોએ એવી રીતે મને તમારાં હેતનાં હેશાંનમાં દુબાડી દીધેલી છે કે તમો બધાંની દરેક વાતમાં મને ઉલટ મળવી જ જોઇએ. ને જો લોર્ડ આરડન પણ તમારે જ લગતા છે તો એવણની વાતમાં પણ ખચ્ચીત મને મજાહ મળશે જ."

"તેવણ મંગળવારે અતરે આવી પુગશે," કલેરે સંતોષની એક આહ ભરતાં કહ્યું. "ને પેરીસ આવવા ખાતર આ સઉથી રળીઆમણો મહીનો એવણે સારે નસીબે ચુંટયો છે. મે મહીનો અતરે બહુ સુંદર હોય છે. મમા કહેછ કે ઇંગ્લન્ડનો મે મહીનાનો દાહાડો બહુ જ સુંદર રહે છે. પણ હું તો માનુંછ કે પેરીસનાં એ મહીનાના દાહાડા પણ તેટલા જ મજાહનાં હોય છે."

તેણી એવી રીતની બકવા કરતી જ રહી. તે ખુબસુરત ચેહરો કમળાઇ જઇ મોહત જેવો ફીક્કો પડયો હતો, અને તે નાજુક બદન એક ફુલની કળી માફક કરમાઇ જતું હતું તે તેણી જોઈ શકી નહી. થોડીક વાર પછી મીસ કેન્ટ ઉઠીને પોતાનાં ઓરડામાં ગઇ.

તેણીનું જીગર કાંપતું હતું અને તે મધુરા ડોળા હબતથી ખુલ્લા હતા.

ખરૂં છે કે લોર્ડ આરડન તેણીને મન કોઇ નહી હતો. ભલે તે ગમે ત્યારે આવે ને ગમે ત્યારે જાય. મગર તે મંગળવારે પચીસમી મેને દાહાડે આવતો હતો. તેનો ધણી ગુજર્યો તે જ દીવસે-બરાબર તે ભયંકર દીવસને ૭ વર્ષ થશે. રે ખુદા, આખા વરસનાં બધા દીવસોમાં તે એક કેટલો કારમી દાહાડો હતો.

તેણીએ ન્યુસમાં વાંચેલો તે વાક્ય તેણીની નજર સામે તરી આવ્યો. " મી. એનગસ ફ્લેર, મરણ તા. ૨૫ મી મે મંગળ-વારે સાંજે. "

અને તે જ દીવસે લોર્ડ આરડન તે રહેતી હતી તે ઘરમાં આવતો હતો. તે ઇગ્લીશ ઉમરાવ. રે ખુદા શું તે કાંઇ તેની ઉપર આફત લાવનાર હતો કે શું ?

" એ માત્ર એક સંજોગ છે. " તેણી બબડી. " ને હું નકામી વેહમ કરૂં છું. "

તે આખો દીવસ તેણી ઘણી બેચેન અને ગમગીન રહી.

---

## પ્રકરણ ૨૩

### પચીસમી મે—તે કારમો દીવસ !

૭ વર્ષ ઉપર બની ગએલી તે ભયંકર ટ્રેજીડીને બરાબર ૭ વર્ષ પુરા થતાં હતાં. તે મે મહીનાનો મંગળવાર ને પચીસમી તારીખનો દાહાડો બહુ રલીઆમણો ઉગ્યો. જાણે ઇટલીનો ખ્યાલ કરાવતો તે ગરમ ખુશનુમા અને ઝગકનો દિવસ હતો. સુર્ય પુર તેજથી ચમકતો હતો, અને પશ્ચીમ તરફનો પવન ખુશનુમાં અને ફુલોના ખમરાટ સાથનો વાતો હતો. ' મંગળવાર પચીસમી મે ' એ ખ્યાલ ઉઠતાંની સાથે અભાગણી એલીસને થયો.

એવીજ રીતે ૭ વર્ષ પહેલાં એ મહીનાંનાં તે ચોક્કસ દીવસે પુરા એકબી ખ્યાલ કે આગાહી વગર તેણીએ પોતાનાં ધણીનાં મકાનમાં સવારનાં આંખો ખોલી હતી. તે કંગાળ દીવસની બારીકે બારીક યાદ તેણીને હાલ સાંભરી આવી. તે ઉઠયા બાદ તૈયાર થઇ બાગમાં ગઈ હતી, અને તે ભયભીત રાતની ડીનર પારટી માટે તેણીએ પોતે પોતાને હાથે ઝાંકળથી ભરેલાં તાજાં ખીલતાં ફુલો વીણ્યાં હતાં. ત્યાર બાદ કરેલી દરેક ચીજ ને વિગત તે યાદ કરી શકી ત્યાં સુધી, કે તેનાં ધણીએ પોતાની આંગળી ટાંકી તેણીને ખુની ઠેરવી મરણ પામ્યો હતો, અને બરાબર ૭ વર્ષ ઉપરનો તે દેખાવ પાછો પોતાની ખ્યાલી નજરમાં જોતાં તે અભાગણી છોકરી દુખની એક ચીસ પાડી ઉઠી.

"ખુદા, મોટા ખુદા દયાળુ ખુદા," તે એક દીવાનીની અદાથી બબડી. "ભુલી જવાની મને શકતી આપ."

એટલામાં કલેર અંદર આવી હંમેશ મુજબ તેણીએ ખીલતાં લીલીઝની કળીઓ તેણીની બાજુમાં મુકી અને સુખી સવાર પુચ્છતી તે પ્યારથી તેણી ઉપર વાંકી વળી. મગર આજે તે મનોહર ચેહરામાં તેણીએ એવું જોયું કે તે બીહીને બે કદમ પાછી પડી.

"તમે સારી તબીયતમાં નથી. અથવા તો સુખી નથી હેરીસીમાં" તે બોલી "તમારા ચેહરા ઉપર કાંઈ અજબ ઠંડો છાપ જણાય છે."

"એમ?" હસ્વાની એક કોશેસ કરતાં એલીસે કહ્યું "કેવું ખરાબ કે જયારે તને જોતાંજ માહારો ચેહરો તો હંમેશ આનંદમાંજ ખીલી રહેવો જોઇએ ડીયર"

"તમોને ખુશાલ જોઈ મને સુખ થાય છે," તે અજબ હેતવંતી છોકરી લગભગ આંખમાં આંશું લાવી બબડી "ને તમને નારાજ કે દીલગીર જોઇ હું દુખી થાઉં છું."

"હું તને કદી દુખી થવા દઇશ નહી કલેર ડારલીંગ" એલીસે હેતથી કહ્યું.

"અને" બધી પોતાની નારાજી એક પળવારમાં બચ્ચાં સહીં અદાથી ભુલી જતાં સુંદર ફલેર તેવામાં પોકારી ઉઠી "તમે જાંણોછની આજે તો પચીસમી મે ને મંગળવાર છે. આજે શું થવાનું છે તે તમોને ખબર છેની ?" અને તે બહુ મીઠું હસી. "પણ ઓ તમે કાંએ એમ ધ્રુજો છ? શુ છે?"

"કાંઇ નહી કાંઇ નહી," તે ધીમું બબડી. "આ બે મહીનો ઘણી વખત શરદી ભરેલોથી રહેછ ને મને જરા ટાઢનું લખલખું ભરાઇ આવ્યું."

"એવણુ આજે આવશે એલીસ," ફલેરે કહ્યું. "ને ઓ મને મીસ કેન્ટને બદલે તમને એલીસ જ કહેવાની રજા આપો. માહારા મત મુજબ એલીસ એ એક સઉથી મીઠું મધુરૂં ને વાજીંત્ર જેવું રલીઆમણું ઇંગ્લીશ નામ છે, હું તમોને તમારાં નામે બોલાવી શકુંની, તમોને ગમશેની ?"

"હા હું ખુશી છું તુને મારૂં નામ ગમેછ તેથી"

"ને આજે તેવણુ આવવાના છે," તે પટપટયાંએ પોતાનો પટપટારો ચાલુ જ રાખ્યો "ખુદા ખબર તેવણુ કેવા હશે ?"

"રખે આ ઉલટમંદ ઉત્સાહી બચ્ચું તેને જોતાંજ પ્યારમાં પડી જાય," એલાસે મનથી વમાસ્યું. અને પછી તે મનથી વિચાર કરવા લાગી કે પ્યારનું સુખ કેવુંક હોવું જોઈએ કે જે સુખની અસર આજ દીન સુધી તેની ઉપર થવા પામી નહોતી અને થાય એબા બનવા જોગ નહોતું.

"મમાંને ખબર નથી કે તેવણુ કેટલે વાગે આવશે," ફલેરે કહ્યું. "સાંજેજ આવશે મને લાગેછ. મને હસતાં નાં એલીસ, પણ એલીસ નામે બોલાવ્યા પછીથી તો તમે મારી આંખમાં ને જીગરમાં વધારે જ મોઠાં લાગોછ. ઓ એલીસ હું તેવણુને જોવા ને મળવા કેટલી અધીરી થઈ ગઇછ. ને હું વિચાર કરૂંછ કે રખે મને ડીસપોઇન્ટ કરવા જેવા તેવણુ નિકળે. તેવણુ કદાપી ઠીંગણા પાતળા, ગુંગણું બોલનારા ને નહી ગમે તેવા બી હોય, જો કે મેં તો માહારા સ્વપ-

નાંમાં તેવણુને કદાવર બહાદુર ને ખુબસુરત ઉમરાવ ધારી લીધા છે."

એલીસ ગમ્મત પામીને હસી.

"તાહારાબી વિચીત્ર ખ્યાલો છે કલેરી," તે હસી. "પણુ મને કહેતો ખરી કે તેવણુને તાહારા ખ્યાલી ખ્યાલોમાં તેં કેવાક ચિતાર્યા છે ?"

"એક લડવૈયા જેવા," કલેરે કહ્યું. "તમને સેનસીબેસચીઅનનું પીકચર ખબર છે ? ઉંચો દમામદાર દેખાવનો પેહલવાની જોર દાખવતો, મગરૂર ને ખુબસુરત ને જઈ મારી ગએલા ચેહરાનો, ઘેરી પ્રમાંણીક ખુલ્લી ને માયાળુ આંખનો મેં તેને તે પીકચર જેવો જ ચીતારી લીધો છે."

"મને સેન સીબેસચ્યનનું પીકચર યાદ છે." એલીસે કહ્યું. "ધી લુવમાં ત્રીજા ઓરડામાં એ પીકચર ટાંગેલું છે ને તે માંહેલો ચેહરો માહારોબી માનીતો છે."

"કેવું અજબ જેવું કે એક જ જાતનો ચેહરો આપણુ બન્નેનો માનીતો છે." કલેરીસે કહ્યું "પણુ એલીસ મારી સાથે બગીચામાં ચાલો. બાહેર ઘણું જ રળીઆમણું લાગેછ. ઉનાળાના દીવસોમાં ફુલોના પમરાટ અને અસંખ્ય પક્ષીઓનાં મધુરાં ગાયન વચ્ચે ઓ કેવું સુંદર લાગેછ. હું ઇચ્છુંછ કે હંમેશ બાહેર રહેવાનું હતે ને અંદર આવવાનું જ નહી હતે."

જો કે આજે મંગળવાર ને પચીસમી મે હતી છતાં એલીસ હસી અને પોતાની નાહાની ફ્રેન્ડ સાથે બાહેર ગઈ. લીંબુડીના પાંદડાં તે મરનારની ઘોર ઉપર ખરતાં હશે. આજે બી આ ચોક્કસ દાહાડે, કે જ્યારે તે પોતે તો લીલીઝ વચ્ચે, પોતાની અપાર ખુબસુરતી સાથે અહીં ઉભી હતી.

તે એક પીકચર જ રજુ થતું હતું. કલેર પોતાની ઇગ્લીશ આંખો અને ખુબસુરત ચેહરા સાથે—એલીસ પોતાનાં સુફેદ સતારનાં લેબાશમાં ઊંચી ને દમામદાર ! તેઓને ઝાડની ડાંખળી હટાવી ચાલતાં જોતાં, યા ફુલો ઉપર વાંકાં વળતાં નિહાળતાં એ એક પેહલા

અકારની મોજ સમાન હતું. તેઓ તે તરફનાં સુંદર નિરમળ ફુંવારા આગળ જઇ બેઠાં. ઉપર આસમાન સ્વચ્છ બહુ ઝળકતું હતું. સુર્ય પુર તેજમાં ચમકતો હતો, સુંદર ફુલો તમામ ખીલી, આખા બાગમાં ખમરાટ ફેલાવી રહ્યાં હતાં અને પક્ષીઓ કોમળ સ્વરે કલોલ કરી રહ્યાં હતાં, તેવી વેળા, સુખ અને શાંતી સિવાય તે કશું અનુભવી શકી નહી. કોઇ જાતની બી આગાહીનો અવાજ તેણીને આ કુદરતી સુંદરતા તરફથી થયો નહી.

બપોરે એક તાર આવ્યો. લોર્ડ આરડન તરફથી કે તે સાંજે સાત પહેલાં ત્યાં આવી પુગશે.

" એ કાંઇ ચોક્કસ ટાઇમ કહેવાય નહી. " લાડઘેલી કલેર ફરેઠી. " જ્યારે હું મીનીટે મીનીટ ગણી રહી છું. "

તે મોટા અર્લ માટે તેઓએ આખો વખત વાતો કર્યા કરી ને તે પટપટબોરીની મીઠી વાતો સાંભળતાં એલીસ ઘણી નચીંત પામી.

" હું અજબ થાઉછ, " કલેરે એકાએક ટુંકમાં પુછ્યું " કે તેવણ તમારે માટે શું ધારશે એલીસ ? મને તો લાગેછ કે ભુલથી તેવણ એમજ માની લેશે કે આપણે ત્યાં કવીન ઓફ શીબા રહેવા આવીછ, ખરૂંની ? "

" હું એવણને મળશ ત્યારેની ? " એલીસે શાંતિથી કહ્યું. " જ્યારે મેહલમાં મહેમાન આવે છે ત્યારે મેડમ માહરા ઉપર બહુ મેહરબાની કરેછ ને મને મારા રૂમમાં જ રહેવા દેયછ તે તું જાણેછ ની કલેર ? "

" હા! પણ આ વાતમાં તો ફરક પડશે, " કલેરીસે કહ્યું. " મેં મમાંને પપા સાથે વાત કરતાં સાંભળ્યાં કે તમોને જોઇ અર્લ કેટલા અજબ ને ખુશ થશે ને તમેબી અમારા કુટુંબનાં જ એક છેઓ એમ ભેળી નાખશે તે જોવાની ગમ્મત આવશે. "

તે ખુબસુરત ચેહરો આ વખાંણથી લાલ ચણોઠી જેવો થઇ આવ્યો અને તે ચળકતો ચશ્મો ઓશકથી નિચે ઝુમી પડી.

" મેડમની માહારા ઉપર બહુ મહેરબાની છે. " તે બોલી.

"પણ તું આ વખત મને મદદ કરજે કલેર ને મને મ્હારા રૂમનાં એકાંતમાં જ રહેવા દેજે. એક ઇગ્લીશ અર્લને મળવા જેવો મ્હારો મુડ નથી."

"વારૂ તમે કહેશો તેમ હું કરીશ" કલેરીસે તુરત કહ્યું. "મમાંએ કહેવાડયું છે કે આપણે બન્ને જણાંએ આંઠ વાગે ડીનર માટે હાજર થવું, પણ તમે તમારી ખુશી નહી આવવાની હોય તો કાંઇ નહી."

"હા, મને નહી ગમતું," તે બોલી.

"તો ફીકર નહી," કલેરે કહ્યું. "હું તમારે માટે માફી માંગી લઇશ"

આહ ખુદા એલીસે છ વર્શ પહેલાંનો તેજ દીવસ યાદ કર્યો. બરાબર સાત વાગે તેઓ જમવા બેઠાં હતાં અને નવ વાગ્યા પહેલાં તો તે મરીબી ગયો હતો, તો તેજ વખત–તે ભયંકર ખ્યાલ કરાવતો તે રાતનો વખત તેણી હસવા બોલવા અને મજાહમાં કેમજ પસાર કરી શકે?

સાંજ પડી, કલેરીસને તૈયાર થવામાં તેણીએ મદદ કરી ને પછી તે એકલી વિચાર કરતી બેઠી.

સાતનાં તકોરા પડયા અને તે ચોંકી! સાત–તેણીએ પોતે પહેરેલો તે રાતનો પોશાક અને ફુલો તે યાદ કરી શકી. બરાબર સાત વાગેજ તેઓ, બે કલાક પછી શું બનવાનું હતું તેનાં એકે ખ્યાલ વગર જમવા બેઠાં હતાં.

આંઠનાં ટકોરા! રે ખુદા આંઠ વાગે તો તેઓ ડ્રોઇંગ રૂમમાં આવી બેઠાં હતાં, અને પેલી નેહસ્ત કોફી તે બનાવી રહી હતી. તેણીએ દુખની એક ધીમી ચીસ સાથે પોતાનો ચેહરો પોતાનાં રૂપાંનાં પત્રાં જેવા હાથોમાં ઢાંકી દીધો. જયારે કમકમાટની ધ્રુજણીથી તે આખું નાજુક બદન કાંપતું અને થરથર ધ્રુજતું જણાયું.

"ઓ દયાળુ બાપ," તે અરજ કરતાં બોલી. "મને આ બુરો બનાવ ભુલી જવાની શકતી આપ."

તેજ ઘડીએ બારણુ ખુલ્યું અને હમેશ કરતાં કાંઈક ફીકકે ચેહરે અને ગંભીર આંખો સાથે કલેર અંદર આવી.

" તેવણુ આવેલા છે એલીસ, " તેણીએ કહ્યું " લગભગ છ વાગે આવ્યા. અને તમે જાણોછ ઘણી અજબ જેવી રીતે તેવણુ સેન સીબેસચીઅનનાં પીકચરને તદન મળતાજ છે, તેવાજ ઉંચા ને કદાવર, ઘેરી આંખો ને મગરૂર ચેહરા સાથનાં, જાણે એક સ્પેનીશ રાજાનોજ ખ્યાલ કરાવે છે."

" ને તને તેવણુ ઘણા ગમ્યા ? " એલીસે પોતાનાં દુખી ખ્યાલો મારી હટાવાની કોશેસ કરતાં ફીકકું હસીને કહ્યું. કલેર એક પળ અચકાતી જણાઇ.

" ખરૂં કહું તો, " તે બોલી, " મને તેવણુથી જરાક બીક લાગેછ, તેવણ પપાથી બી ઉંચા છે, પોહળાં ખભાં સાથનાં ને પેહલવાની તોરનાં. પણ એલીસ, મમાંએ મને મોકલીછ કે એક મેહરબાની દાખલ તમારે આજે ખાસ હાજર થવું. તમે આવશો ?"



## પ્રકરણ ૨૪

### " છ વર્શ પછીની તે પચીસમી મે "

તે જવા કબુલ થઇ, અને કયો પોશાક પહેરવો તે માટે વિચાર કરવા લાગી. કલેરીસેજ તેનો ફડચો કરી નાખ્યો.

" તમારો કાળો પોશાક પેહરો એલીસ, " તેણીએ ખરાં દીલથી કહ્યું. " તમોને એ ડ્રેસમાં જણુસ પહેરવાનીબી જરૂર નથી, ઘણાંજ સુંદર તૈયાર થજો એલીસ હું મમાંની મેડ 'ફીને'ને બી મોકલી આપશ તે તમારા બાલ કરશે, મારી મરજી છે કે લૅાર્ડ આરડન તમોને જોતાંજ છક થઈ જાય. મને જોતાં તો તેવણુ તેમ નહી થયા. જાણે મારો પોતાનો ભાઇ મને ઘણે વરશે મળતો હોયની, તેમજ એક હસવાં સાથે તેવણુ ખુશાલ દીલથી મને તો મળ્યા. પણુ

મેં ધારી મુકેલું તેમ મને જોઇ તેવણુ જરાબી છક તો થયા જ નહીં. તેવણુની આંખો મજાહની માયાળુ છે ને તે આંખમાં અજાયબી ને વખાંણનો છાપ જોવા હું શું નહી આપું ? તમોને જોઇ તેવણુ જરૂર હબતી જશે. મને વચન આપો એલીસ કે તમે 'ફીને'ને ઘણીજ તજુમલથી તમને તૈયાર કરવા દેશો, તમારો કાળો ડ્રેસ, કાળી લેસ ને સુફેદ લીલેકસ સાથે પહેરજો. પેહરશોની ?"

તેની સાંમે આતુરતામાં ઉંચકાયલો તે મીઠો ચેહરો એવો તો કાકલુદી કરનારો ને હેતવંતો હતો કે એલીસે તેને પોતાની પાસે ખેંચી હેતથી કીસ કરી.

"તને રાજી કરવા હું બધું કરશ," તેણી તેનાં કાનમાં પટપટી "હવે તો બસ ?"

થોડી જ વારમાં જ્યારે તે તૈયાર થઇ તે આખાં કદની આરશીમાં પોતાનો ચેહરો જોઈ રહી ત્યારે પોતાની અપાર ખુબસુરતી જોતાં તે પોતેજ તે ઉપર લગભગ મોહી પડતી હતી એ ખ્યાલ થતાં તેણી શરમાઇ ગઇ. અને હસવા લાગી.

હેસ્ટર બ્લેર ખુબસુરત ગણાંતી હતી, પણ હાલ એલીસ કેન્ટની અદભુત સુંદરતા આગળ હેસ્ટર બ્લેર તો પાંણીજ ભરે એમ તેણીને લાગ્યું અને પોતાની સુંદરતાથી વાકેફ હોવાથી તેણીની આંખો ઓશકથી નિચે ઝુમી પડી. તે ઉંચો પાતળો મરોડદાર આકાર, તે લીલીનાં ફુલ જેવો મીઠો ચેહરો અને ફીક્કાં દીલજીત હસ્વાંમાં અડધા ઉઘડેલા રાતા બેરીઝ જેવા હોઠો, હીરાનાં ઝગકાટ માફક ચળકતી તે મધુરી આંખો અને સુંવાળા વાળ સાથે તેણીનો કુદરતી દમામ ને રૂઆબ એવો હતો કે પહેલીજ નજરે કોઈબી મોહીત થાય.

તૈયાર થઇ તેણી નિચે ઉતરી—તે દીવાનખાનું ઘણું જ મોટું અને કિમતી હુન્નરમંદ શણુગારથી ભરપુર હતું. પમરતા નાહાનાં ફુવારાં તે હોલમાં અહીં તંહી ઉડતા હતા. ફરનીચર ઉત્તમ અને નાજુક હતું જ્યારે પીકચર અને ફુલો, વિગેરેનો શણુગાર જેટલો પૈસાની સાહાદત પોકારતો તેટલો જ ઉત્તમ ટેસ્ટ જાહેર કરતો હતો.

તેણી જ્યારે ત્યાં દાખલ થઈ ત્યારે તે હોલ ભપકાદાર પોશાકમાં સજ્જ થએલી બાનુઓ અને ઈવિનીંગ ડ્રેસ સજેલા મરદોથી ભરાયલો તે જોઇ શકી. તેણીએ જતાંજ તે ઇંગ્લીશ એમબેસેડરને ઓળખ્યો અને કોઇબી તેણીને જોય તે પહેલાં નરમ પગલે ચાલી તે એક બાજુએ જઇ બેઠી. એક નાજુક ફુંવારો ગુલાબનાં ધીમાં સેન્ટ સાથે ત્યાં ઉડી રહ્યો હતો, જેની બાજુએ પામનાં કુંડાંઓની એવી ગોઠવણ કરી હતી કે પાછળ બેઠકોમાં બેસી નિરાંતે આરામ કરી શકાય. પૈસા અને એશ આરામનો વૈભવ બતાવતા તે ઓરડામાં થોડી પળ તે એકલી બેસી રહી. થોડી થોડી વારે, બૈરાંઓનાં કોમળ નાદ સાથે મરદોનાં ધાડા સાદનાં અવાજ તેણીને આવતા હતા, અરે ખુદા કેટલો ફેરફાર! છ વર્ષમાં કેટલો તફાવત! બરાબર છ વર્ષ ઉપર આજનેજ દાહાડે તેણીને ખુનનાં વાંકસર કેદ કરવામાં આવી હતી, બંદીખાને લઈ જવામાં આવી હતી, જ્યારે આજે, આ મેહલ સરીખાં મકાનમાં પેરીસની તે એક સઉથી ખુબસુરત ઓરત દાખલ ગણાયલી, આ જાહોઝલાલી ભોગવતી બેઠી હતી.

કલેરેન્જ તેણીને પહેલાં જોઇ અને એકદમ તે દોડતી કે તેણીની બાજુમાં આવી ઉભી.

"ઓ એલીસ તમે આવ્યાં તે કેટલી મેહરબાની થઇ," તેણી બોલી. "હું તો છેલ્લી ઘડી સુધી બીહીતી હતી કે રખે તમે તમારો વિચાર ફેરવો. ઓ તમે કેટલાં ખુબસુરત લાગોછ એલીસ ને હું કેવી મગરૂર ને ખુશી છેઉ. આજે મમાં તમોને ગાવા કહેવાના છે. એવણ કહેછ કે આખી પેરીસમાં તમારા જેવાં ઈંગ્લીશ બેલાડઝ કોઇ ગાતું નથી."

તેણી સંતોશનું હસી.

"મમાંને ખુશી કરવા હું બનતું કરશ," તે બોલી અને ઘણીબી કોશેસ છતાં, છ વર્ષ ઉપર ગાયલાં તે ગાયનોનો ખ્યાલ બજીદાઇથી તેણીને થવા લાગ્યો. અરે વરશો ઉપર તેનાં ધણીનાં મીત્રો સારૂં તેણીએ કેટલી વાર ગાયું હતું!

"અર્લને જોઇ બધાં રાજી રાજી થઈ ગયાં છે:" કલેરીસે ધીમે

સાદે કાન પર પડી કહ્યું. "આખા રૂમમાં તેવણુ જેટલું દમામદાર આજે કોઇ નથી જો કે ઇંગ્લીશ ને સ્પેનીશ એમએસેડર બન્ને આવેલા છે ને ડયુક ડ' પોન્ટીએર્સ બી છે. પણ એવણુ તો જાણે બધાંનાં રાજાજ હોય તેવા લાગે છે. મમાં તો એવણુનાં એ સગા માટે ઘણાં મગરૂર જણાય છે."

"ને તું?"

"મને તો તેવણુને જોઇને બીકજ લાગેછ," કલેરીસે ખાનગી સાદે કહ્યું, "આવો દબદબા ભરેલો માંણુસ મેં માહરી જીંદગીમાં આ પેહલી જ વખત જોયો, ને તેની આંખનો છાપ કેવો છે તે જાંણોછ કે? જાંણે તે કાંઈ શોધતો હોય ને પછી તે શોધેલું નહી મળ્યું હોયની તેવી જાતનો."

ત્યાર બાદ કલેરીસ તેણીને છોડી ગઈ, અને તે સુંદર પાર્કનો શણુગાર જોતી એલીસ એકલી ઉભી. એકાદ પળ તે છ વર્ષ ઉપર બની ગએલો ભયભીત બનાવ ભુલી જ ગઇ; અતરે પેરીસનો આ મેહલ સરીખો બંગલો ને તેની રચનાં વટીક વિસરી ગઇ, ને આ સુંદર પામનાં ઝાડો ઉગતાં પુર્વનાં મુલકોનો ખ્યાલ તે કરવા પડી.

તે વિચારમાં એટલી ગરક હતી કે કોઇને આવતાં પણ તે સાંભળી શકી નહી, તેવામાં તે ગુલાબનો પમરટ ફેલાવતા ફુંવારા ઉપર કાંઇ પડછાયો પડયો અને તેણીએ ચોંકી ઉચું જોયું તો નાહાની કલેર પોતાનાં સુફેદ રેશમી પોશાક અને લેસ સાથે બેહસ્તની એક હુરી જેવી જણાતી ત્યાં આવી ઉભી હતી જયારે તેણીની બાજુમાં કોઈ એક જવાન મર્દ હતો. તેણીએ પોતાની આંખો ઉઠાવી સીધ્ધું એક પળ તે જવાન તરફ જોયું. બીજીજ પળે સુર્યનાં તેજથી જેમ આપણી આંખ મીચાઇ જાય છે, તે મુજબ તે મીઠી ચશ્મો નિચે ઝુમી પડી. આવો એક મર્દ તે પોતાની જીંદગીમાં આ પહેલી જ વાર જોઈ રહી. કલેર શું બોલી જતી હતી તે તેની જાણે બલા, તે જે સમજી શકી તે માત્ર તેણીનું પોતાનું અને લોર્ડ આરડનનું નામ કલેરીસને સાદે બોલાતું સમજયું. તે કેવો હતો તે જોવા ખાતર

એકવાર ફરીથી તેણીએ પોતાનો ચેહરો ઉઠાવી તેની તરફ નજર કરવાની કોશેશ કરી, મગર ફરી એકવાર કોઇ અજબ શક્તી જાણે તેણીને ફરજ પાડતી હોય તેમ તેણીની આંખો પાછી નમી પડી.

તે એક દીલખુશ ચીત્ર હતું. કલ્પી લે વાંચનાર અને જો તું કવિતાઇ શક્તી ધરાવતો હોય, કુદરતનો પરસ્તાર હોય તો તે ખ્યાલી ચીત્ર જોઇ મગન થા. પામનાં લીલાં ઝાડોની તે દીવાલ રજુ કરતી ઘટા આગળ, ખુશબોહદાર ગુલાબનાં પાણીના ફુવારા આગળ ઉભેલી તે ત્રગડી—આહ કોઇનુંબી દીલ ખુશ કરી નાખે તેવી જ હતી. તે પ્રેસફુલ જવાન છોકરી સુફેદ પોશાકમાં, બ્લુ ડોળા અને હસતા ચેહરાની કાળા પોશાકમાં સજ્જ થએલી અદભુત ખુબસુરતી સાથની એક શાહજાદીનાં રૂઆબ સાથની એલીસ, અને તે ઉંચો પોહળાં ખભા સાથનો પેહલવાની તોરનો ખુબસુરત મગરૂર ચેહરાનો જવાન! તે એક ચીતારાની પીછીને જેબ આપે તેવું જ એક દીલજીત ચીત્ર હતું.

એલીસની અજાયબી વચ્ચે ઓલખાંણ થયા બાદ ઉભો રહીને થોડીક વાતો કરી ચાલી જવાને બદલે લોર્ડ આરડને કરારને જીવે ત્યાં બેઠક લીધી.

"માહારા દેશની એક બાનુને મળવાની ખુશાલી આજે માહારે નસીબે થશે એમ મેં ધારેલું નહી." તેણે કહ્યું. અને એ સાંભળી કલેર મીઠું હસી.

"તમે દેશેદેશમાં એટલા ફરેલા છો," તે બોલી. "કે હું અજબ થાંઉછ કે તમારા દેશની બાનુને તમે ઓળખીબી શકોછ."

"એવી ભુલ માહારાથી કદી થાય નહી." તે ધીમે ધાડે સાદે બોલ્યો.

ત્યાર પછી તેઓ બેઠાં અને તરેહતરેહની વાતો ચાલી. થોડી-કવારમાં એલીસ પોતાની બોશાક ભુલી ગઇ અને બાહોશીથી વાત કરવા લાગી તે એટલે સુધી કે હિમત કરી તે જવાન ઉમરાવનાં ચહેરામાં વટીક તે જોઇ શકી. તે એક ઉમરાવી ચહેરો હતો, અને એવો કે એલીસ સમજી શકી નહી કે તે તે ચોક્કસ છાપ શાંનો

હતો ? હદબાહેરની મગરૂરીનો ? મક્કમતાનો કે શુદ્ધતાનો ? તેની મર્દાનગીભરી ખુબસુરતી એવી કીસમની હતી કે ખરેજ તે સેન સીબીસચીઅનનું પીકચર જ યાદ કરાવતો હતો.

"તમે ઘણું ફરેલાં છેઓ મીસ કેન્ટ ?" તેણે પુછ્યું.

"નહીજી," તે બોલી. "માહારા દીલની તે એક મોટામાં મોટી ઉમેદ છે મગર હજી સુધી હું તે પાર પાડી શકી નથી."

"આપણાં જીગરની ઘણી જ થોડી મુરાદો પાર પડતી હશે." તે બોલ્યો અને આ પહેલી જ વાર એલીસ જોઇ શકી કે તેની અદાઓ ગંભીર બલકે શોકાતુર હતી, એકાએક પામનું મોટું ડાંખળું હાલ્યું અને મેડમનો હસ્તો ચેહરો તે વચ્ચેથી ડોકાવતો જોવાયો.

"કેવું શાંત પીકચર" તે આવતાંની સાથે હસી. "ને હું તમો લોકને ડીસટર્બ કરતેબી નહી પણ મીસ કેન્ટ, તમારા ઈંગ્લીશ બેલાડ થોડાંક ગાઈ સંભળાવશો તો હું ઘણી ઉપકારી થઇશ."

એલીસ જવાબ કરે તે પહેલાં ત્યાંનાં મોટાં ઘડીઆળમાં બરાબર દસની ટકોરી પડી અને તે અભાગણી ચોંકી. અરે બરાબર દસને જ ટકોરે, ખુનનાં આરોપસર તેણીને પહરે જ કરવામાં આવી હતી તે દુખી ગઇ ગુજરી એકાએક પાછી ઉભરી આવી. તેણીના ચહેરા ઉપરનો ફેરફાર મેડમે જોયો અને તેણી કાંઈ જુદું જ સમજી.

"તમારે ફરકમંદ થવાની જરૂર જ નથી મીસ કેન્ટ," તે માયાથી બોલી. "હું તમોને ખાતરી આપુંછ કે તમારા મ્યુઝીકથી બધાંને ઘણી જ મજાહ મળશે."

લોર્ડ આરડન ઘણી છટાથી નમ્યો. અને પોતાનો હાથ લંબાવ્યો.

"હું તમોને પ્યાનાં આગળ લઇ જાઉ ?" તેણે કહ્યું. "લાંબે વખતે ઇંગ્લીશ મ્યુઝીક સાંભળવાની મોજ માટે આતુર થઈ રહ્યો છું." અને એકાએક ગાયનનો જુસ્સો તેણીને ઉભરી આવ્યો. અને તેણીએ કદી નહી ગાયું હતું એવું ઉમદા તે દિવસે તે ગાઇ રહી.



# પ્રકરણ ૨૫

## કીસમતનાં ખેલ

કીસમતનાં ખેલ ઓર તરેહનાં હોય છે. નસીબનાં નખરાંથી તરેહ તરેહનું થાય છે, તેજ મુજબ એલીસ કેન્ટનું તકદીર તેણીને કયાં ઘસડી જતું અને શું કરી બતાવાતું હતું તેનાં એકબી ખ્યાલ વગર તે તો નસીબનું ચક્કર તેણીને જેમ ફેરવતું રહ્યું તેમ તે ફરતી રહી.

મેડમ સેન્ટ લુસનું તે દમામદાર સલુન હંમેશ ક્રીમ ઓફ સોસાયટીથી જ ભરાતુ. સઉથી ઉંચે ખાંચરેનાં જ લોકો ત્યાં જોવાતાં, અને જયારે તે મોટો ઇંગ્લીશ અર્લ હાથ આપીને ખુબસુરત મીસ કેન્ટને પ્યાનાં નજદીક લઇ ગયો ત્યારે લોકો વખાંણુની નજર તે તરફ ફેંકતાં રહ્યાં.

"મીસ કેન્ટ ?" એક નામાકીત, મોટી મુછવાળા સ્ટેટસમેને ભવાં ચઢાવી તે નામ યાદ કર્યું. "મીસ કેન્ટ ?" એક મોઢેથી બીજે મોઢે તે નામ ઉઠી રહ્યું.

અને એલીસ ગાવા બેઠી. ગાયન ગાનારાનાંબી તરેહ તરેહનાં અવાજો હોય છે. બે તદન જુદી જ રીતનાં અવાજો છતાં તેટલા જ મીઠા હોઈ શકે. અને મીસ કેન્ટે જે ગાયું, તે નહી તો એટલુ સાયન્ટીક હતું કે નહી તો એટલું અઘરૂં હતું છતાં, તેણીએ જે છટાથી, જે જુસ્સાથી ને જે લાગણીથી ગાયું, તે ગમે તેવાં ઉત્તમ મ્યુઝીકને એક કોરે બેસાડે તેવું જ હતું. તે એક નિચા સુરનો અવાજ હતો. કેટલાકો ઉંચાં સુરે ચીચવાઇને તોડી નાખે છે ને આંખ મોઢાનાં ચાળા કરી બહુ મહાભારતમાં ખપવા જાય છે તેવું કશું જ તેણીમાં હતું નહી. તે તો એક ઉંડો, ખુલ્લો, મીઠો અને જોરાવર અવાજ હતો એવો કે જે સાંભળનારાંનાં ખુદ જીગર ધડકાવી મેલતાં, તે એકાદ સ્ટેજ દીપાવે કે ઓપેરા હાઉસનાં ખુણે ખુણામાં ગણગણી

રહે તેટલો મોટોબી વળી નહોતો. એક મોટા ડ્રોઇંગ રૂમમાં સ્પષ્ટ સમજાય તેવો તે જોરાવર છતાં કોમળતાથી ભરપુર સરોદ હતો જેનો બોલે બોલ ત્યાં ખુલ્લો સમજાતો હતો. અને જે ગાનારાંને એક મોટામાં મોટું ઉત્તેજન, અને માન મળવું જોઇએ તે હાલ તેણીને મળતું હતું–તેણી ઉપર ધ્યાન આપનારી શાંતી ને ચુપકીદી—

લોર્ડ આરડન પ્યાના આગળ ઉભેલો હતો. અને તેણીએ ગાયું તે બધો વખત એક પળવાર બી તેની નજર તે ખુબસુરત ચહેરા ઉપરથી હટી નહી. અને તે ઉપરની પવિત્રતા, સુંદરતા અને જુસ્સો જોઇ તે અજબ થઇ ગયો. વળી તાજુબી કરનારૂં તો એ છે કે તે એમ તેણીની સુંદરતાની બારીકમાં બારીક તપાસ કરી રહ્યો હતો એ માટે તે પોતે કેવળ બેખબર હતો. અને જયારે "બની શકતેનું" તે ગાયન ગાતાં તેણીએ પોતાની બેહસ્તનાં ફુલ જેવી ચશ્મો ઉઠાવી તેની તરફ જોયું ત્યારે તે જીગરમાંથી તેનાં જીગરમાં શું દાખલ થયું અને તેનાં જીગરમાંથી તેણીનાં જીગરમાં શું જઇ બેઠું તે માટેબી જેટલું અજબ જેવું તેટલું જ ખરૂં છે, કે તે પોતે તો તે માટે તમામ બેખબર જ હતો.

"પાછું એ જ ગાયન ગાશો ?" લોર્ડ આરડને માંગી લીધું. "માહારાં માતાજી એક ઘણાં મધુર ગાનારાં હતાં અને એ ગીત એવણનું માનીતું હતું."

તેણીએ ખુશીથી પાછું ગાયું અને એ જ ગાયન છેલ્લીવાર પોતાનાં ધણીને ત્યાં એક દીવસ કેપટન આરચી ડગ્લાસ પાસે ગાયલું તે યાદ કરી શકી અને એ ખ્યાલથી તેણીનો ચહેરો ફીક્કો પડયો, દુખી ગઇ ગુજરી ઉભરી આવી અને એવા તો દુખી સાદે ને લાગણી ભર્યા અવાજે તેણીએ ગાયું કે લોર્ડ આરડન પાછો પોકારી ઉઠયો.

"એક જ વખત પાછું ગાવો," તેણે અરજ કરી, "આ ગાયન સાંભળતાં માહારાં માતાજીને જાંણે હું પાછો જોઈ રહ્યો હોવુંની તેમ જ મને લાગેછ." અને ખચ્ચીત તે જે રીતે તેણીનાં

ગાયન ઉપર ધ્યાન આપતો હતો તેથી જોવું સહેલ હતું કે તેની ઉપર કેવી ઉંડી અસર થતી હતી.

"તમને શેકસ્પીઅરનાં તે મ્યુઝીકમાં બેસાડેલા બોલોવાળું ગાયન યાદ છે–Blow blow thou winter wind ? વાળું ?" તેણે પુછયું.

"હા મને તે આવડે છે," તે બોલી, અને ફરી એકવાર તે મધુરો અવાજ તે ડ્રોઇંગ રૂમમાં ગાજી રહ્યો.

તે ગાતાં ગાતાં તેણીનાં ધણીનો ચહેરો તેની નજર સામે ખડો થયો, તેણીએ પોતાની જવાનીનો ભોગ તેને આપ્યો હતો, પ્યાર વગરજ઼ી, તે તેની સાથે પરણી હતી, જે ખજાનાની કિમત તેણે કેમ કરી ? મરતી ઘડીએ તેણીને દુન્યા સનમુખ એક ખુની ઠેરવી તેણે તે બદલો આપ્યો હતો, રે ખુદા શીઆળામાં વાતી છરીની ધાર જેવી ઠંડી, જીગર કંપાવી મેલનારી હવા કદીબી, તેણીનાં જીગરમાં જે ચમટા તુટતા હતા તેથી વધુ કારી હોઈ શકે ? તે ગાયનની લીટી ઉપર તે વિચાર કરવા લાગી.

પોતાની જ કહાંણી દરશાવતી હોય, પોતાનું જ દુખ તે રડતી હોય એટલી લાગણીથી તે ગાવા લાગી અને જયારે તે ગાયન પુરૂં થયું ત્યારે તે જોઇ શકયો કે તેણીની મીઠી આંખો આંશુથી ભરાઇ ગઇ હતી.

"તમે આ ગાયન ઘણી લાગણીથી ગાયું." તે બોલ્યો.

"હા," તેણીએ જવાબ કર્યો. અને આનાં પછી–આ ગાયન ગાયા પછી હું હવે એક લીટીબી બીજાં ગાયનની ગાઇ શકું નહી."

મેડમ ત્યાર પછી ત્યાં આવી તેણીનો ઉપકાર માન્યો. અને પેલા ઇંગલીશ એલચીએ તેણી સાથે ઓળખાંણ પાડવાનું એટલું ઓાજરખ્વાઇથી માંગી લીધું કે તેણી તે ઇન્ટ્રોડકશન ના પાડી શકી નહી, એથી બન્યું એમ કે બીજો અડધો કલાક એલીસ તે સઉથી નામાકીત અને બાહોશ સ્ટેટસમેન સાથે વાતે રોકાઇ. તે એક નવોજ અનુભવ તેણી માટે થયો છતાં તે જરા પણ તે મોટા માંણસ સાથે વાત

કરતાં અચકાઇ કે ગભરાઇ નહીં સામી તેણીની બાહોશી હુસ્યારી, રમુજ અને ચાલાકી જોઇ તે મોટો નામાંકીત માંણુસ હેરત રહ્યો. અડઘો એક કલાક તેણીએ ખુશાલ વાતમાં તેની સાથે ગાળ્યો જેવામાં ઉંચું જોતાં ગંભીર ચેહરે તેણીએ લૅાર્ડ આરડનને પોતાની તરફ જોતો પોતાની બાજુમાં ઉભેલો દીઠો..

"હું તમારો ઉપકાર માનવા આવેલો છેઉં મીસ કેન્ટ." લૅાર્ડ આરડને કહ્યું "મને ત્યારની વાર થઈ તેમ કરવાનો કાંઇ લાગજ મળ્યો નહી. તમારાં મીઠાં મ્યુઝીકે મને જે મજાહ આપીછ તે હું દરશાવીબી શકતો નથી, માહારી છોકરવાન ઉમરમાં હું તમામ પોએટ્રી અને રોમન્સનાં વિચારોથી ભરેલો હતો, માહારી મુસાફરી દરમ્યાન તે ખ્યાલો કાંઈક મેં તજી દીધા હતા, જે બધા આજે તમારા ગાયનથી પાંછા તાજા થયા છે, વધુમાં જે મને ખરી લાગણી પેદા કરી શકીછ તે તમારો અવાજ છે ને તે માહારાં મરનાર મધરને એટલો મળતો આવેછ કે મને તે વાહાલાં મુરબીની યાદ જ પાછી જોશથી તાજી કરે છે. મીસ કેન્ટ, માહારી જીંદગીનો એકલો પ્યાર મેં માહારા માતાને આપ્યો હતો. માહારાં ભલાં વહાલાં મમાં–તેવણુને મેં એટલાં બધાં ચાહ્યાં બલ્કે પુંજયાં હતાં કે તેવણુનાં મોહતથી મને નહી ખમાય તેવો એક જણુન ફટકો પડયો હતો."

"એવીજ રીતે મેં માહારા પપાને ચાહ્યા હતા" એલીસે કહ્યું "એમ કે?" તે બોલ્યો, "ત્યારે તો તમો માહારી લાગણી સમજી શકશો"

"હાજી," તે ધીમું બબડી.

"એ કેવું અજબ જેવું છે," તે બોલ્યો, "કે એકજ જણુનાં મોહતથી આપણી જીંદગી અંધકાર ભરી થઇ જાય છે,"

તેણી ગભરાટથી ફીક્કી પડી. અરે હા ખચ્ચીતજ, એકજ જણુનાં મરણથી તેણીની જીંદગીનું તમામ તેજ લુટાઈ ગયું હતું. તે બાપડીની જવાન જીદગી કંગાળ થઇ પડી હતી તે તેણીનાં સિવાય કોણુને ખબર હતી? રે ખુદા એકજ તે મરણુનાં સબબે, તેણી ફાંસીને

વાંકડે ચઢતી બચી ગઇ એટલી હદ સુધી અંધારી તેણીની જીંદગી થઇ પડી હતી એ ખ્યાલથી તે ગુલાબ સમ ચેહરાએ પોતાનું તેજ તાબડતોબ ખોઇ દીધું.

"મેં તમને દુખી કર્યા ?" લૉર્ડ આરડને ઉતાવળે ઇન્તીજારીથી પુછ્યું "મેં દુખી ગઇ ગુજરી તાજી કરી ?"

"માહારા પપા ગુજરી ગયા ત્યારે મને એટલું લાગ્યું" તેણી બોલી, "કે તે જાલમ ફટકાથી હું પોતે લગભગ મરી ગઇ."

"હા, એક વાહાલાંનાં મોહતથી ઘણું જ લાગે એ તો ખરૂં." તેણે કહ્યું. "પણ મીસ કેન્ટ તમે જાણોછો, કે આપણું વ્હાલું આ તકલીદી દુન્યાની જુઠી માયા તજી પેલી મીનોઇ જેહાંનમાં વધુ સારા દરજજા અને પવિત્ર માયામાં જાય, ત્યારે એ ખ્યાલથી આપણે સંતોષ પકડવો જોઇએ ને એટલું દૃખી થવું જોઇએ નહી તે પેલી જેહાનમાં બેહરતનાં સુખમાં સુખી છે એજ ખ્યાલ રાખી આપણી જીંદગી કગાંલ કરી નાખવી જોઇએ નહી."

"કરવું તો નહી જોઇએ," તેણી બોલી. "અને તે છતાં આપણે કરીએછ. તમે માનશો લોર્ડ આરડન માહારા પપાનાં મોહત પછીથી મને સુર્ય આગળનાં તેજથી ચમકતો હોય તેમ લાગતું જ નથી."

"તમે મોહતને આટલાં સાચાં નિવડો છો, તો જીંદગીને તો બેશ્ચીત જ સાચાં હશો," તે લગભગ મનથી બોલતો હોય તેમ ધીમું બબડયો.

ફરી એકવાર તેની નજર તે ખામી વગરની સુંદરતા ઉપર ઠરી રહી. તેની બારીકે બારીક મનોહર કારીગરી તે ઉલટથી નિહાળવા લાગ્યો.

"હું એક સવાલ પુછું તો મને માફ કરશો ?" તેણે તે પછી કહ્યું. "મને કહેશો મીસ કેન્ટ કે તમારી આટલી બધી દમામદાર સુંદરતા અને દેખાવતી ઉંચ ખસલત છતાં તમો અતરે કંપેનીઅનની જગ્યા ઉપર શા માટે છો ?"

તેણીએ એવી તો ગરીબાઇ ભરી છતાં મનોહરતાથી ભરપુર અદાએ તેની તરફ જોયું કે તેને જીંદગીભર એ તેણીનો દેખાવ યાદ રહી ગયો.

"હું ધારૂંછ કે તમો કાંઇ ભુલ કરોછ," તે નરમીથી બબડી "ખરી વાત એ છે કે માહારા પપા એક જેન્ટલમેન હતા. માહારાં માતા કે જેવણુ મને છેકજ નાહાની મુકી ગુજરી ગએલાં એટલે મને યાદ નથી, તેવણુબી એક લેડી હતાં. છતાં અમે કાંઇ તવંગર હતાં નહીં. મારા પપા એક ડોકટર હતા. અને જીંદગીનાં પાછલાં વરસોમાં તેવણુ બિચારા ઘણી ગરીબ સ્થીતીમાં આવી ગયા હતા. હું અતરે ઘણી નાદાન ઉમ્મરે ઇંગ્લીશ ટીચર તરીકે અહીં આવીને ઠર પડી હતી. હું આશા રાખુંછ કે હું ઉંચ તોખમની નથી ને સાધારણ માબાપનું ફરઝંદ છું એમ માહારા કહેવાથી તમારી માહારા જોગી લાએકીમાં કાંઇ ફરક તો પડશે નહી?"

"તમે સાચું કહ્યું તેથી ફરક પડે?" તેણે અજાયબીથી પુછયું. "બચ્ચીત જ નહી સામાં મારાં માનમાં તમો ચઢતાં થયાં છો કેમકે સચ્ચાઇ એ સદગુણ હું સઉથી વખાંણું છું."

મીઠા શબ્દો! તેણી ખુની તરીકે જણાઇ હતી અને એજ શબ્દોનાં એલકાબથી ઓળખાઇ હતી, તેને મનથી આ શબ્દો ખજાનાં મીસાલ થઇ પડયાં. અને તે મધુરો ચેહરો સુખમાં ઠરી રહ્યો.

તે સુખી સાંજ પુરી થઈ. અને જો કે તે પચીસમી મેનો મંગળવાર હતો છતાં ગઇ ગુજરીનાં એકપણ ખ્યાલ વગર એલીસ કેન્ટ આ પહેલી જ વાર મીઠા સ્વપનાં જોતી ઉંઘમાં પડી.

---

## પ્રકરણ ૨૬

### "શાહાજાદી જેવી દમામદાર આ છોકરી છે કોણ?"

"એલીસ," કલેરે હસતાં કહ્યું. "મે શું હંમેશ નથી કહ્યું તમને કે તમે ઘણાં જ સુંદર છેઓ! તો હું માનુંછ કે મમાં કહેછ તેવણુનું માની જો તમે સોસાયટીમાં ભેળાતાં થાઓ તો તમારા જેટલું ખુબસુરત અને બ્રીલીઅન્ટ બીજું આખી પેરીસમાં કોઇ મળે નહી. ગઈ કાલે રાત્રે તમોને જોઇ એકેએક જણુ છક થઇ ગયું. પણ મને કેહોની તમે પેલા મોટા અર્લ લોર્ડ આરડન માટે શું ધાર્યું!"

એ સવાલ થતાં તેણી ચોંકી પોતાનાં ખ્યાલોમાંથી જાગ્રત થઇ અને જવાબ આપવાની કોશીશ કરી, પણ પોતાનાં વિચારોનાં શબ્દો તે ઘડી શકી નહીં. તેણીએ પોતાનાં જીગરમાં શું હતું તે જાંણવા માંગ્યું અને તે જાંણી ગભરાઈજ ગઇ કે આખો વખત તે તો કેઠી લૉર્ડ આરડનનાંજ ખ્યાલો, તે શું બોલ્યો હતો, ને શું કહ્યું હતું તે યાદ કર્યા કરતી હતી.

" હું કહી શકતી નથી કલેર," તેણી આખરે બોલી " ગમવા માટે પુછેછ પણ તે સારૂં મેં વિચાર કર્યો નથી. એટલું તો ખરૂં કે આવા એક ગૃહસ્થને હું માહારી જીંદગીમાં આ પહેલી જ વાર મળી"

" તમોએ તેવણને ઘણાં ઇમપ્રેસ કરેલા લાગ્યા " તે પટપટ બોરી હસી " ને એ એલીસ હું ઇચ્છુંછ કે તમેબી બીજી છોકરીઓ જેવાં જરા ઉમંગી, મોટી મોટી આશા રાખનારાં ને તમારી ખુબસુરતી માટે મગરૂર હતે તો એક મોટાં લગન-પણ અરે લગનને નામેજ તમે કેટલાં કમકમો છો, જાંણે મેં એકાદ ઝેરી કોબરાની વાત કરી હોય તેમ"

" મને લગન કરવા ગમતાં નથી" તે બબડી.

" એ ખોટા ધખારો છે, " કલેરીસે કહ્યું " એક વખત તમોને ખરાં દીલથી ચાહનારો એક લવર મળવા દેઓ પછી તમે એવું બોલી શકવાનાં જ નથી; પણ એલીસ તમે જાંણોછ કે ?" અને તે ઘણી ઉલટમંદ નજરે આવી. " લૉર્ડ આરડન બે દીવસ માટે અહીં આવેલા પણ મમાં કહેછે કે તેવણ બે અઠવાડીયાં રહેવાનાં છે તમોનેબી ગમેછની એવણ અહીં રહેશે તે ?"

" હા, " તેણીએ તમામ નિરદોશતાથી કહ્યું. " હું ઘણી ખુશી થઇ."

" ને તેવણ છે તેટલાં રોજ તમે સાંજે ડ્રોઇંગ રૂમમાં આવશોની ?" કલેરે પુછ્યું " તમોને હું એટલાં ચાહુંછ કે તમારી દરેક ફતેહ, ને તમારૂં સુખ મને સુખી કરેછ એલીસ. "

" ફતેહ ?" તેણીએ અજાયબીથી પુછ્યું. " ફતેહ શાંની ? મને

તો કાંઇ ખ્યાલ નથી કે કશામાંથી મેં ફતેહ મેળવી હોય કશેર. "

" અલબત ફતેહ, " કલેરીસે જોશથી કહ્યું. " એક મોટો નામાંકીત ઇગ્લીશ એમબેસેડર, તમારી સાથે ખાસ ઇન્ટ્રોડયુસ થવાની ઉલટ બતાવે એ શું ફતેહ નહી કહેવાય? કાલે દીવાનખાનામાં કોઇબી બાનું કરતાં સઉથી વધારે તે મોટા માણસે તમારીજ સાથે વાતો કર્યો કરી તે યાદ છેના? "

" ઓહ તે " એલીસે લગભગ બેધ્યાન કહ્યું. " હું દીલગીર છું " " દીલગીર? " માહા અજાયબીમાં સુંદર કલેરીસે પોકાર્યું. " દીલગીર કાએ? "

" કોણ જાણે " એલીસ હસી. " તે મોટા માણુસનો કિમતી અડધો કલાક રોકવા માટે હું દીલગીર છું એમ હું કહેવા માંગુંછ "

" પણ તેવણ તો તમારી સાથે વાત કરતા ઘણાં આનંદમાં જણાતા હતા " કલેરીસ હસી " એટલા બધા કે કેટલીક બાનુંઓને તો મેં અદેખી વટીક થતા જોઈ "

" માહારે માટે કોઇએબી અદેખું થવાની જરૂરજ નથી " એલીસે એક હાય સાથે કહ્યું.

" તમને ખ્યાલ નથી કે તમારી મ્યુઝીકે વળી, તમે બધાંને કેટલાં દીવાનાં કર્યા તે " કલેરીસે કહ્યું અને પછી પોતાનાં વિચીત્ર ખવાસ મુજબ તુરત તે વાત ફેરવી નાખતાં એક બીજીજ ને નવા જ વલાણુ લીધી. " એલીસ, શું તમોને અજબ લાગતું નથી " તે ઘણી ગંભીર થઇ જતાં બોલી. " કે લોર્ડ આરડન પોતાની આટલી દોલત, જવાની, ને મોટાઈ છતાં હજી પરણ્યા નથી? "

" હા " એલીસે કહ્યું.

" મને તો એમ લાગેછ, " તે જવાન ફીલોસોફરે વિચારવંત કહ્યું " એમ લાગેછ કે તેવણ જાણે કશાંની શોધમાં હોયની, તમે કહી શકોછ કે તેવણ શું શોધતા હશે? "

" હું કેમ કહી શકું? " એલીસે ફીકકું હસતાં કહ્યું.

" તેવણ જેને ચાહી શકે તેવી એકની શોધમાં તેવણ હોયની

તેવું લાગેછ, "ક્લેરે કહ્યું" પપા મમાંને કહેતા હતા કે તેવણે અર્લને પુછ્યું કે હજી સુધી તે પરણવાનો વિચાર કાંએ નહી કરતો હતો ? અને તમે શું ધારોછ તેવણે શું જવાબ કર્યો હશે ?"

"હું કાંઈ કહી નહી શકતી"

"તેવણે પપાને કહ્યું" ક્લેરે જણાવ્યું "કે આ દુન્યા મધેનો તેવણુનો પ્યાર એકલાં તેવણુનાં માતા જ જીતી શકયાં હતાં. તેવણુ જેવું કોઈ મળે કે જે તેનાં જીગરનાં ઉડાંણુનો પ્યાર જીતી શકે તે માટે તે ખોટી હતો. તેવણુની માતાને મળતાં-પણ કાંએ એલીસ શું છે તમારો ચેહરો, ઓ બાપરે કેટલો લાલ થઈ આવ્યોછ ?"

" ગરમીને લીધે હશે " મીસ કેન્ટે ઉતાવળે કહ્યું.

" શું લૅાર્ડ આરડને તમોને એમ કહ્યુંછ કે તમે તેવણુનાં માતાને મળતાં છો ?" અજાયબીમાં પોરપરાક પોતાની આંખો ઉઘાડતાં તે ચબરાક છોકરીએ સવાલ કર્યો. તે હાલ માત્ર સોળ વર્ષની હતી અને તેની ઉમ્મર જોતાં ઘણી બાહોશ હતી.

" એવણુ એમ કહે એ શું બનવાજોગ છે ?" એલીસે ઉડાવનારો જવાબ કર્યો. જો કે તે અંદરખાનેથી તો સારી રીતે સમજતી હતી કે એ જ મતલબનું તે ગઇ રાત્રે કાંઇ બોલ્યો હતો ખરો.

અને ઓરેન્જ કોર્ટ તરફનાં તે ઓરડામાં જયારે આ વાતો ચાલતી હતી, ત્યારે તેવાજ એક બીજા કુશાદે સલુનમાં લોર્ડ આરડન મેડમ લુસ પાસે બેઠેલો વાતો કરતો જોવાતો હતો.

" મેડમ," તેણે પુછ્યું. "તમારે ત્યાં રહેતી પેલી શાહાજાદી જેવી દમામદાર અને ખુબસુરત ઇંગ્લીશ લેડી કોણ છે ?"

"તમે શું મીસ કેન્ટ માટે કહો છો ?" મેડમે પુછ્યું.

"હા," લોર્ડ આરડને કહ્યું. " આટલી ખુબસુરત અને દમામદાર શાહાજાદી જેવી બાનૂ માહારી જીદગીમાં આ પહેલી જ મેં જોઇ છે. એ કોણુ છે મેડમ ?"

" હું તેણી માટે ઘણું થોડું જાંણું છું." મેડમ લુસે કહ્યું. "જો

કે તે અમારી સાથે ઘણી પલોટાઇ ગઇ છે. તે પેરીસમાં ઘણાં વરશોથી આવી ને રહી છે, ને અતરેની ઘણી ઉમદા ભલામણ લાવી શકીછ."

"આવી એક બાનું સાધારણ શીક્ષક છે એ માહારી અક્કલ કબુલ નહી કરી શકતી." લોર્ડ આરડને વિચારવંત કહ્યું.

"તે સારાં ઇંગ્લીશ ખાનદાનની હશે એમ માહારી ખાતરી છે." મેડમ બોલી. "માહારી જીંદગી ભરમાં આવી રીફાઇન્ડ છોકરી મેં જવલેજ જોઇ હશે. જો તે મારી સાથે સોસાયટીમાં ભેલ્લાયની તો ઘણે સારે ખાંચરે પરણી શકે."

"તમે ખચ્ચીતજ એમ તો નહી કહેવા માંગતાં હોય મેડમ," એકાએક ઝડપથી હીઝ લોર્ડશીપે કહ્યું. "કે આવી એક બાનુંએ એક ફ્રેન્ચમેન સાથે પરણવું જોઇએ?"

મેડમે તેનાં નારાજ લગભગ ગુસ્સે થએલા ચહેરામાં જોયું ને તે ખુશાળ હસી.

"દરેક ફ્રેન્ચમેન પરણે છે ત્યારે પોતાની મોહરદાર તરફની મોટી રીતની આશા કરે છે," મેડમે મોઘમ કહ્યું. "તે મીસ કેન્ટ પાસે રીત લાવવાની હોય એમ લાગતું નહી. તે છતાં જો એક ફ્રેન્ચમેન તેની સાથે પરણે તો–વેલ–તો તેણીનાં સારાં નસીબ જ કહેવાયની?"

"મીસ કેન્ટ એક રાંણીને શોભાવે તેવી ખુબસુરતી ધરાવેછ તેજ તેણીની "રીત" છે," લોર્ડ આરડને જુસ્સાથી કહ્યું. "મેડમ, આવી એક અદભુત સુંદરતા આગળ પૈસાની તુચ્છ રીતની કોણ પરવાહ કરે? તેણીનો અવાજ તેજ તેણીનો પેહલા નંબરનો ખજાનો છે."

મેડમ હસી.

"તમારી અને માહારી આંખમાં તેમ લાગે," મેડમે કહ્યું. "પણ ફ્રેન્ચ લોકો લગનનું સેટલમેન્ટ કરતી વખતે એવા વિચારો કરતા નથી."

"હું આશા રાખુંછ કે તે કોઇ દહાડો કોઇ ફ્રેન્ચમેનને પરણશે નહી." તેણે કહ્યું. અને તે અજબ થયો કે તે એમ શા માટે બોલતો હતો. "પણ તે છે કોણ મેડમ? તે કએ ગામથી આવી? કેન્ટ એ ઘણું જવલેજ વપરાંતું નામ છે."

"તેનું ગામ કયું છે તે મેં ચોક્કસ પુછ્યું નથી." મેડમે કહ્યું. "લંડન આગળથી આવેલી હોય એમ લાગેછ. તેનાં બાપ કોઈ ડોકટર હતા અને તેવણનાં મરણથી તેને ઘણું લાગ્યું એમ જણાય છે. સગું વાહલું તેનું કોઇ નથી. દુન્યામાં તદન એકલી અટુલી છે. ને ઈંગ્લીશ લેસન્સ આપી તે પોતાનું પુરૂં કરે છે."

"ગરીબ બચ્ચું," લગભગ બેધ્યાનપણે તે આ કાહાંણી સાંભળી બબડયો. અને તેનાં ગયા બાદ પછીબી ઘણો વાર મેડમ વિચાર કરતી બેસી રહી.

"હલ્લો એલીસ, જોયું કે લોર્ડ આરડન આપણી આગળ જ આવી રહ્યા છે, મને નહી ખબર કે એરેન્જ કોર્ટ તરફનો રસ્તો એવણને મળી શકશે."

"ઈંગ્લીશમેનને બધા રસ્તા મળી શકે છે," એલીસે કહ્યું. અને તેવામાં તો તેઓ હતાં ત્યાં લોર્ડ આરડન આવી લાગ્યો.

તેણે એલાર પેલાર ઘણી વાતો ક્લેરી સાથે કર્યા કરી જ્યારે તે બધો વખત તેની આંખો તો એલીસનાં મનોહર મુખડા તરફજ ટીકાયલી હતી.

ત્યારબાદ તેણે મીસ કેન્ટ સાથે ચોપડીઓ અને લેખકો વિષે વાત કરી અને તે જોઈ શકયો કે બન્ને બાબદ ઉપર તેણીના વિચારો ઘણાં ઘડાયલા હતા.

"તમે ઘણું વાચેલું લાગેછ મીસ કેન્ટ," તેણે કહ્યું.

"હાજી," તે બોલી. "હું અતરે આવી તે આગળજ એટલી એકલી પડી ગએલી કે ચોપડીઓ તેજ મારાં એકલાં સાથી હતાં."

લોર્ડ આરડન આશરે પાંત્રીશેકની ઉમ્મરનો હતો. તે સચ્ચાઈને ચાહાનારો, ઉચ વિચારોનો પવિત્ર ખ્યાલોનો લાખ્ખોનો માલેક જવાન અને ખુબસુરત હતો. આજ સુધી પ્યાર કે પરણવાનો ખ્યાલ તો તેણે કદી કર્યોબી નહોતો. કેટલાક તુચ્છ બુદ્ધીનાં હલકી વાસનાંનાં જવાનો જેવાં ચેડાં ઘેલાં પણ તેણે કદીજ કોઈનાં જીગર સાથે કાઢયાં નહોતાં. તેની "આઇડીઅલ" તે તેની મરનાર, ને જવાન ખુબસુરત માતા

હતી. અને તેનાં જેવું કોઈ મળે તોજ તેની સાથે પરણવું એ તેનો દૃઢ વિચાર હતો. અને હવે જ્યારે તેજ વાહાલી મરનારનાં સાદને મળતા આવતા સાદની, પવિત્ર સુંદરતા ધરાવતી આ છોકરીને જોઇને જોઈ, હજી તો બે દીવસ થયા હતા તેટલાં જ તેણે વિચાર કર્યો કે તેણીને પોતાની મોહરદાર થવા કાંએ તે નહી પુછી શકે ? જ્યારે પેલી તરફ પોતાની અંતરની લાગણીથી હજી બેખબર ને નિરદોશ, એલીસ કેન્ટ પણ પોતાનું જીગર તેને અર્પી ચુકી હતી.

---

## પ્રકરણ ૨૭

### " ઓ ખુદા, શું હજીબી સુખની આશા માહારે માટે છે ? "

" લે ફેનટેન્સ " જેવા બાહાદશાહી મકાનની જાહોઝલાલીમાં, ભલી મેડમલુસ અને હેતવંત કલેરીસની કંપનીમાં રહેવાથી કમનસીબ એલીસે એમજ માની લીધું કે તેણીને સંપુર્ણ સુખ મળી ચુકયું હતું. મગર સંપુર્ણ સુખ શાંને કહે, ખરૂંજ સુખ કઈ કિસમનું હોઇ શકે છે તે તો તેણીએ હજી જાંણવાનું હતું.

એટલા માટે જ્યારે લોર્ડ આરડનનો ભલો ખવાસ અને ખુબસુરત દેખાવનાં વિચારો તેણીને થતા રહ્યા તેથી અજબ થવાનું નથી. એમ છતાં, તેમ થવાથી તેણી કોઇબી રીતે આગળ પડી તેની કંપની શોધતી જતી એવું કાંઇ જ નહી હતું. તે જ જ્યારે તેણીને બોલાવતો આવતો ત્યારે તે બોલતી. સવારનાં જ્યારે મેડમ તો ભર ઉંઘમાં ઉંઘતી ત્યારે તે વહેલો જાગતો અને એ ઓરેન્જ કોર્ટ તરફ પડતાં બાગમાં લટાર લેતો જોવાતો હતો. એક દીવસે કલેરે તેને હસતાં હસતાં પુછયું કે કાંએ એટલો વહેલો ઉઠતો હતો ?

" પક્ષીઓ પોતાનાં માળામાંથી બાહેર આવે છે ને સુર્યનું પહેલું કીરણ ઝળકી રહેછ પછીથી મારાથી બીછાણામાં રહી શકાતું જ નથી. "

---

" માહારા બાબમાં બી તેમજ છે." એલીસે કહ્યું. " સવારનો વખત બિછાણામાં કાઢવો તે કિંમતી વખત બગાડયા બરાબર છે."

" આજ વરશો થયાં હું સન રાઇઝ જોવાને ચુકયો નથી." લોર્ડ આરડને કહ્યું. " ને મારે મન તે દુન્યાનો સઊથી સુંદર દેખાવ લાગે છે."

" સુર્ય ઉગતો જોવો એ માહારે મનથી બી એક પહેલા પ્રકારની મોજ સમાન છે." એલીસે ધીમેથી કહ્યું.

" મને લાગેછ." કલેરે તેવામાં ટાહુકો પુર્યો. " કે લોર્ડ આરડન ને મીસ કેન્ટનાં વિચારો બધી બાબદમાં સરખા જ છે."

" ને તે સાંભળી હું ખુશી છું." લોર્ડ આરડને તુરત કહ્યું, " કેમકે હું કુદરતનો એક મોટો પરસ્તાર છું, ને એ બાબદમાં મારી સાથે કોઇબી મળતું થાય એ ખુશીની વાત છે. ઉગતા સુર્યનો ઝળકાટ, ગમે તેવા સુંદર બોલ રૂમની ભભુકદાર રોશની કરતાં મારે મનથી વધુ તેજસ્વી છે, જંગલનાં પક્ષીઓનાં ગાયન, ગમે તેવા ઉંચા ઓપેરાના મ્યુઝીક કરતાં હું આલા ગણું છું."

" માહારા ખુદાય કેવા વિચારો !" કલેર હસી. " ઓ લોર્ડ આરડન તમારા આવા વિચારોથી તમે આજકાલનાં વિચારની એકાદ "પેરીશ્યન" ને કદી પરણી શકો નહી જો."

" બેચ્ચીત જ નહી." લોર્ડ આરડન એકમત થયો અને તેની આંખો તેની સામેનાં મનોહર ચેહરા તરફ ફરી પણ એલીસ તો નજર નીચી નમાવી ઉભી હતી.

" તમારા વિચારોનાં ને તમારા જેવા ગૃહસ્થો, નોવેલ સિવાય ખરી જીંદગીમાં બી હશે એમ મેં કદી નહી ધારેલું." કલેરીસે જણાવ્યું.

" હું નોવેલમાં આઇડલ માંણસનો ભાગ ભજવી શકુ તેવો જરા બી નથી." લોર્ડ આરડને હસીને કહ્યું. " કોઇ બી લેડી લખનારી મને પોતાની વાર્તાનો "હીઅરો" બનાવે એમ હું ધારતો નહી."

" હું તમારી સાથે એકમત થઇ શકતી નથી." કલેરીસે કહ્યું અને તેઓ બન્ને ઘણી ઉમંગી તકરારમાં ઉતરી ગયાં.

એલીસ હસ્તે ચેહરે તે વાતો સાંભળતી ઉભી. તે જવાનની હાજરીથી તેણીનું જીગર ખુશાલીથી ધ્રુજતું હતું. તેનો અવાજ એક મધુરા મ્યુઝીક પેઠે તેણીનાં કાનમાં મીઠો ગણુગણાટ કરતો હતો. અને તે મગરૂર છતાં માયાલુ ને નોબલ ચેહરાની ચમક અને મર્દાનગીભરી ખુબસુરતી તેણુના આંખો ખુશીથી ઠેરવી દેતી હતી.

તે તેણી આગળ હતો તે એક કલાક ખુશીનો તે બાપડીને ઝાળી લેવા દો ! આજે સુર્ય વધુ તેજથી ચમકતો હતો, ઝાડનાં પાંદડાં વધુ જ લીલા કંજર જેવાં લાગતાં હતાં, કળીઓ વધુ જ નાજુક ને રલીઆમણી દેખાતી હતી. પક્ષીઓ બેવડાં મીઠાસથી ગાતાં હતાં અને કુલ ખલકત વધુ તેજમાં ખીલી રહી હતી એ પોતાનાં મનથી કબુલ કરતાં એલીસ હસી.

તેવામાં તે હવે ક્લેર આગળથી હટી જઇ તેણી આગળ આવી બેઠો અને જ્યારે કોઇ દિવસ નહી અનુભવેલી તેવી એક શાંતી ને સુખની બેખુદી તેણી ઉપર એકાદ પળ ગાલેબ આવી. અને ક્લેરને એકદમ વિસારી મેલી તેઓ એકમેકની બાબદમાં એટલાં લીન ને ચકચુર થયાં કે કબુતરને દાણાં નાખતી તે હસ્તી ક્લેર વટીક ડોળા ફાડી ફાડીને તેઓ બન્નેને જોવા પડી. અને તે નાહાની ને નાદાન છતાં મનમાં મલકાઇને મોઘમ હસ્વા લાગી.

તે દીવસે તે બન્ને જણીઓને વરસેલ્સ લઇ જવાની પરવાનગી લોર્ડ આરડને મેડમ પાસેથી મેળવી લીધી.

એ ફ્રેન્ચ કાયદો હતો નહી, એમ તેણીએ જણાવ્યું છતાં મીસ કેન્ટ જેવી ઠરેલ છોકરી "શેપરોન" તરીકે સાથે હતી તેથી તેણી રજા આપતી હતી એવું કહ્યું.

તે બે મહીનાંનો એક છેલ્લો દિવસ હતો. એક યાદગાર દીવસ. કે જ્યારે બેહસ્તનાં સુખનો પેહલો ખ્યાલ એલીસને તે જ દીવસે થયો. તેણીની જીંદગી જ ખુદ તે દીવસ પછીથી ફેરવાઇ ગઇ. તેણીને ત્યાર પછીથી બધું ઝળકતું અને સુખકારક જ જણાવા લાગ્યું. અને તેનું કારણ પ્રીય વાંચનાર પવિત્ર પ્યારનો પેહલો પાઠ

સગન !    સગન ! !    સગન ! ! !

બેસતા વરસને દિવસે સગન !

ધામધુમ વખતના સગન !

# તાજી માછલી

નો સ્ટોલ ખોલ્યો છે કે જ્યાં હવેથી હરરોજ સવાર
સાંજ—હરેક જાતની તમામ માછલીઓ—આઇસમાં
મુકયા વગરની જેવી કે

**રામસ, છમના, બોઈ તથા બીજી મનગમતી મચ્છી, બરફ, ફ્રૂટ, જાતજાતની તરકારીઓ, સ્વીટમીટ વગેરે એકદમ સસ્તામાં મલશે.**

માછણો તથા તમારા નોકરો તમુને છેતરે તે કરતાં અમારે ત્યાં એક વખત પધારી અથવા ઓર્ડર આપી ખાત્રી કરો.

બહારગામના તમામ ઑરડરો પર પુરતું ધ્યાન આપી અમારી જાતી દેખરેખ હેઠળ એકદમ તાકીદે પારસલથી મોકલી આપીશું.

ઠેકાણું બરાબર નોંધાવવાની તસ્દી લેજો.

**સીટી આઈસ સપલાઈંગ કુંપની.**

સ્ટોલ નં. ૪૧૭—૪૧૮, કરાફર્ડ મારકેટ—મુંબઇ.

ટેલીફોન નં. ૨૦૦૯૭.

તેણી શીખતી હતી તે હતું. હેત ને બુલંદ હેત કે જે તેણીએ કદી અનુભવ્યું નહોતું કે સ્વપને વટીક તેની બુલંદાઇ, પવિત્રતાઇ, અને જોશનો ખ્યાલ કરી શકી નહોતી, પોતાનાં બાપને કંગાલ્યતમાંથી બચાવા ખાતર પ્યાર વગર પરણેલી—એક સગવડના લગનથી પોતાની જીંદગી કંગાળ કરનાર તે છોકરીને, બેહસ્તનાં સુખની ખ્યાલ કરાવતી તે મધુરી મીઠી લાગણી આ પહેલી જ વાર થઈ રહી.

તે ઘણો ભલો હતો. ઘણો માયાળુ ને સભ્યતાવાળો. એક જરા બી તેણે તેણીને એકલી મેલી જ નહી. અને ટુંકમાં તેણી ઉપર ધ્યાન આપી તેણીનો પડયો બોલ ઉપાડી લીધો, તે જોતાં એવું કદી નહી અનુંભવેલું સુખ તેણીને પ્રાપ્ત થયું “ હું આજે ખુબ મજાહ કરી લઇશ. ” એલીસે મનથી ખ્યાલ કર્યો. “ કારણ આ છેલ્લી જ વારની તે મજાહ હોય બી, ને લોર્ડ આરડન તો થોડા દાહાડામાં ચાલ્યો જશે પછી હું આવા ભલા ને લાએક જવાનને કયાં મળવાની બી છું. ”

અને એ ખ્યાલમાં તે બીજા બધા ખ્યાલો ભુલી ગઈ. તેનાં મરનાર ધણીનું મકાન કે જયાં તે નેહસ્ત કામ થયું હતું તે, તેણી એક ખુની તરીકે ખીચોખીચ ભરાયલી કોર્ટમાં ઉભી હતી, તે બધી દુખી ને કંગાળ ગઇ ગુજરી તેણીએ જબરીથી વિસારી દીધી. તે સ્વર્ગનાં સુખનો ખ્યાલ કરાવતા દીવસમાં એકબી બુરો ખ્યાલ તે દાખલ થવા દેનાર હતી નહી. તેણીનું ખરૂં નામ હેસ્ટર બ્લેર હતું તે વટીક તે ભુલી જનાર હતી.

અને તેઓ વરસેલ્સ ગયાં, તે ભવ્ય અને આગળી જાહોઝલાલીની સાહાદત પોકારતા આલીશાન મકાન કે જ્યારે “ મારી આનટોઇનેટે ” પોતાની સુંદરતાથી, ગ્રેસથી, અને મનોહર હાજરીથી તે મકાન દીપાવ્યું હતું, તે તેઓએ આખું બધું ફરીને જોયું. ત્યાર પછી તેઓ ત્યાંની “ ઓરેન્જરી ” જોઇ, અને એલીસને લાગ્યું કે જમાનાં ને જમાનાં પસાર થવા છતાં આજનાં જેવો રૂડો રળીઆમણો દીવસ ઉગશે નહી.

લોર્ડ આરડન તેણી ઉપર ઘણું ધ્યાન આપતો હતો. રખે કાંઇબી

અકસ્માત થાય ને તેણી તેની બાજુમાંથી જુદી પડી જાય એ બીકે તે દસ મીનીટબી તે આખા દીવસમાં તેણીને એકલી મેલ્લો ગયો નહી.

ઘર આવતાં, ચંડી હવાને સબબે તેણે પોતે એક સુંદર રકાઈ તેણીને એોઢાડી લીધો. અને કોઇની આવી માયાભરી કાળજીથી કમનસીબ ઉછરેલી તે છોકરીને આ બધું ઘણુંજ સુખ પેદા કરનારૂં ને મીઠું લાગ્યું. તેણીએ મનથી ખ્યાલ કર્યો કે જે બી નસીબવાન છોકરી લોર્ડ આરડનની મોહરદાર થશે તે કેટલી સુખી થશે.

અને તે ખ્યાલ થતાં તેણીની આંખો આંસુંથી ભરાઈ ગઈ. રે ખુદા, કોણ તે ભાગ્યશાળી નાર હશે?

તેઓ પેરીસનાં રંગીલા રસ્તા ઉપરથી પસાર થતાં હતાં ત્યારે જીણાં તારાઓ બ્લુ આસમાન ઉપર ઉગી ચુકયા હતા. અને ત્યારે તે વેળા લોર્ડ આરડન એકાએક તેણી તરફ ફર્યો.

"મીસ કેન્ટ," તેણે નરમ સાદે પુછ્યું. "આજનો દાહાડો તમે એનજૉય કર્યો કે?"

"માહારી જીંદગીનો સુખીમાં સુખી આજનો દાહાડો છે." તેણી બબડી.

"સુખીમાં સુખી?" તેણે અજાયબીથી પુછ્યું.

"હા," તે જોશથી બોલી. "સુખીમાં સુખી, અને તેની દરેક મીઠી યાદ મારી સાથે મારી જીંદગીનાં છેલ્લા દીવસ સુધી તાજી રહેશે."

"પણ એવા બીજા ઘણાં બી સુખી દાહાડા તમે ગુજારશો," તે બોલ્યો. "એકજ દાહાડાની યાદ જીંદગીભર તાજી રહી શકે નહી."

"માહારા બાબમાં તેમ રહેશે." એલીસે કહ્યું. "ને બીજો આવો સુંદર દીવસ હું ગુજારવાની હોવું એ હું માનતી નથી."

"મને માફ કરજો," લોર્ડ આરડને કહ્યું. "પણ તમે જવાન ને ખુબસુરત છો, તમારી આખી જીંદગી હજી તો તમારી સામે છે તો ફરીથી બીજો સુંદર ને સુખી દીવસ તમે નહી ગુજારશો એમ કહેવાનું તમારૂં કારણ શું?"

તે આ ઘણી આતુરતાથી લગભગ ઉશકેરાટથી બોલતો જોવાતો

હતો. તેણીનો ચેહરો જોવા ખાતર તે વધુ પાસે આવ્યો અને વાંકો વળ્યો. તેણી ફીકકું હસી.

" આટલોજ બધો સરસ બીજો દહાડો હું ગુજારી શકીશ એમ કેમ કહી શકાય ?' તેણીએ ઉડાવ્યું " કદાપી પાછી વરસેલ્સ હું નહી બી આવું. કદાપી જીંદગીભરમાં પાછી હું તમોનેબી નહી મળી શકું. એટલે આવી જ રીતના બીજા સુખી દીવસની આશા કેમ રાખી શકાય ?

" તમે ભુલી જાઓછ કે History repeats itself " તે બોલ્યો.

તે ચુપ રહી. તે કેમ જીભ ઉપાડી તેને કહી શકે કે ગમે તેવી સુંદર જગ્યા અને ઉત્તમ મજાહ તેની હાજરી વગર તેણીને મન રદ થઈ પડે. જયારે તેઓ ઘર આવ્યાં અને ગાડીમાંથી ઉતરવા લૉર્ડ આરડને તેણીને પોતાનો હાથ આપ્યો ત્યારે એલીસને લાગ્યું કે જોઈએ તેથી વધુવાર, એક ગરમ ઓસ્તવાર પકડમાં તેણે તેણીનો હાથ ઝાલી રાખ્યો હતો, અને પછી એકાએક ઠરાવ સાથે તે વાંકો વળ્યો અને ધીમેથી બબડયો.

" આનાથી બીજા હઝાર ઘણાં રલીઆમણાં દીવસ તમે ગુજારશો. તમે પોતે જેટલાં ખુબસુરત અને મીઠાં છેઓ તેવા જ સુંદર દીવસો !"

અને આ શબ્દોનો મધુરો ગણગણાટ પોતાનાં કાનમાં વાગતો લઇ તે ડ્રોઇંગ રૂમમાં કેમજ જઇ શકે ? તેણીનાં જીગરમાં તો એક નવીજ લાગણીની અગ્ની જળતી થઇ ચુકી હતી, તેણીનો ચેહરો પલકમલક રંગ બદલતો હતો અને એક સુખકારક બેખુદીમાં તેણીની આંખો મીચાઇ જતી હતી તો તેવી વેળા તે ડ્રોઇંગ રૂમમાં જઇ પારકાંઓ સાથે કેમ જ બીજી ત્રીજી વાતો કરીબી શકે ?

તેણી ઝડપી કદમે જેવી પોતાનાં રૂમનાં એકાંતમાં ગઈ તેવીજ સામી તરફ મુકેલી એક આખા કદની આરશીમાં પોતાનો પડછાયો જોઇ તે ડંગ થઇ ગઈ. ઓ, શું સામે ઉભેલી રતાસદાર ચેહરાની

ચળકતી આંખોની, ને હસ્તા રાતા હોઠોની ખુબસુરત અબળા તે પોતે જ હતી કે કોઇ બીજી ? આ મનોહર પડછાયો જોઈ તે સુખનું હસી.

" શું આજે મારામાં આવો અદ્ભુત ફેરફાર પાડી દીધો હશે ?" તેણી અજબ થઇ મનથી બબડી. " જો આવું વિચારવું મગરૂરીભર્યું નહી કહેવાય, તો મને લાગેછ કે હું આજે ઝાડ પરથી તરતનાં તાજા ખીલતા ગુલાબને આબેહુબ મળતી લાગુંછ "

અને જ્યારે કલેર તેણીને ગુડ નાઇટ કરવા આવી ત્યારે વટીક એટલી સુખી દેખાતી હતી કે રખે તે સુખનો પડછાયો તે ચબરાક છોકરી તેણીની આંખમાં જોઇ અને વાંચી લેય કરીને તેણીએ પોતાનો ચેહરો પોતાનાં હાથોમાં ઢાંકી લીધો.

" કેવો મજાહનો દીવસ પસાર થયો." કલેરીસે કહ્યું "પણ હું ઇચ્છુંછ એલીસ કે તમે અહીં ભરાઇ રહેવા કરતાં નિચે સલુનમાં આવો. શું તમે થાકી ગયાં છો ?"

પણ આવા એક ઝળકતા હસ્તા ને ખુશાલ દેખાવ સાથે તે"હા" કહી શકી નહી.

" તમારા વગર લૉર્ડ આરડન ઘણાં કંગાળ દેખાય છે" કલેરીસે તેવામાં કહ્યું " તેવણ નજર આખો વખત બારણા ઉપર રાખી સલુનમાં ફર્યા કરેછ ને તમારી આવવાની રાહ જોયછે, જો ચાલો આવો એલીસ."

પણ નહીં, તે જઈ શકીજ નહી. કલેરીસે બોલાઇમાં ચીતારેલું લૉર્ડ આરડનનું ચીત્ર વળી તેણીને એટલું મીઠું લાગ્યું કે તે શું કરતો હશે ને કેમ તેની રાહ જોતો હશે તે બધા સુખકારક ખ્યાલો કરવા તે એકલી પોતાનાં ઓરડાનાં એકાંતમાં જ થોભી ગઈ. અને કલાકો સુધી ચળકતી આંખે ખીલતા ચેહરા અને હસ્તા હોઠોએ તે સુખથી ધ્રુજતી બેસી રહી. જ્યારે અંતે તે ઉંઘી ત્યારે ભયંકર ગઇ ગુજરીનો એક સ્વપ્નો તેણીને આવ્યો નહીં. બચ્ચાં જેવી નિરદોશ ને ખુશાલ નિંદમાં તે પડી.

---

# પ્રકરણ ૨૮

## " હા કે નહી ? "

તે કાંએ નહી તેણીને પરણીને પોતાની કરે ? એ ખ્યાલ લૉર્ડ આરડનને સંતાપતો થયો તે એકલો ને સ્વતંત્ર હતો. તેને કોઈને જવાબ દેવાનો નહોતો, ને દેવાનો હતે તો પણ એલીસ એવી તો એકોપલીશ્ડ અને ખુબસુરત હતી કે જે જોઇ તે તેણીને માટે અને તેને માટે મગરૂર બને. વળી તેણી એક એવી જાતની ગ્રેસ ધરાવતી હતી કે ઘણીજ થોડી ઓરતો તે ધરાવી શકે ગમે તેવી ખુબસુરતી, ગ્રેસ વગર રદ છે. જયારે ચેહરાની સુંદરતા વગર છતાં ફક્ત "ગ્રેસ" થી માણસ શોભી નિકળી ખેંચાણકારક લાગે છે, અને તેજ તરેહની આંખે ઉડી વળગે એવી એક મનોહર ગ્રેસ તે ધરાવતી હતી.

તે ખુબસુરતી, ગ્રેસ અને કેળવણી ઉપરાંત, તે ડાહી, દરેક ઊંચા વિચારો ધરાવતી અને સાચા મીઠા ખવાસની હતી તો એથી વધારે તે પોતાની મોહરદારમાં શું ચાહી શકે ?

અલબત, ઇગ્લંડનો તે જાંણીતો ધનવાન અને સઉથી ઊંચ કુળનો ઉમરાવ હતો અને તેથી મોટે ખાંચરેની કચકાઇ સુંદરીઓ તે મેળવી શકે તેમ હતું. છતાં બી તે બધા એરીસ્ટોક્રેટીક જમેલામાંથી એક પણ ઓરત એલીસ કરતાં વધુ ખુબસુરત, બાહોશ કે પવિત્ર હોઈ શકે એમ તેણે માન્યું નહી.

લોર્ડ આરડને પોતાની માતાને ઘણી ચાહી હતી. તેને મનથી તેની માતા જેવું કોઈ જ નહી. અને તે જ ભલી અને વાહાલી માતાનાં પવિત્ર નામને ખાતર દરેક નારી જાતી તરફ તે સદા માનથી વરતયો હતો. તેનું જીગર નરમ ને માયાળુ હતું તેટલો જ તેનો ખવાસ જુસ્સાભર્યો હતો. તે એલીસ કેન્ટને મળ્યો ત્યાં સુધી દુન્યાની એકે છોકરી તેનાં અજીત જીગર ઉપર કશી જ અસર કરી શકી નહોતી. બસ એલીસને તે મળ્યો ને મળ્યો તેને લાગ્યું કે ખુદાતાલાએ તેની જોડીદાર બનાવા જ ખાશ એલીસને સરજી હતી.

---

વળી તેણીને જોતાં તેને તેની બેહસ્તમાં જઇ વસેલી માતાની જ યાદ થતી હતી. તે ભલી માતા જેવો જ તેણીનો મીઠો અવાજ હતો. તેવા જ ઘેરા વાંળો સાથનું મગરૂર ને તક્કું રહેતું સુંદર માથુ, તે જ મરોડદાર ગ્રેસ તેણી ધરાવતી હતી. તેણીની ખુબસુરતીથી તે મોહીત થયો. તેની બાહોશી ને હુસ્યારી જોઈ, તેનો જીવ ખુશ થઈ ગયો. અને તે છોકરીનો સાચ્ચો ભોળો પ્રમાંણીક ને મીઠો ખવાસ જોતાં તેને આનંદ ઉપજ્યો તો તેવી એકને કાંએ નહી તે પોતાની મોહરદાર કરે ?

જોતજોતામાં ઘણાં જોરાવર હેતથી તે આ ઇગ્લીશ છોકરીને ચાહાતો થયો. જાણે તે એક પવિત્ર દેવી હોય તે મીસાલ તેનું જીગર તેની તરફ ભક્તીભાવમાં નમતું થયું. ઓરત જાતને શોભાવતી પવિત્રાઇ, વફાઇ અને સચ્ચાઈની એક પ્રતીમાં જ તેણે તેણીને માની લીધી. અને આવાં એક જવલે જ મળતાં "ફુલ" ને તે મેળવી શકશે કે કેમ તે માટે તે શકમંદ થયો. એલીસ એક જ દીવસ વરસેલ્સ ખાતે મજાહ કરી આવ્યા બાદ પોતાની લાગણી ઉપર સખત કાબુ રાખી ફરતી હતી. અને જ્યારે એક ઓરત પોતાની લાગણી ઉપર કાબુ રાખે છે ત્યારે કયો મર્દ એવો છે કે જે તેણીની તે લાગણી પારખી શકે ? લોર્ડ આરડને તે જ મુજબ તેણીને બેપરવાઇ, અલગ અને શરમાળ માની લીધી. અને તે ભલો ઉમરાવ ખરાં દીલથી દુખી થયો.

તેણે તેણીને બારીકીથી તપાસવા માંડી. તે સુંદર ખવાસની જરાકે જરા પીછાંણુ કરવા લાગ્યો. અને તેની ખાતરી થઇ કે તે જો કદી બી કોઇ સાથે પરણે તો તેનાં પૈસા ખાતર નહી પણ ખરા હેતને જ ખાતર. વળી તે વધુમાં જોઇ શકયો કે તેણી ગમે તેમ અને ગમે ત્યાં પોતાનું હેત રેડી દેય તે માંહેલી હતી નહી. ઘણી માયાથી સામાં માંણુસે ચાહી તેનું વળતું હેત મેળવવું જોઇશે. અને તેણે ત્યારે ઠરાવ કર્યો કે જોરાવર જુસ્સાદાર સાચાં પવિત્ર હેતથી એવી તો કિસમે તે તેણીને ચાહીને જીતશે કે જવાબમાં તે ના કહી

શકશે જ નહી. તેણી કોણ હતી એ સવાલ માટે તો તે હવે નચીંત થઈ ગયો હતો. તેણી લંડન આગળ રહેના એક ડૉકટરની દીકરી હતી એટલું જ તેને માટે બસ અને સંતોશકારક હતું.

લૉર્ડ આરડનનો ઘણોજ સાચો, તડને ફડ કરનારો ખવાસ હતો. મેડમ લુસનાં ઘરમાં રહી, તેનાંજ ઘરમાં વસ્તી એક છોકરીને પરણવાનો તેનો ઇરાદો હતો, તે તેણીને તાબડતોબ નહી જણાવવું એ એક કાવત્રુ તે સમજતો હતો. તે સીધો મેડમ આગળ ગયો.

"મેડમ," તેણે કહ્યું. "એક પાંચ મીનીટ માહારી સાથે વાત કરી શકશો ? મારે તમોને કાંઇ કહેવું છે."

"માહારા "બુડવાર" માં આવો લૉર્ડ આરડન" તેણીએ માયાથી હસીને કહ્યું.

અને ત્યાં તે સુશોભીત ઓરડામાં, મીઠાં ફુલોનાં પમરાટ વચ્ચે લૉર્ડ આરડને પોતાનાં દીલની કહાંણી મેડમનાં કાનોમાં રેડી જ્યારે તે સચ્ચાઇથી ભરપુર વાત મેડમ ઘણાં ધ્યાનથી, ઘણી માયાળુ અદાથી સાંભળતી બેઠી.

"મેડમ," તેણે કહ્યું. "જીંદગીમાં આ પહેલીજ વાર હું પ્યારમાં પડયો છું." આ તેની શરૂઆત કરવાની રીતથી, કાંઈ બી સમજ્યા વગર અવ્વલ તો મેડમ હસીને નમી. "ને હું તમારા ઘરમાં રહેતી મીસ કેન્ટને માહારૂં જીગર અર્પી ચુકયો છું જે આખી દુન્યામાં સઉથી ખુબસુરત અને મીઠી છોકરી છે."

"હું એ સમજી કાંઇ બહુ અજબ થતી નથી" મેડમે કહ્યું. "હું જોઇ શકી હતી કે મીસ કેન્ટને જોતાંજ તમારી ઉપર અસર થવા પામી હતી."

"તે માહારા જીવથી જયાદા વ્હાલી થઈ પડી છે." લૉર્ડ આરડને આગળ ચલાવ્યું. "તે માહારી દુન્યાંજ છે. મારી દરેક આશાનો છેડો તેણીનાંમાંજ છે. ને તે તમારે ત્યાં રહેતી હોવાથી આ વાત પહેલાં તમોને જ જણાવવી મેં દરૂસ્ત ધારી."

"તમે છેઓ જ એવા ભલા ને પ્રમાંણીક," મેડમે નરમીથી કહ્યું.

"ત્યારે તમારી તો રજા છે જ કેની મીસ કેન્ટને માહારી માંગણી રજુ કરવા માટે?" તેણે પુછ્યું.

"ખચ્ચીતજ," મેડમે કહ્યું. "ને મીસ કેન્ટને હું સઉથી ભાગ્યશાળી માનું છું. જાઓ લૉર્ડ આરડન ફતેહ કરો."

"તમે ધારોછ મેડમ કે માહારે માટે આશા જેવું છે?" તેણે ઇન્તેજારીથી તેણીને સવાલ કર્યો અને, ત્યારે ઈંગ્લન્ડનો આવો એક તાલેવંત અમીર, એક સાધારણ કંપેનીઅનનાં જવાબ માટે શકમંદ થતો હતો એ જોઇ તે અજબ થઈ. એમ છતાં, એલીસ ઘણીક વાર બોલી હતી કે તેણી કદી જ પરણશે નહી એ શબ્દો યાદ કરતાં મેડમ પોતે ગુંચવાડાથી ચુપ થઇ ઉભી.

"જો દુન્યાની કોઈબી બીજી છોકરી માટે તમે મને એ સવાલ કરતે લૉર્ડ આરડન," તેણીએ તે ઉપરથી કહ્યું. "તો હું તમોને "હા" નો જવાબ ખુશાળ કરતે. મગર મીસ કેન્ટ માટે હું કાંઇ કહી શકતી નથી. તે એક વિચીત્ર છોકરી છે."

તેનો ખુબસુરત ચેહરો એ સાંભળી નિરાશીમાં ઢળી પડયો. "કાંએ મેડમ," તેણે પુછ્યું. "તમે એમ શા ઉપરથી બોલોછ?"

"કારણ," મેડમ લુસે કહ્યું. "મેં મીસ કેન્ટને ઘણીવાર બોલતાં સાંભળી છે કે તે કદી પરણશે નહી. ને મોટે ભાગે તેણી જે બોલેછ તે કરી બતાવે છે."

"જો તે માહારે માટે ફક્ત દરકાર કરતી હતે તો બસ," લૉર્ડ આરડન એવી તો ગરીબાઇથી બોલ્યો કે મેડમ હસી પડી.

"તમારે માટે દરકાર કરવું તે કાંઇ ઘણું અઘરૂં કામ નહીજ કહેવાય," તેણીએ હસીને વધાર્યું. "તમોને મારી દરેક ભલી દુવા છે. ફતેહ કરો."

"થેંકયું." તે બોલ્યો. "હું જાંઉછ ને માહારૂં નસીબ અજમાવી જોંઉછ. હું પાંત્રીશ વર્શનો છું ને આ માહારો પહેલો પ્યાર છે. મને સુખ મળે યા નહી મળે તો પણ તે માહારો છેલ્લો જ ને એકલોજ પ્યાર ગણાશે."

પોતાનાં સગાનાં ચાલી ગયા પછીબી મેડમ તો વિચાર કરતી બેસીજ રહી.

"જો તે હા કહેશે તો ધણી દમામદાર ને લાએક કાઉન્ટેસ તેણી નિવડશે." મેડમે મનમાં વિચાર્યું." હવેથી હું લૉર્ડ આરડનને જોવશ તેવું જ એનાં મોંઢા પરથી પારખી લઇ શકશ કે એલીસ કેન્ટે "હા" કહ્યું છે કે "નાં"

પણ ફરીથી જ્યારે તેણીએ તે ઉમરાવને જોયો ત્યારે તેનાં ચેહરા ઉપરથી તો તે કશું જ કહી શકી નહી. તેનો ચેહરો એટલો તો ઠરેલ હતો કે તેણી કાંઇજ જોઈ કે કહી શકી નહી.

---

## પ્રકરણ ૨૯

### "માહારે કોર્ટશીપ કરવાની જરૂરજ નથી. હું તો તે પાઠ શીખી ચુકી છું"

એક ચાહાતા આશકને નિરાશ થતાં, સદા માટે ઉમેદ તજી દેતાં ઘણો વાર થાય છે આશા તો તેને સદાજ રહે છે. તે જ મુજબ લૉર્ડ આરડન ગુપચુપ છતાં મેડમનું બોલવું સાંભળી તદન નિરાશ થયો નહી. એલીસ તેને કબુલ કરેબી એવી એક આશાથી તેની મસ મોટી મર્દાનગીભરી છાતી ધ્રુજી રહી હતી.

વળી આશા રાખવાનાં તેને કારણ હતાં. વરસેલ્સ આખો દીવસ મજાહ કરવા ઉતરી પડેલાં તે સુખી દીવસ માટેનાં તેણીનાં શબ્દો યાદ કરતાં એ પહેલું આશાનું કીરણ તેને લાગ્યું. ત્યાર બાદ ઓરેન્જ કોર્ટમાં એકવાર તેણીનો હાથ પકડવાની તેને જ્યારે કોર્ટશીપ કરી હતી ત્યારે પ્યારમાં પડેલી એક કુંવારીકાનીજ અદાથી તેણે તે નાજુક કર ધ્રુજતાં જોયો હતો. તે ઉપરાંત તેને જોતાં જ તે મધુરીની ચશ્મો જે મીઠાસ અને ઝળકાટમાં ચમકી રહેતી અને તે સુંદર મુખડો પુનમનાં ચંદ્ર મીસાલ ખીલી રહેતો એ બધી સાહાદતો તેને ઉમેદ કરાવા અને ઉમેદ બાંધવા પુરતી હતી.

પેલી તરફ ઘણુંક અકરવકરનાં ને એક જાતની મનની તાસવીસ કરાવતી ખુશનુમાં બોખરનાં તે દીવસો પછી નિરદોશ એલીસ જાંણી શકી કે તે કઇ જાતની એક જોરાવર લાગણીમા જકડપકડ થઈ ચુકી હતી તે બળવાન પવિત્ર મોહીનીથી બેઅસર અને બેખબર ઉધરેલી તે જવાન છોકરી આ જીંદગીમાં પહેલીજવાર તે નવો અનુભવ મેળવતી થઈ. હવેજ તે જાંણી શકી કે એક જાતનાં દુખ અને સુખની સાથે જ થતી તે લાગણી, તે ખુશનુમા અગની, તે જીવને ખુશાલીથી ધડકાવી મેલનારી ધ્રુજણી, તે સ્વર્ગની શાંતી પમાડનારી બેખુદી એ બધું પવિત્ર પ્યારનું પરીણામ હતું.

અને પહેલી હરોળમાં પોતે પોતાની એ લાગણીમાં પકડાઈ આવતાં તે છોકરી બીહ ગઇ.

" હેસ્ટર બ્લેરને આ દુન્યાઇ પ્યાર સાથે કામ જ શું છે ? " તેણીએ પોતાના મનથી તકરાર કરી.

એ ઉપરથી તે લાગણી મારી નાખવા, તે એક જાતનું મેડ-નેસ ભુલી જવા કોશેસ કરી. પણ નહી. તેમાં તે ફાવી નહી. અને રફતે રફતે, તેણીએ નાખતી કરી, ખુશાલ પોતાનાં મીઠા સ્વપનાંની ખુશનુદીમાં સરીઆમ ઉતરતી ગઇ.

" એમાં નુકશાન શું છે ? " તે કકલાટથી પોતાનાં મનને સવાલ કરતી. " તે અહીં છે તેટલાં હું સુખી થાંઉછ તેમાં નુકશાન શું છે ? એ જલદી જ અહીંથી જતો રહેશે અને ત્યારે માહારી આ ઘેલછા, માહારો આ પહેલો જ અને છેલ્લો જ પવિત્ર પ્યાર કચડી નાખવાનો મને પુરતો વખત મળશે. "

અને આ યાદગાર દીવસે, કલેરીસ પોતાની માતા સાથે કોઇને મળવા ગઇ હતી. ત્યારે બાહેર એક મોટાં ડાખળાંવાળાં ઝાડ નીચે, વાંચવાની ચોપડી હાથમાં ધરી વિચાર કરતી એલીસ બેઠી હતી. જેવામાં તેણીનાં ખ્યાલોનાં જવાબમાં જ હોય તેમ કાંઈ ઓળો પડયો અને બીજી જ પળે તો લૉર્ડ આરડન તેણીની સનમુખ આવી ઉભો.

" તમે મને અતરે જ મળી ગયાં એ માહારી ખુશનસીબી હું

સમજું છું મીસ કેન્ટ." તેણે પોતાને માથેથી તે નરમ ફેલ્ટ અદબથી જ ઉતારી નાખતાં કહ્યું.

" માહારૂં તમોને કામ છેજી ? " તેણી બોલી.

" હા. " તેણે ટુંકમાં કહ્યું. " માહારે તમને કાંઇ કહેવું છે. મને તમારી આગળ બેસવા નહી કહેશો તમે ? "

સાદાઇથી, અને બહુ શરમાળ મનોહર અદા સાથે તેણીએ જવાબ કર્યા વગર, પોતે સેજ બાજુએ થઇ તેને માટે પોતાની બાજુમાં જ બેઠક કરી આપી.

તેનો ચહેરો સેજ ફીકકો અને વિચારવંત લાગતો હતો જ્યારે તેની અદા ગંભીર અને માયાળુ હતી.

" મીસ કેન્ટ " તેણે એકદમ શરૂ કર્યું. આ "મુલાકાત દરમ્યાન તમોને એલીસ નામથી મને બોલાવા દેશો ?"

તેણીએ અડધી ગભરાયલી અડધી શરમાળ અદાથી તેની તરફ જોયું અને ઇચ્છયું કે તે જાણતો હતે કે તેણીનું નામ તો હેસ્ટર હતું. તે વાહાલા સુંદર મગરૂર હોઠોથી હેસ્ટર બોલાયલું સમજવા તે તલપી રહી.

"તમે માહારી સાથે ગુસ્સે તો નથી થતાં ની ?" તેણીની બાજુમાંનાં તે માયાળુ સાદે પુછ્યું. "માહારે તમને જે કહેવું છે તે તમે જ્યારે સાંભળશો જ્યારે મેં તમને તમારાં એલીસ નામે કાંએ બોલાવા માંગ્યાં તે તમો સમજી શકશો."

અને એ સાંભળતાં તે ખુબસુરત લલચાવનારા હોઠો એવાં તો એક મધુર હસ્વામાં ખુલ્યા કે તેણીને પોતાની પાસે ખેંચી લઇ પોતાનાં દીલનો ઉભરો એકદમ જાહેર કરી દેવાની લાલચ તે મહા મુસીબતેજ રોકી શકયો.

"તમોને ગમે તો મને એલીસ કહીને બોલાવો," તેણીએ નરમાથી કહ્યું "અલબત એ માંગણી કરવા સારૂં તમોને કાંઇબી કારણ તો હશેજ એમ હું સમજી શકું છું."

" તમને માહારામાં એટલો બધો વિશ્વાસ છે એલીસ ? " તેણે પુછ્યું.

" હા સંપુર્ણ. "

" એલીસ " લોર્ડ આરડને કહ્યું "હું નસીબમાં ઘણું માનવાવાલો છું અને હું માનું છ કે માહારૂં તકદીરજ મને આંતરે ઘસડી લાવ્યું છે. હું બે દિવસ માટે અહીં આવેલો બે અઠવાડીયાં રહી પડયો છું તો એવું તે અહીં શું ખેંચાણ છે તે તમે જાણો છ એલીસ ?"

"નહી લોર્ડ આરડન," તેણીએ જવાબ કર્યો.

" તે ખેંચાંણ તમેજ છેઓ " તેણે કહ્યું " તમને મેં જોયાંને જોયાં, માહારૂં જીગર એકદમ મેં ખોઇ દીધું. એલીસ માહારી સાથે નારાજ થતી નાં કારણ આખી દુન્યામાં તું મને સઉથી વ્હાલી થઇ પડી છે. એલીસ તું માહારી મોહરદાર થશે ? "

આ સાંભળી જે એક ખુશકારક બેખુદી અને દીલ ધ્રુજાવી નાખે તેવી જોરાવર લાગણી તેણીને થઇ રહી તેથી તેણી લગભગ બેહોશ જેવી થઇ ગઇ. રે ખુદા શું એ બનવાજોગ હતું કે અમીરી ખાનદાનનો આ ઉમરાવ, રાજાજ થવા અને સરદારી ભોગવવા સરજાયો હોય તેવો આ મર્દ તેણી માટે દરકાર કરતો થયો હતો ? ઓ તે મધુરા શબ્દો, તે અમરૂત સમ મીઠાસ પમાડનારા શીરીન લબ્ઝ ! એક નહી વર્ણવી શકાય તેવી સુખની શાંતી તેણી ઉપર અસર કરવા લાગી. તે ભુલીજ ગઇ કે ખુનનાં વાંક સર કેદ પકડાયલી તે કરપીણ નામોશીનાં ડાઘ સાથનાં નામની તે એક છોકરી હતી. તે ભુલીજ ગઈ, બધું ભુલી ગઇ. ખુદ પોતે પોતાનેજ ભુલી ગઇ. તેણી ચાહાતી હતી તેજ માંણસને તેણી પણ તેટલીજ વાહાલી થઇ પડી હતી એ માત્ર ખ્યાલનાં સુખમાં તેનું જીગર ઠરી રહ્યું.

" માહારૂં તકદીર જ મને અહીં ખેંચી લાવ્યું. " લોર્ડ આરડને પાછું કહ્યું. " અને મેં અહીં, સ્વર્ગનાં એક ફિરેસ્તા જેવી પવિત્ર ખુબસુરતીની, મીઠી ને બાહોશ એક એવી છોકરી જોઇ, કે મારી આખી જીંદગી જેની શોધમાં હતો તે, તેણીને જોતાં જ મને લાગ્યું કે હું મેળવી શકયો હતો. માહારૂં જીગર તેણીને અર્પી દેતાં એક જાતની શાંતી મને થવા લાગી. તે માહારૂં જીગર ચોરનાર પુતળી કોણ છે તે તો તું સમજી શકેચની એલીસ ?"

રે ખુદા, એક પછી એક તે વાહાલા મધુરા શબ્દો બાહેર પડતા હતા તેનાંથી મીઠું મ્યુઝીક બીજું કદી બી સંભળાય અને આવી મોજ આપી બી શકે ? બોલે બોલ તેણી તીક્ષણ કાનોથી સાંભળવા લાગી. બોલે બોલ તે એક ભુખી કે પ્યાસી ઓરતની માફક જાંણે પોતાની ભુખને અને તરસને છીપાવતી હોય તેમ એકાગ્રહ ચીતથી સમજતી ઉભી.

" હું તને ચાહું છું માહારી ખુબસુરત એલીસ." લોર્ડ આરડને કહ્યું. " અને જો તું માહારી મોહરદાર થવાનું વચન આપે તો આખી દુન્યામાં હું મને સઉથી સુખી માંણસ માનું."

જેમ મહાભારત દુખ તેમજ અપાર સુખ માંણસની વાચા ગુમ કરી નાખે છે, એ જ રીતે જવાબ કર્યાં વગર એલીસ સુખનાં બાએશથી ચુપ ઉભી.

" હું તને જે ઓફર કરૂંછ, તને અર્પુંછ, તે ઘણુંજ થોડા મર્દો આપી શકે તે છે એલીસ," તેણે કહ્યું. " માહારૂં પહેલું અને આખું હેત ! તે દુન્યાની દોલત કરતાં હું કિમતી ગણું છું. મેં આજ સુધી કોઇબી ઓરત તરફ ઝાંખીને જોયું નથી. જ્યાં સુધી તને મળ્યો ત્યાં સુધી કોઇ બી ઓરતનાં ચેહરાએ માહારી ઉપર અસર કરી નથી. જો તું મને ચાહી શકશે નહી, તો કદીબી કોઇબી બીજી છોકરી માહારી મોહરદાર થવાની નથી અને હું સદા કુંવારોજ રહી, કુંવારોજ માહારી ઘોરમાં દટાવશ."

એ કેવા નવાઈ પમાડનારા ને મધુરા તે શબ્દો તેણીને લાગ્યા, આવુંબી સુખ માંણસને મળે એ આજેજ તે પહેલી વાર અનુભવી રહી.

" હું તને બીહીવાડી મારવા માંગતો નથી એલીસ" તેણે કહ્યું " ઓ માઇ ડારલીંગ જો તાહારૂં જીંદગીનું સુખ તું માહારા હાથમાં સોંપશે તો યાદ રાખજે કે તને કદી પસ્તાવું પડશે નહી. દુન્યાનાં કોઇબી મર્દ કોઇબી ઓરતને નહી ચાહી હશે એટલાં બધાં જોશથી હું તને ચાહું છું"

તેણીએ જ્યારે પોતાની આંખો અંતે ઉપાડી અને ઉંચુ જોયું તો તે ખુબસુરત ચેહરા અને પ્રમાંણીકપણાંના ચમકારા મારતી આંખોમાં તેણીએ જે જોયું તેનાં ઝળકાટથી તેણીની આંખો જ જાંણે મીચાઇ ગઇ. રે ખુદા આવાં હેતથી કોઇ ચાહે એ અનુભવવું કેટલું સુખકારક હતું. મધનાં મીઠાં ટીપાં મીસાલ તેનાં એકએક શબ્દો તેણીનાં જીગરમાં જઈ જડ ઘાલી બેઠા.

" એલીસ. " તેણે કહ્યું. " તું ધારેછ કે તું મને ચાહી શકશે ? " અને જ્યારે તેણીએ જે નજર ઊંચકી ઉપર જોયું તે આંખોમાં એક બાળક જેવો મીઠાશ અને નિરદોશતા જોવાતી હતી જ્યારે તે ગુલાબસમ ચેહરો પરમ સુખમાં ઝળકી અને ખીલી રહ્યો હતો. " કહેની એલીસ તું મને ચાહાવાની કોશેશ કરશે ? " તે મીઠું ધીમું સુખનું હસી.

" મને તે કોશેશ કરવાની કોઈ જરૂર બી નથી. " તેણીએ અંતે જબાન ઉપાડી કહ્યું. " તે પાઠ તો ઓ લોર્ડ આરડન હું લાંબો વખત થયાં શીખી બી ચુકી છું. "

" તને માહારી દરકાર છે ? " તેણે અજાયબીમાં સવાલ કર્યો.

" ઘણી જ ખરાં દીલની. " તેણીએ જવાબ કર્યો અને પછી શું બન્યું તે લખવા કરતાં કલ્પી લેવું સેહલ થઇ પડશે.

" તું માહારી સાથે પરણશે ? માહારી બોહરદાંર થશે ? " તેણે લાગણીથી ધ્રૂજતે સ્વરે પાછું અને પાછું પુછ્યું.

અને જ્યારે તેનાં ખભાં ઉપરથી પોતાનાં સુખનાં આંશુથી ધોવાયલો ચેહરો ઉઠાવી તેણીએ " હા " નો જવાબ કર્યો ત્યારે પોતાનાં પરમ સુખમાં તે જાંણે દુન્યાનો ખ્યાલ ભુલી ગઇ હોય તેમજ જણાયું. અને તે " હા " નાં જવાબનો મીઠો ગણગણાટ લોર્ડ આરડનને હવામાં ફેલાતા ઓરેન્જ ફુલના પમરાટ કરતાં પણ વધુ જ મધુરો ને મીઠો લાગ્યો તે શું કહેવાની જરૂર છે ?

આપણે ઇચ્છીશું કે તેઓ સુખી થાય-બચપણથી જ દુખ જોઈ ઉછરેલી તે છોકરી હજીબી સુખી થાય એજ ચાહાવાનું તો છે મગર ખુદાની વાત તો ખુદાજ જાંણે છે-ભવિશની વાત ભવિશને હાથ હતી.

# પ્રકરણ ૩૦

## જીગર સાથે તકરાર

તે સુંદર સવાર પછીની તે તેવીજ ઝળકતી બપોર પડી અને એલીસ હજીબી વિચાર કરતી હતી.

તેણીએ તેનાં લવરને "હા"નો જવાબ આપ્યો હતો, જે જવાબ મળ્યા પછીનાં જે શબ્દો તેણીએ તેની તરફથી સમજ્યા, તે મોઢામાં મીઠાં મ્યુઝીક સમાન હતા.

તેણી સુખી હતી. ઘણીજ સુખી. સુખની તે ભાનભુલી જાળમાં તે સપડાયલી "જીગર" અને "ઓનર"નાં કોઇબી ખ્યાલથી તે અત્યાર સુધી બેખબર હતી. તેણી કોણ હતી, પોતાનાં નામ ઉપર કેવું આળ મેળવી ચુકી હતી, અને એક કેવાં ઉમરાવી તોખમ સાથે પોતાનું નામ જોડી, લોર્ડ આરડન જેવા ઉમરાવને તે વાતથી બેખબર રાખી કેવો ગેર ઈન્સાફ કરી ઉંધી બુધ્ધી વાપરતી હતી તેનો અત્યારે તેને ખ્યાલ થયો નહી.

નહીં! તે તો બસ પોતાનાં સુખનાં ખ્યાલોમાં જ ચરી મરી રહી. તેણીનાં કંગાળ દીવસોનો નિવેડો આવતો હતો, અને હવેનાં દીવસ ઝળકતાં તડકાં મીસાલ ખુશાલ જશે તેની તે ગણત્રી માત્રજ કરી રહી હતી.

અને એ રીતે બીજા કોઇબી ખ્યાલ વગર પોતાનાં સુખનોજ ખ્યાલ કરતી, પોતાનાં લવરનાં હેતનાં પ્રમાણનો વિચાર કરી હરખાતી તે ભવિશની કાઉન્ટેસ સુખનાં કલાકો કાઢતી જ ગઇ. તે ચોખ્ખાં પવિત્ર હેતનાં ખ્યાલોનાં કલાકોનાં કલાકો ગબડી ગયા, અને ત્યારે જ તે પછીજ એકાએક જીંદગીની સચાઇ બાબે તેણીને ભાન આવ્યું. પોતાનાં સુખી સ્વપ્નામાંથી તે બિદાર થઇ.

તે તેણીને તેનું જીગર, તેનો પ્યાર તેની જીંદગી એક ખરા ઓનરેબલ માંણસ તરીકે અર્પણ કરતો હતો, તેની પાસે જે હતું તે બધું તે તેણીને ચરણે ધરતો હતો, તેનાં માન પામેલા કુળવંતાં ઉમરાવી નામ સુદ્ધાં જ્યારે તેણી પોતે ?–

કોઇએ એકાદ તીણું હથ્યાર તેણીની છાતી આરપાર ચલાવી દીધું હોય એટલી બધી તે એકાએક ચોંકી તે જે તેણીને બધું આપતો હતો, તે કેટલું કિમતી–અરે કેટલી હદ સુધીનું કિમતી હતું તેનો તેણીને ખ્યાલ થયો, અને તે સાથોસાથ દુખી ગઇગુજરી એકદમ ને નહી ધારેલી ઉભરી આવી.

રે ખુદા જો તે ખરી બીનાં જાંણે કે તેજ હેસ્ટર બ્લેર હતી પોતાના ધણીની ગણાયલી ખુની તો તે શું કહે ? તેણીએ માગ્યું કે આવા પ્યાર ને ભક્તીભાવ ભરી તેની વર્તણુંક જરૂર ખતમ થાય અને તેને બદલે તે ઉમરાવ તેની સામી જોતાં વટીક કમકમે.

પ્યારની લાગણી ઘણી તીક્ષ્ણ હોય છે અને તે તેથી બેવડાં જોશથી જોઇ શકી કે જો સચ્ચાઇની એક વરાળબી તેને જાંણી તો, તે એટલો તો મગરૂર, સ્વચ્છ જીગરનો ને પ્રમાંણીક હતો, કે તેનાં આટલા અથાગ હેત છતાં તેને છોડી દેય અને એ ખ્યાલ થતાં તે ત્રાસીજ ગઇ.

તેણીએ ઉંધે મસ્તક એક સોફા ઉપર નખાવી દીધું અને જીગરતોડ કલ્પાંત કરવા લાગી. હવે શું કરવું ? એક વિચાર તેણીને કહેતો હતો કે બધી સાચી વિગત તે ભલા માંણસને જણાવી દેવી અને પોતાનાં ડાઘેલ દીલ સાથે તેને પરણવું નહી મગર નહી. એ વાત કહેતાં, જે શરમ જે નામોશીથી તેણીએ તેની સામે નિચું જોવું પડે તેનો ખ્યાલ તે ખમી શકી નહી. તે ખુબસુરત ચેહરો તેની તરફથી ધીક્કારમાં ફરી જાય, તે પ્યારનાં ચમકારા મારતી બ્રાઉન આંખો તુચ્છકારમાં તેણી તરફ જોય, અને કમકમાટથી તેની આગળથી હટી જાય, તે ઓ ખુદા તેણી કેમ સહન કરીબી શકે ?

શેકસ્પીઅરની એક "કેરેકટર" કહે છે કે "મોહત ઘણું

ભયંકર છે," જ્યારે તેનો જવાબ એ મળે છે કે "હા, પણ એક નામોશીભરી જીંદગી એથી બુરી છે."

અને અભાગણી હેસ્ટરે તે કબુલ કર્યું. એક બગડેલાં નામ સાથે, જેલમાં જઇ આવ્યા બાદ, ખુનમાં ખરડાયલા હાથો સાથેની તે શકમંદ જીંદગી કરતાં મોહત હજાર વાર ભલું. તે નસીબની લીલીએ પોતાનાં તકદીરને હજારો હજાર શ્રાપ દીધા રે ખુદા નિરદોશ છતાં દોશીત કહેવાંવુ, બેગુનાહ છતાં દુન્યાની નજરે ગુનેહગાર ઠરવું અને પવિત્ર જીગર છતાં, દુન્યાનાં ગેરઇન્સાફને લીધે પોતાનું સુખ જતું મેલવું એ શું થોડી કમનસીબી કહેવાય ?

અને તે છતાં પોતે પોતાની નિરદોશતા જાંણવા છતાં, દુન્યાની નજરમાં ખરડાયલાં પોતાનાં નામને તે તેનાં માન પામેલાં નામ સાથે જોડીજ કેમ શકે ? "લીઓપોલ્ડ અર્લ ઓફ આરડન અને હેસ્ટર બ્લેર" આહ ! શું તે નામો કદીબી જોડાશે ? જીંદગી અને પ્યારની એક મજાક જેવું જ તેણીને તો લાગ્યું.

તે એકપુરૂં સુખ, તે અમરૂત સમ મીઠાસ છોડી દેવો એજ ખ્યાલ ઉપર તે આવી શકી. તે ભલા જવાનનો વિશ્વાસઘાત તે કેમ કરે ? ભલે પોતે દુખી થાય તેનું કાંઇ નહી.

ત્યાંથી નાહાશી જઇ ઇંગ્લંડ જવાનો તેણીએ ખ્યાલ કર્યો, ત્યાં કેથે ભરાઇ છુપાઇ દુઃખ ને વિલાપમાં પોતાનાં દહાડા પુરા કરવાનો તેણીએ ઠરાવ કર્યો.

"રે ખુદા એ જ બેહતર છે, એજ બહેતર છે" તેણી દુખની એક ચીસ સાથે બબડી. "તેની સાથે રહેવું, તેનો વાહાલો ચેહરો જોવો, અને તેની મીઠી આંખ સાથ આંખ મેળવવી, એ બધું, હું એક જુઠા જીવતરે જીવું છું એમ જાંણ્યા છતાં કરી જ કેમ શકું ? હે દયાળુ બાપ મને માહારી ફરજ બજાવવા, અને આ ઠરાવમાં દ્રઢ રહેવા તું જ મદદ થજે"

તે જ ઘડીએ બારણાં ઉપર ટપટપ ટકોરા પડયા અને તેણીનાં અંદર આવોનાં જવાબમાં એક મેડ એક પત્ર તેણી માટે લઇને

આવી. તે લોડ આરડન તરફથી હતું અને ધ્રુજતાં આંગળાંઓએ તેણીએ તે ઝડપથી ખોલ્યું તેમાં એક નાહાની દાબડી હતી; ફીકકે ચેહરે, તેણીએ તેની સ્પ્રીંગ દાબી, તો તે ઉઘડતાં તેમાંથી ઝગઝગીત હીરાઓની એક સુંદર વીંટી નિકળી સાથે એક કાપલી હતી જે ઉપર તે વાહાલો લખતો હતો "આપણાં પ્યારની ઇધાંણી–તે પ્યાર કે જેનો કદી છેડોજ આવવાનો નથી"

તેણીએ તે નાહાની બ્લુ મખમલની દાબડીમાંથી તે ઝગઝગીત વીંટી બાહેર કાઢી અને ડાબા હાથની પોતાની ત્રીજી આંગળીએ તે સેરવી દીધી. તેઓનાં જીગર અને નામ જોડી આપતી તે ઇધાંણી! અને એમ કરતાં જ તેણીનાં વિચારો ફરી ગયા. અરે દુન્યાનાં ઘાટકી ગેરઇન્સાફ ખાતર તેણીએ કાંએ વેઠવું જોઇએ? પોતાની ખુબસુરતી, જવાની ને પ્યાર કાંએ બરબાદ કરવો જોઇએ? તે નિરદોશ હતી. તે પવિત્ર હતી, તે સાચી હતી, તો દુન્યાનાં ઘડેલા ખોટા કાયદા, ને ઉંધા ઇન્સાફને લીધે તેણીએ કાંએ જીંદગીભર સહન કરવું જોઇએ?

તેણીએ પોતાનાં મરોડદાર હાથો આસમાન તરફ ફરીઆદનાં તોડથી ઉંચાં કર્યાં, તે મધુરી ચશ્મો ખરાં દુખનાં આશુંથી ભરાઈ ગઇ, તે મીઠા હોઠો ધ્રુજવા લાગ્યા, અને, પરવરદેગાર આગળ તે રડતી, ફરીઆદ અને અરજ કરવા લાગી. ઓ ખુદા કાંએ તેણીએ હંમેશ માટે દુખી થવું જોઇએ? અને તેબી પોતાનાં વાંક વગર? ઓ કાંએ તેણીનું તકદીર તેણીને તારાઝ કરી ગયું હતું?

"હું ખુની ગણાઈ છું પણ દોશીત નથી," તે ઝનુનથી બબડી. "મેં ખરાબ કામ કર્યું નથી છતાં લોકો મને ગુનેહગાર ગણેછ, ખુદા ખુદા, તું જાંણેછ ઓ દયાળુ બાપ કે એક નાહાનાં બચ્ચાં જેટલીજ હું નિરદોશ છું તોં તું મને કાંએ વગર વાંકે શીક્ષા કરેછ? તાહારો ઇન્સાફ કયાં છે ઓ પરમકૃપાળુ?"

થોડી પળ તે પોતાનાં હાથો એકમેકમાં ભેરવી ચુપ અને ગમગીન બેસી રહી.

"બસ હું એ નહી ચાલવા દેંઉ." તે એકાએક પોકારી ઉઠી.

" ભલે દુન્યાની નજરમાં હું દોશીત ઠરૂંછ, પણ હું નિરદોશ છું એ હું પરવરદેગારને ને માહારાં જીગરને પુરવાર કરી આપીશ અને તેની પુરવારીમાં હું તેને પરણીશ."

અને તેણીએ પોતાનો બોલ રાખ્યો.

---

## પ્રકરણ ૩૧

### " આરડન ટાવર "

આરડન ટાવર કુદરત અને હુન્નર જેટલી બનાવી શકે તેટલી બધી એક સુંદર મીલકત હતી. કુદરતી ખુબસુરતી ત્યાં અપાર હતી કેમકે ઝાડોની સુંદર ઘટાથી ભરાયલી એક ટેકડી જેવાં ચઢાંણ ઉપર તે મકાન બંધાયલું હતું તેની એક બાજુ દરીઓ લાગેલો હતો. અને દરેક ઉંચી બારીઓ વાટે સ્વચ્છ બ્લુ પાણી તે મહાસાગરનાં જોઈ શકાતાં હતાં. બીજી તરફ " પાઈન "નું મોટું જંગલ હતું જ્યારે મકાનનાં પાછલા ભાગ તરફ આરડન ટાવરને લગતી લીલાં ઘાંસ ને ઝાંડોથી ભરેલી મોટી આરાસ્તા જમીન હતી, જ્યાં એક તરફ ઝનઝન કરતી એક નાહાની નદી દરીઆ તરફ વેહતી-જોવાતી હતી.

સુર્ય આખો વખત ત્યાં ઝળકતો જોવાતો હતો. પહેલાં તો તે બંગલા તરફ નજર કરતાં સુંદર ફુલોમાં દટાઇ ગએલું એક મકાન નજરે પડે તેમ હતું. ખુદ તે મકાનના ઉંચાં મીનારાઓ વટીક લીલા કુંજર જેવા " આઈવી "નાં વેલાથી ભરાઇ અને ઢંકાઇ ગએલા હતા. જેનો દેખાવ એક કવિ અને ચીતારાની નજરને ખુશ કરે તેટલો બધો હુન્નરમંદ જણાતો હતો. આખી ઇગ્લન્ડની તે એક સઉથી પુરાંણી ને જાંણીતી મોટી મીલકત હતી. તે વિખ્યાતી પામેલા ઉમરાવ કુટુંબનો મૉટો " Truth with honour " એ હતો. અને તેજ માફક તે કુલવંતા કુટુંબનું એકે એક સભાસદ રહ્યું અને જીવ્યું હતું. મોહતનો ખોફ અજબ રીતે તે કુટુંબ ઉપર ઉતર્યો હતો અને એક પછી એક

ભલાં અને નેક માંણુસો ચાલ્યાં ગયાં હતા. છેવટે કાઉન્ટેસ ઓફ આરડન અને તેનો આ એક પુરો દીકરો લીઓપોલ્ડ રહ્યાં તેજ. વખત જતાં લેડી આરડન પણ બેહસ્ત પામી અને ત્યારે આ તે ઉમરાવ કુટુંબનો એકલો વારેસ, પોતાનાં બાપદાદાનાં મકાનમાં રહેવાને બદલે ગામે ગામ મુસાફરી કરતો એક મુસાફરજ બની ગયો.

આ બધો વખત આરડન ટાવર ઘણીજ સંભાળ અને દેખરેખમાં રાખવામાં આવ્યો હતો. સુંદર કનઝરવેટરીઓ, પ્લેઝર ગ્રાઉન્ડઝ બગીચો, પાર્ક એ બધાંની બહુજ સંભાળ લેવાતી હતી. છતાં તે મકાન વરશો સુધી બંધ રહેલું હોવાથી હાલ હવે જયારે એમ જાહેર થયું કે તે જવાન અર્લ એક ખુબસુરત મોહરદારને લેઈ ત્યાં આવતો હતો ત્યારે એક મોટો હોહોકાર મચી રહ્યો એ કુદરતીજ હતું. તે ગામનાં બધાં લોકો ખુશી ખુશી થયાં.

આરડન કુટુંબમાં આવતી દરેક કાંઉન્ટેસ હંમેશ બહુ સારૂંજ નશીબ ને રૂડું પગલું મકાનમાં લાવતી હતી એવી ત્યાં માન્યતા હતી. અને તેથી બધાં ઘણાં જ ખુશી થયાં. અફવા એમ હતી કે આ નવી કાંઉન્ટેસ ઘણીજ દીલજીત ને સુંદર હતી. વળી તે એકાદ ફોરીનર નહી પણ ખુદ તેઓનાં દેશનીજ ઈંગ્લીશ બાનું હતી. એટલા માટે તે ઉમરાવ જોડાંને આવકાર આપવા દરેક જાતની તૈયારી ધમધોકાર ચાલી રહી.

એકજ વાત બની હતી. કાંઈ એવું બની ગયું હતું કે તે મેહલની હાઉસકીપરે સખત તાકીદ કરી હતી કે એ માટે કશું જ બોલવું નહી. છતાં, આસપાસ વાત તો ઉડી રહ્યા વગર રહી જ નહી.

ગઇ રાત્રે અગાશી તરફની હવાનો સુસવાટ સમજાયો હતો. ત્યાં વળી એક એવી માન્યતા હતી કે જયારેબી તે ચોક્કસ પવનનો સુસવાટ તે ચોક્કસ દીશાએ સમજાય તો આરડન કુટુંબ ઉપર આફત સમાન પુરવાર થયું હતું. અને તેજ માફક અવ્વલ તો ઘણોજ ધીમો પવન ફુંકયો, એટલો ધીમો કે તેનાં જોશથી ઝાડનાં પાદડાં બી પણ હાલ્યાં નહી. ત્યારબાદ તે આસ્તે આસ્તે જોશમાં ફુંકાવા લાગ્યો

તે એટલે જોરથી કે જાંણે દરીઆનાં મોજાં માફક અવાજ કરવા લાગ્યો. અને છેવટે જાંણે કેદ થએલું માંણુસ જેમ રડે ચીચ્યારી પાડે ને વિલાપ કરે તેવાજ અવાજો તે હવાની સાથે આવવા લાગ્યા.

તે રડવાનાં વિલાપ કરવાનાં, નિસાસા મારવાનાં અવાજો કરતો પવનનો સુસવાટ વધતાં વધતાં, પછી એકદમ ધીમો થયો અને છેવટે બંધ પડયો. વળી વધુ તાજુબી કરનારૂં તો એ હતું કે આવો સખત પવન ને વાવિજોડાં દરમ્યાન તે ચોક્કસ ટેરેસ અગાશી તરફ સઘળું શાંત હતું. ઝાડનું એક પાંદડું ખર્યું નહી, કે મુકેલી એક ચીજ વટીક હાલી નહી. ત્યાં ગોઠવેલાં સુંદર ફુલોનાં કુંડાંમાં તમામ ખીલી રહેલી કળીઓ આવા પવનમાં વટીક નહી ખરી પડી કે નહી હાલી. અને એ બધી ચીજો એ બધા અકુદરતી ને નવાઈ જેવા બનાવો ધ્યાનમાં લેતાં તે ચોક્કસ વેહમ પેદા થયો અને આજ દીન સુધી જળવાઇ રહ્યો હતો.

કેટલાંક લોકો જેઓ વેહમી નહોતાં તેઓ આ બધું નહી માનતાં, તેને લગતી જે એક કહાંણી હતી તે યાદ કરી ગંભીરાઇથી પોતાનું ડોકું ધુણાવતાં. તે કાહાંણી આ મુજબ હતી.

વરશો ઉપર, લીઓલીન, અર્લ ઓફ આરડન, પોતાની પાસેજ રહેતા એક અમીરની દીકરી મેડોલીન સાથે તેણીની મરજી વિરૂદ્ધ પરણ્યો હતો. તે છોકરીની સબી હજીબી આરડન હોલની પીકચર ગેલેરીમાં ટંગાયલી હતી જેની નિચે લખેલું હતું–"મેડોલીન કાંઉન્ટેસ ઓફ આરડન–લીઓલીન પાંચમા અર્લની મહોરદાર" આ તસ્વીર એક ખુબસુરત ચબરાક અને આકળા ખવાસની જવાન છોકરી જેની આંખોમાં વ્હેલાં મોહતનો પડછાયો ખુલ્લો જણાતો હતો તેવી એક છોકરીની હતી.

આ કાંહણી કાંઇ બેવફાઇ પુરવાર કરનારી નહોતી. તે જવાન સુંદરી તો તમામ નિરદોશ હતી છતાં તે પોતાનાં ભરથારને ચાહાતી હતી નહી એ વાતની તે અર્લને ખબર પડતાં તેણે પોતાની બરીને બહુજ ઘાતકી રીતે સતાવા માંડી. તે તેણીને શ્રાપ આપતો ગાળો ભાંડતો ને વારંવાર ધમકાવતો. તેણે તેણી ઉપર હાથ પણ ઉંચકયો

હતો. એકથી વધુ વાર તેને મારી હતી. તે એટલે સુધી કે તે આકળા બાહોશ ચબરાક છોકરીની બધી સ્પીરીટ મરી ગઇ અને તેનાં પગલાંનો અવાજ સમજીને વટીક તે થરથર ધ્રુજતી ને ફીકી પડતી આ જોઇ તે વધુ જ ગુસ્સે થતો. એક દાહાડો તેઓને સખત પંચાતી થઇ. અને તેણીએ કહ્યું કે તે હવે એટલી કંટાળીને કંગાળ બની ગઈ હતી કે તે જરૂર એક દીવસ નદીમાં નખાવી દઇ પોતાની જીંદગીનો નિકાળ લાવશે. આ સાંભળી તે તુચ્છકારનું, ચેસ્ટાનું ને બેપરવાહીનું હસ્યો.

"જોજો હું કરી બતાવશ," તેણીએ બહુજ ગુસ્સાથી થરથર ધ્રુજતાં ચીસ પાડી કહ્યું. "હું બીજી દુન્યામાં ચાલી જઇશ અને ત્યાં જઇ માહારા કીનાંનો કેહર તમો ઉપર ત્યાંથી વરસાવીશ. તમારા ઘરમાં જયારે, નામોશી, બેઇજજતી, માંદગી કે ખરાબી હશે તે વેળા પેલી જેહાંનમાંથી હું આવીશ. હું પવનનાં ઝાપટાં સાથે તણાઇ આવીશ અને પવનનાં સુસવાટમાં માહારો શ્રાપ નાખતો અવાજ તમને સમજવાની હું ફરજ પાડીશ."

તેણીએ પોતાંનાં કહ્યા મુજબ કર્યું. તે નદીમાં જઇ પડી અને ડુબી મુઇ. ત્યાર બાદ પહેલીજ વખતે જયારે તોફાન અને વાવીજોકું થયું કે જેને "ટેરેસ વીન્ડ" કહેવામાં આવી, ત્યારે તે અર્લે માન્યું કે તેની કાઉન્ટેસે કહ્યું હતું તેમ જ થયું હતું અને તે સખત તોફાન કે જે વેળા તે તરફની અગાશી ઉપર એકે પાંદડું ખરીને પડ્યું નહી, કે જે તેને વેહમાંવા બસ હતું. તે જ વખતે અર્લનો વડો દીકરો ગુજર પામ્યો અને ત્યારે તે ઉમરાવે પોતાની બેહસ્ત પામેલી મેહરદારનાં અશાંત રૂહનાં તે શ્રાપ માની લીધા.

બીજી વખત પાછી તે હવા ગગડાટ ને તોફાન થયું ત્યારે અર્લ પોમફ્રેટનાં વખતમાં હતું. તેની કાઉન્ટેસ, બચ્ચાંનો જન્મ આપવાની તૈયારીમાં હતી અને રાત્રે રડતો કલ્પાંત કરતો પેલો અવાજ પવનનાં સુસવાટ સાથે સમજાયો અને પરીણામમાં બપોર પડતાં તો તે કાંઉન્ટેસ એક બાળક બેટાને જન્મ આપી પોતે તેમજ તે તુરતનું જન્મેલું બચ્ચું બન્ને સદાની શાંતીમાં પોઢી ગયાં. આવા

બનાવોથી તે શક વધતો જ ગયો અને લોકો બીહીવા લાગ્યાં. દરેક વખત કાંઈ દુખ નામોશી કે મોટો સંતાપ તે ઘર ઉપર આવી પડવાનો હોય ત્યારે હંમેશાં જ તે પવન ફુંકાતો અને પરીણામમાં આરડન ટાવરમાં દરેક જણુ એ વ્હેમમાં માનતું થયું એ કુદરતી જ હતું.

અને આવી તે નામાકીત, તે મીલકત–તે મહેલ સરીખાં મકાનમાં હેસ્ટર રાજ્ય ચલાવવા આવવાની હતી.



## પ્રકરણ ૩૨

### "ધી ટેરેસ વીન્ડ–અગાશી તરફ ફુંકાતો તે ભયંકર પવન"

તે જવાન અર્લ અને કાઉન્ટેસ પોતાનાં હનીમુન માટે ઇટલી ગયાં હતાં. અને બન્ને જણાં પરમ સુખમાં સુખી હતાં.

તે તેણીને ગામેગામ ફેરવતો હતો. અને પોતાની ખુશાલ તબ્યત પ્રમાણે એલીસ તે બધું જોતી અને મજાહ મેળવતી રહી હતી. તે જાંણે તમામ ફેરવાઇ જ ગઇ હતી ગામે ગામની હવા, તમામ સુખ શાંતી ને પ્યાર, એક કેળવાયલા ઉંચ વિચારોના ઉમરાવની ચાલુ સંગત ઉમરાવી કુટુંબમાં ભેળાતું રહેવું એ બધાંથી ઘડાઇ ટીપાઈ તે એવી બની હતી કે કોઈબી તેણીને જોય તે એમજ માને કે તે ખાનદાને ઉમરાવ કુટુંબની જ હોવી જોઇએ.

લોર્ડ આરડને તેણીને ઇટલ્યન કોર્ટમાં પ્રીઝેન્ટ કરી હતી જ્યાં તેણીની અપાર સુંદરતાથી લોકો છક થયાં. તેણીએ મોહું સેનસેશન કરી નાખ્યું. તેણીની ખુબસુરતી તેણીની ગ્રેસ અને બાદશાહી દબદબા ભરેલી તેણીની ટેકાવદાર અદા ને બોલવું સાંભળી લોકે લોક તારીફમાં ઘસડાઈ ગયું, તે આટલી ટુંક વખતમાં ત્યાં ફેશન અને ખુબસુરતીની એક રાંણી મીસાલ પુંજાવા લાગી. અને એ બધી તેણીની ફતેહ તેનો ભલો ભરથાર હરખાતે હૈયે જોઇ રહ્યો.

"હું કેટલો નસીબવાળો" તે ઓછામાં ઓછો સોમી વખત પોતાનાં મનથી બબડયો હશે "કેવો નસીબવાળો કે આવી એક સંપુર્ણ મોહરદાર હું મેળવી શકયો. સારૂંજ થયું કે હું પેરીસ ગયો નહી તો મને મારી એલીસ કયાંથીજ મળતે ?"

તે બહુ સુખી હતો, કેટલાક જવાન્યાઓ માફક દરેક છોકરી સાથે ઘેલાં ચેડાં તેને જીંદગીભરમાં કાઢયાં નહોતાં અને તેથી પોતાનાં આ પહેલા જ હેતનાં જોશથી તે પોતાની મોહરદારને ચાહાવા લાગ્યો. હવે તેઓ ફરી હરી ધર જવાનાં હતાં. અને આવી ખુબસુરત કાંઉન્ટેસને તે પોતાનાં બાપીકા મહેલમાં લઇ જવા આતુર અને મગરૂર બન્યો. તેઓ ધર આવ્યાં ત્યારે ઓગસ્ટની આખેરીનો વખત હતો.

મોટા પાયા ઉપર તેઓને આવકાર આપવાની તૈયારી થઇ હતી. તે ગામનાં ભાડુતો, પેનશન ખાતા માંણુસો, ને કામદારો તથા આડોશી પાડોશી બધાં સ્ટેશન ઉપર તેઓનાં માલેક અને ઉમરાવ-ને રીસીવ કરવા ભેગાં મળ્યાં હતાં.

બધાં ખુશાલ હતાં. દરેક જણ તેને પાછો ફરેલો જોતાં રાજી રાજી થયું. છતાં દરેક જણનાં ચેહરા કાંઇ વિચારવંત જોવાતા હતા પેલી "ટેરેસ વીન્ડ" ફુંકાવાની શરૂ થઈ ચુકી હતી હજી તો તેનાં અવાજો ધીમાં નિસોસ હતા, છતાં આ અપસુગન માની બધાં અંદરખાનેથી રડમસ થઈ ગયાં હતાં. આરડન ટાવરની પુરાણી કાર-ભારણ તો તદન જ એ જોઇ હડબડી ગઇ અને તેટલાજ એક જુના ને ધરડા બટલરની સલાહ લેવા લાગી.

જે દીવસે તે ઉમરાવ જોડું આવનાર હતું તે સવાર ઘણીજ તેજસ્વી ઝળકતી રંગીલી રૂડી ઉગી, મગર ઉઠતાં સાથેજ નોકરોનું એક ટોળું હાઉસકીપર આગળ દોડી ગયું કે અગાશી તરફની પેલી હવા ફુંકાતી હતી, તેણીએ તે બધાંને ગુસ્સાથી ચુપ કરી નાખ્યાં પણ પછીથી બટલર સાથે મત કરવા તેને તેડી મંગાવ્યો.

"એમાં આપણે શું કરી શકયે ઓરટન," તે કારભારણે કહ્યું.

"હું વેહમી નથી પણ હું ઇચ્છુંછ કે આપણાં લોર્ડ અને લેડી આવેછ તેજ વખતે આ બનાવ નહી બન્યો હતો."

"માહારૂંબી તેજ ચાહાવું છે," તે ઘરડો માંણુસ એક નિશાસા સાથે બોલ્યો. "કારણ આ અવાજ કાંઇબી ખરાબી આરડન કુટુંબ ઉપર લાવ્યા વગર રહેતો નથી."

"પણ ત્યારે શું થવાનું હશે?" તે કારભારણ મીસીસ લલવર્થ બબડી. તે નાં કહેતી તો હતી, મગર ખરેખર તો તે એક ઘણીજ વેહમી બૈરી હતી. "આ વખત શું થવાનું હશે? દીલગીરી નામોશી, માંદગી કે મોહત?"

"કેમ કહેવાય?" બટલરે વિચારવંત કહ્યું, "આપણે આશા રાખીશું કે તે માંદગીજ લાવે. કારણ બધાંમાં તેજ સઉથી ઓછું ભયંકર કહેવાય. હમણાં તો બહુજ ધીમેથી અવાજ થાય છે. જોવની મીસીસ લલવર્થ પવન ફુંકેછ છતાં પાંદડાં તો બધાં શાંત છે."

તે બન્ને વફાદાર પુરાંણાં માંણુસો જેઓ તે મકાન અને તેનાં માલેક ખાતર જીવ કાઢી આપે તેવાં નીમકહલાલ, બાપડાં ફીકર કરવા લાગ્યાં.

પેલી તરફ આરડન ટાવર આગળ આવતું તે ઉમરાવ જોડું ખુશાલ હતું. છેક નજદીક આવતાં ખુબસુરત લેડી આરડનનો ચેહરો એકદમ ફીક્કો પડયો.

"મને ખ્યાલ નહી હતો કે આરડન ટાવર આટલો બધો ગ્રાન્ડ હશે." તે નવી પરણી આવેલી લેડી બોલી. "ઓ લીઓ, તમે ધારોછ કે તમારાં આવા નામાકીત મોટાં મકાનને જેબ આપું તેવી શેઠાંણી હું કદીબી થઇ શકીશ?"

"તું તો રાજાનાં તખ્તને શોભાવે તેવી છે એલોસ," તેણે સચ્ચાઇનાં જોશથી કહ્યું. જ્યારે તે જવાન ઉપર આ બોલતાં ઘણી ઉંડી અસર થએલી જોવાઇ. "માઇ ડારલીંગ, હું ખુદાનો શી રીતે આભારબી માની શકવાનો છું આવી એક સંપુર્ણ મોહરદાર મને મેળવી આપવા માટે?"

તે ગાડી એક નરમ આંચકા સાથે હવે હાલનાં મોટાં પોખાળ દરવાજા આગળ આવી ઉભી રહી ગઈ. અને એક ટુંક ભાષણ કરવા ખાતર લોર્ડ આરડન ઉઠીને ઉભો થયો. તેણે તેઓનો ઉપકાર માન્યો, આવો હરખભર્યો આવકાર આપવા માટે, અને હવેથી લાંબો વખત સુધી, તે ગામનાં ફાયદા અર્થે તે પોતાની કાઉન્ટેસ સાથે અહીંજ રહેશે એમ જણાવ્યું.

તાળીઓનાં ગગડાટથી તેનું બોલવું બધાંએ વધાવી લીધું એટલે હવે તે પોતાની મોહરદાર તરફ હસ્તે ચેહરે ફર્યો.

"વેલકમ હોમ," તે બોલ્યો. "તાહારે ઘર ભલે પધારી—વેલકમ કાઉન્ટેસ ઓફ આરડન."

તેણે ત્યારબાદ હાઉસકીપર અને બટલરને ઓલખાંણ કરાવી. અને ધીમેથી તેણીનાં કાન પર પડી બબડયો,

"જ્યારે માહારા પપા માહારા મમાંને અતરે પહેલા લઇ આવ્યા ત્યારે આ બન્ને જણાં નાહાનાં છોકરા છોકરી હતાં."

જે ઓલખાંણ કરાવા લાએક હતી તે થઇ રહ્યા બાદ લોર્ડ આરડને હવે મક્કમતાથી પોતાની મોહરદાર તરફ જોયું.

"તું થાકી ગઈ હશે એલીસ," તેણે વ્હાલથી કહ્યું. "તાહારા રૂમમાં જઈ જરા આરામ કરી ચાહ લેવા તને ગમશે?"

"ઓ ઘણુંજ," તેણીએ તુરત જવાબ કર્યો.

"આપણે કેટલે વાગે ડીનર લઇએ છીએ ઓરટન?" તેણે ત્યાર બાદ તે બટલરને પુછયું.

"બરાબર આંઠ વાગે માહારા લોર્ડ." જવાબ મળ્યો.

"ત્યારે તો આસાયસ કરવા ખાસ્સો એક કલાક તાહારા હાથમાં છે એલીસ." લોર્ડ આરડને કહ્યું. "મીસીસ લલવર્થ, તમારાં લેડીને એવણનાં રૂમ્સ બતાવો."

તે ખુબસુરત મીઠો ચેહરો અને દમામદાર અદાઓ જોઈ, તે કાઉન્ટેસને બહુજ માનથી નિચું નમી.

"તમારા ઓરડાઓ માહારાં લેડી," તેણીએ કહ્યું. "પશ્ચીમ

તરફ આવેલા છે. ટાવર માહેલા તે સઉથી સુંદર ને ખુશનુમાં ઓરડાઓ છેજી."

લેડી આરડન તે હાઉસકીપર અને પોતાની મેડ સાથે ગઈ. તે ઉંચામાંનાં ટેસ્ટથી શણગારેલા મોટા કિમતી ઓરડાઓ હતા જ્યાં થોડી જ વારમાં તેણી માટે ચાહ આવી. ઘણીજ તજુમલથી બનાવેલી પમરતી તે ચાહ હતી. જેનાં વાસણો એટલાં તો ઉંચી કારીગીરીનાં પુરાંણ ને સુંદર હતાં કે બે ઘડી જોયાજ કર્યે. એમ કહેવાતું હતું કે 'મારી એનટોઇનેટ'નાં વખતની તે "ટી સરવીસ" હતી.

લેડી આરડને પોતાનો મુસાફરીનો પોશાક બદલી નાખ્યો હતો અને તેણીને કિમતી સાદાં ઘરનાં કપડાંમાં, એક ખુબસુરતીનો દરીઆવ રજુ કરતી જોઇ તે કારભારણ તો ઠસજ થઇ ગઇ, તે દીલ ચોરી લેય તેવી મનોહરતા વધુવાર નિહાળવા ખાતર તેણીએ કાંઇ બાહાણું કાઢી વાતો કરવા માંડી.

લેડી આરડન ધીમું મીઠું હસ્તી, તે નાજુક કપ હજી તો પોતાને હોઠે લગાડવા જાય તેટલા કાંઈ અવાજ તેણીને કાને પડયો. અને તે ચોંકી ઉઠી.

"એ શું ?" તેણીએ પુછયું. "કેવો અજબ જેવો અવાજ. દરીઆના મોજાંનો એ અવાજ છે કે તોફાન કરતા પવનનો ?

"પવનનો માહારાં લેડી" તે હાઉસ કીપરે જવાબ કર્યો "મોટાં પાઇનનાં ઝાડોમાં વાતો પવન કોઇ વાર ઘણો અજબ જેવો અવાજ કરેછ માહારાં લેડી."

માઈ લેડીએ તે નાજુક કપ તે રૂપાંની ટ્રે ઉપર મુકી દીધું..

"આજે વાવીઝોડું થાશે એમ લાગતું તો નહી હતું." તે બોલી "સુર્ય તો ઘણોજ જોશમાં ચમકતો હતો."

"તોફાન કે વાવીઝોડું કશું જ નથી માઈ લેડી," તે કારભારણે જણાવ્યું "એ તો ફક્ત પાઇનનાં ઝાડોમાં અવાજ કરતો પવન છે."

પણ લેડી આરડન તે માને તે પહેલાં, જાતે ખાતરી કરવા

ઉઠી ને બારી આગળ ગઇ, તેણીએ તે ઝીણાં સુંદર લેસનાં પડદા હટાવી નાખ્યા અને બાહેર ડોકાવ્યું. તો ત્યાં સુર્ય પુર જોશમાં પુર તેજથી ચમકી રહ્યો હતો. તોફાનની એકે નિશાંની નહોતી અને તે છતાં, કેઠેથી હવાનો અવાજ તો એવો આવતો હતો કે જાણે સખત વાવીઝોડું થતું હોય.

"સાંજ તો તદન શાંત લાગેછે," વિચારવંત તે નવી કાંઉન્ટેસ બબડી. ફરી એક વાર જાણે કોઇ બંદીખાનામાંથી છુટવા ખાતર હાય સોસારા કરતું હોય તેવો પવનનો અવાજ ત્યાં ફેલાઇ રહ્યો. બાહેરની શાંતી અને બીલકુલ હાલ્યા વગર ખડાં થઇ રહેલા લીલાં ઝાડો તરફ જોતી લેડી આરડન્ન બે પળ સ્થીર ઉભી રહી. જ્યારે તે પાછી પેલી કારભારણ તરફ ફરી ત્યારે ગુંચવાડાનો એક છાપ તે મનોહર મુખડા ઉપર ઉતરેલો જોવાઇ શકાયો.

"માહારી જીંદગી ભરમાં આવું અજબ જેવું હું આ પહેલીજ વાર જોઇ રહી છું" તે બબડી. "તોફાન થતો હોય તેવો પવનનો અવાજ આવે છે છતાં હવામાં તો એક પાંદડુંબી હાલતું નહી એ શું કહેવાય?"

તે ઘરડી હાઉસ કીપરનો ચેહરો ફીકરથી ફીક્કો પડયો છતાં તેણીએ ચુપકાદી અખત્યાર કરી રાખી. તેણીએ ઠરાવ કર્યો હતો કે આવતાંની સાથ આવી ભયંકર બીનાંની વાત તેણીએ પોતાની શેઠાંણીને જણાવવી નહી ને તે મુજબ પોતાનો ઠરાવ તેણીએ પાળ્યો. તે આ વેહમી માન્યતા વિષે કશુંજ બોલી નહી.

જમવાનો વખત થતાં, સુફેદ સેટીનનાં કિમતી પોશાક અને ઝગકતા હીરાનાં શણગાર સાથે એક અપસરા જેવી ખુબસુરત અને એક રાજકર્તા જેવા દમામદાર દેખાતી લેડી આરડન જમવા નિચે ઉતરી. પ્યારથા હસી બોલી જમતા વખતે, એકબીવાર તેણીને પેલા અજબ રીતે અવાજ કરતા પવનની યાદ તો થઈ જ નહી, કે તે પોતાનાં ધણીને એ બાબદસર પુછે તેમજ વળી પેલી કંગાલ ગઇ ગુજરી— પેલાં ખુનનાં ભેદનો બી તે વેળા સ્વપ્ને ખ્યાલ થઇ શકયોજ નહી.



## પ્રકરણ ૩૩

### " આરડન કુટુંબની બધી કાઉન્ટેસમાં તું માહારી રાંણી સઉથી ચઢીઆતી છે"

લોકોએ ગરમ જીગરથી અને ઉઘાડા હાથો સહીત તે નવી કાંઉન્ટેસને આવકારથી વધાવી જ લીધી. આસપાસનાં અમીર ઉમરાવ, આડોશી પાડોશી સઘળાં તેણીને જોવા ને માન આપવા દોડી આવ્યાં.

અને આરડન ટાવરમાં વારંવારની ખાંણી પીણી, અને ડાન્સ જામી રહ્યા. લેડી આરડને ખુશાલ એક ગમ્મતભરી જીંદગીમાં હોમાવ્યું. કંગાળ ગઇ ગુજરીનો ખ્યાલ તેણીએ જબરીથી બાજુ કર્યો. તે તો હવે એલીસ–કાંઉન્ટેસ ઓફ આરડન–આરડન ટાવરની મગરૂર શેઠાણી હતી તો હેસ્ટર બ્લેરની કંગાળ ગઇ ગુજરી યાદ કરવામાં હવે ફાયદો જ શો ?

તેનો ભરથાર તો તેની ઉપરથી મરીજ ફીટતો હતો. બલ્કે તેને પુંજતો હતો. સુંદરમાં સુંદર ડ્રેસીસ, કિમતીમાં કિમતી ઘરેણાં તે તેણી માટે લાવતો. લોકો તેની ખુબસુરત મોહરદારને વખાંણતું ત્યારે તેનું જીગર સુખમાં ઠરી રહેતું. તેણીને જોતાં જ તેની આંખો પ્યારથી ચમકતી અને તે બધાનાં બદલામાં તેટલાજ વાહાલ વફાદારી અને ભકતીભાવથી તે જવાન સુંદરી પોતાનાં ઉમરાવ ભરથારને ચાહાતી.

લોર્ડ આરડને તેણી માટે કાંઈ કાંઇ પ્લાન્સ ઘડયા હતા. પહેલાં થોડા મહીનાં ક્રીસ્ટમસ સુધી તો અતરેજ રહી, ત્યાર બાદ લંડનની એક સીઝન તેણીને તે આપવા આતુર હતો. તેણી ત્યાં જે સેનસેશન કરી મુકશે ને વખાંણ મેળવશે તેનાં વિચારો અત્યારથી જ કરી તે ખુશ ખુશ થતો. તે હાલ પોતે પોતાનાં સુખમાં એટલો મસ્ત બન્યો હતો કે પોતાની આસપાસનાં બધાંનેજ સુખી જોવા તે આતુર બન્યો અને પરીણામમાં જાતે ધ્યાન આપી પોતાનાં તે ગામનો વહીવટ બધાંને લાભ મળે તેમ ચલાવા લાગ્યો.

" હું ઇચ્છુંછ કે એલીસના કોઇ સગાંવહાલા કે દોસ્તો હતે."

તે વારંવાર પોતાનાં મનથી બબડતો. "જો તેમ હતે તો તે બધાંને નિહાલ કરી નાખવા હું કેવો ખુશી થતે."

બે મહીનાંમાં તેણીને લંડન લઇ જવાનો તેણે ઠરાવ કર્યો. ડચેસ ઓફ ગ્લેનકુન તેણીને લંડનની ફેશનેબલ સોસાયટીમાં ઇન્ટ્રોડ્યુસ કરનાર હતી. અને એક વખત તેમાં દાખલ થઇ કે પછી તે જે હોહોકાર ત્યાં મચાવી નાખશે તેનો ખ્યાલ લોર્ડ આરડન બરાબર કરી શકતો હતો.

એક સપટેમ્બરની રલીઆમણી સવારે ગુલાબોના પમરાટ વચ્ચે લોર્ડ અને લેડી આરડન નાસ્તો ખાતાં બેઠાં હતાં. તેઓ એકલાં હતાં. અને સંસારને લગતું આ ચિત્ર જેટલું રમણ્ય લાગતું હતું તેટલું બીજું ભાગ્યે જ લાગે. સુફેદ લેસનાં પડદાઓ બાજુએ ખસેડી નાંખવામાં આવ્યા હતા. અને સુર્યની રેજાળ ઝળકાટભરી રીતે અંદર આવતી હતી. નાસ્તાની ટેબલ ઉપર ખુદ તે સોનેરી ચળકાટ પંથરાઈ રહ્યો હતો, જે ઉપરનું કિમતી ચાંદી કામ, નાજુક ચાયનાંનાં વાસણો, અને રંગબેરંગી ફુલો, અજબ તેજસ્વી લાગતું હતું. લોર્ડ આરડન સુખી હસ્તે મગરૂર ખુબસુરત ચહેરે બેઠેલો હતો. જેની બાજુમાં તેની મનોહર ભોહરદાર સવારનાં સફેદ લેબાશમાં આંજી નાખનારી હદ સુધી ખુબસુરત ને દમામદાર દેખાતી અવાર નવાર હેતથી પોતાના પતી તરફ નજર કરતી બેઠી હતી.

"મેં આટલી સરસ દરીઆ અને જમીનની મેળવણી સાથની બીજી એકે જગ્યા જોઇ નથી, આરડન ટાવર ખરેખર એક ખુબસુરતી જ છે." લેડી આરડન કહેતી હતી.

"ને એવી બીજી મીલકત કેથે છેબી નહીં" મગરૂરીથી તે જવાન માલેકે કહ્યું. "માહારા મનથી તો આરડન ટાવર સઉથી સુંદરમાં સુંદર જગ્યા છે."

"લીઓ" લેડી આરડને કહ્યું. "આપણે અહીં આવ્યાં ત્યારનાં પારટી ને ડીનર ને ડાન્સની ધધુખરમાં એવાં પડેલાં કે તમે જાણોછ, મેં આરડન ટાવર હજી તો આખો ફરીને જોયોબી નથી."

"કેવું અજબ જેવું !"

"ને મને તો આ વ્હાલાં મકાનનું ખુણેખુણું ફરીને જોવું છે." તે બોલી. 'હું અત્યારથી જ તેની ખુબસુરતીને ખાતર તેને એટલું ચાહું છું કે અહીંની દરેકે દરેક ચીજ મને ફરી ફરીને જોવા ને જાણવા ગમશે."

તે ખુશી થએલો લાગ્યો.

"જો આજની સવારે તને ફુરસદ હોય એલીસ," તેણે કહ્યું. "તો ચાલ માહારી સાથે હું તને ફેરવીને તે દેખાડું, પણ યાદ રાખજે કે આ જગ્યા ઘણી મોટી છે ને એકજ વખતમાં તે આખી જોઇ વળતાં તું ઘણી થાકી જશે. તે એક મોટી મુસાફરી જ થઇ પડશે."

"ત્યારે તે મોટી મુસાફરી આપણને લેવા દો." ખુશાળીથી હસતાં તે બોલી. "આપણા જ ઘરમાં મુસાફરી કરવી એ લગાર ગમ્મત ઉપજાવનારૂં લાગશે."

"તને ખ્યાલ નથી." લોર્ડ આરડને તેણી તરફ જોતાં કહ્યું. 'કે આ પુરાણી મીલકત કેટલી બીશ્યાર ને અજબ જાતની છે. ઓરડે ઓરડે તે રૂમની પુરાંણી માન્યતાઓ અને કહાંણીઓ છે. ચાલ તુંને ગમે તો હું બતાવું. મને તો તાહારી સાથે ઘણીજ મજાહ પડશે.''

તે એક ઉતાવળી, ગ્રેસફુલ દમામદાર અદાથી ઉઠી ઉભી થઈ ને પોતાની ખુરશી બાજુએ હટાવી નાંખી. એ દેખાવ વરશો પછી લોર્ડ આરડન યાદ કરતો રહ્યો. વરશો પછી આજે જોયેલી તેમ ઊંચી સીધી ટટાર રૂઆબદાર ને સુર્યનાં ઝળકાટ જેવી તેજસ્વી તેણીને પોતાની સામે ઉભેલી તે યાદ કરતો જ રહ્યો—તે હસતો મગરૂર ચહેરો તે દમામદાર અદા, અને તે સફેદ લેસનાં પોશાકવાળું મરોડદાર બદન !

"ચાલો હમણાંજ ચાલો લીઓ," એકદમ આતુરતાથી તે બબડી. "હું થાકવાની નથી સામી મને મજાહ પડશે."

અને ખરેખરજ તેણીને મજાહ પડી. એકાદ નવું ગામ જોતી હોય તેવું જ તે પુરવાર થયું. તેણી એક પછી એક ઓરડાઓ જોતી ગઇ

જેની કહાંણી તેનો ભરથાર હસ્તે ચેહરે તેને સમજાવતો રહ્યો. આખરે તેઓ એક ઘણીજ મોટી અને પોહળી કોરીડોર, ખુલ્લી ઉજાસવાળી બારીઓથી ભરપુર હતી ત્યાં આવી લાગ્યાં. તેની જમીન રાતા ગાલીચાથી શણગારેલી હતી. અને તે એટલો તો નરમ અને જાડો હતો, કે અડધા પગ અંદર પેસી જતા. સુફેદ પુતળાંઓ આરટીસ્ટીક ટેસ્ટથી ગોઠવી મુકેલાં હતાં. અને તે એવા તો ભવ્ય શણગારથી તે કોરીડોર દીપી રહી હતી કે બે ઘડી જોયા જ કર્યે.

લેડી આરડન હસ્તે ચેહરે તે બધું વખાંણથી જોતી ઉભી.

"કાંએ લીઓ," તે બોલી, "પશચીમ તરફની વીંગ કરતાં બી આ બાજુ તો વધારે રળીઆમણું લાગે છે."

"હા પણ આ તરફની જગ્યા બીલકુલ વપરાશમાં લેવાતી નથી." તે બોલ્યો. અને તેનો હેન્ડસમ ચેહરો ઘેરાઈ આવતો જણાયો.

"એમ કાંએ ?" લેડી આરડને પુછી જોયું.

"આ જગ્યાને "લેડી સીબીલાની કોરીડોર" નું નામ આપાયલું છે." તેનાં ભરથારે જણાવ્યું. અને સામી તરફનાં ત્રણ ઓરડા બતાવતાં ઉમેર્યું. "આ ઓરડાઓ બી લેડી સીબીલાનાં જ છે."

"અને લેડી સીબીલા કોણ હતી ?" તેણીએ ઉતાવળે સવાલ કર્યો.

"એ વાત હું તને નહીજ જણાવું તેજ બહેતર થશે." લોર્ડ આરડને વિચારવંત કહ્યું. "એને માટે નહી બોલીશું તેજ ઠીક છે."

લેડી આરડને અજાયબીથી પોતાની આંખો તેની તરફ ઉઠાવી.

"કાંએ લીઓ તેનું કાંઇ કારણ ?" તેણીએ પુછ્યું.

"માહારી ડારલીંગ એલીસ," તેણે કહ્યું. "તું કાંએ કરીને પુછેછ તો કહે કે હું એક સુફેદ પવિત્ર અને ખીલતી કુમળી કળી ઉપર કાળો સાહીનો ડાઘ પાડી શકું વારૂ ?"

"હું તમારૂં કહેલું સમજી શકતી નથી." તેણીએ તાજુબીમાં કહ્યું.

"માહારી આંખમાં માહારી એલીસ, તું જેટલી સુંદર છે તેટલીજ પવિત્રબી હું તને ગણું છું. તો લેડી સીબીલાની કહાંણી તાહારા જેવી આગળ માહારાથી કેમ કહેવાયબી ?"

તે એકાદ પળ ડઘાઇ જ ગઇ. જાણે જાદુથી હોય તેમ, સ્કોટલન્ડ ખાતેનું તે બંદીખાનું, તે કોર્ટ અને જજ, તે જ્યુરી અને તેને પસાર કરેલો અભિપ્રાય સઘળું તે ખ્યાલી આંખોથી જોઈ રહી, અરે ખુદ ખુનનાં ભયંકર વાંક માટે શકમંદ ગણાયલી તે એવી તે કોણ હતી કે તેને તેનો ભરથાર આટલી પવિત્ર ભલી ને નેક ધારે કે એક વડવા બાનુની નહી પસંદ કરવા જોગ કહાંણીબી તે તેણીને કહેતાં અચકાય ?

લોર્ડ આરડને સામેનાં ત્રણ ઓરડા માહેલો એક ખોલ્યો. તે એક કંઇબી ફરનીચર વગરનો ખાલી પણ સુંદર ઓરડો હતો જેની એક દીવાલ ઉપર એક મોટી તસ્વીર ઉંધી કરી ટાંગેલી હતી.

"આ ઓરડામાં હું છેક નાહાનો છોકરો હતો ત્યારે આવેલો તેજ" લોર્ડ આરડને કહ્યું. 'આ તે જમાનાંમાં લેડી સીબીલાનો "બુડવોઅર" ગણાતો હતો."

"મને તેવણ માટે બધું કહો લીઓ," એલીસે માંગી લીધું. "નહી તો મને તે નામ સંતાપતું જ રહેશે. હું આ પીકચર જોઉં ?"

"એ લેડી સીબીલાની જ તસ્વીર છે," લોર્ડ આરડને કહ્યું. "ને આ ધુળ મટોડાં ઉપરથી લાગેછે કે વરસો ઉપર ઉલટાવી નાખી મેં ટાંગેલી તેમની તેમજ રહેવા દેવામાં આવીછે. જો એલીસ એ સબી જોવી હોય તો જો, તે એક ખુબસુરત ચહેરો છે."

લેડી આરડને તે તસ્વીર ઉલટાવી ધ્યાનથી પોતાની નજર તે પીકચર માહેલા મુખડા ઉપર ટાંકી અને ખરે જ તે એક નાદર નકસ બતાવતો અતી દીલજીત ચહેરો હતો. જવાન, ગુલછડીનાં ફુલ જેવું નાજુક ને મરોડદાર તે બદન હતું. બીલકુલ ફિરેસ્તા જેવો નિરદોશ તે મીઠો ચહેરો અને એક બાળક જેવી પાકીજગી અને મનોહરતા રજુ કરતી બે બલુ સુંદર આંખો હતી. તે વાળો સોનાં માફક ચળકતા જણાંતા હતા. તે રોણકદાર મોઢાંની દાબડી દેખાડતા હસ્તા તાજી ખીલતી બેરીઝ જેવા લલચાવનારા હોઠો, અને કમાનદાર ભવાં સાથનો તે મુખડો આંજી નાખે તેવી જ ખુબસુરતી બતાવતો હતો.

"અને આ લેડી સીબીલા છે ?" લેડી આરડને પુછ્યું. "જુઓ લીઓ, તે પણ માહારી તરફ પોતાની ખુલ્લુ આંખોથી જોતાં હોય તેમજ માહારી સામે જોઇ હસી રહ્યાં છે."

તે અર્લનો મગરૂર ચેહરો ઘેરાઈ આવ્યો.તેણે નાખુશીનો ચીલ્લો ચઢાવ્યો.

"એવું એવું નાં બોલ એલીસ" તેણે કહ્યું. "તાહારી તરફ જોઈ તેવણ હસે એવું હું ચાહાતો નથી."

"તેવણ કેટલાં જવાન ને નિરદોશ લાગેછ લીઓ," લેડી આરડને કહ્યું. "તેવણનું હસ્વું બીલકુલ એક બચ્ચાં જેવું જ છે."

"નિરદોશતા અને તેવણ વચ્ચે કાંઇ જ સબંધ નહોતો." કરડે સાદે લોર્ડ આરડને કહ્યું, "હું તને કહીશ એલીસ તેવણે શું કીધું હતું તે. અને ત્યારે જ તું સમજી શકશે કે તેની સબી દીવાળ ઉપર ઉંધી કરી દઈ, તેનું નામ બાળી નાંખી, નહી લેવાનાં સોગંદ તેનાં ધણીએ કાંએ લીધા હતા. હું તને કહીશ કેમકે ઘરને લગતી બધી વાતો ને માન્યતાઓ તું જાણે તેજ બહેતર છે તે ઘણીજ જવાન હતી. ખુદ આ તસ્વીર પડાવી ત્યારેબી તે બહુ જ જવાન હતી. તેનો ભરથાર અર્લ એડેલબર્ટ, જ્યોર્જ બીજાના વખતમાં આપણાં આ મકાનમાં રાજ ચલાવી ગયો હતો.

"માહારો તે વડવો જ્યારે પહેલવહેલી આ લેડી સીબીલાને મળ્યો ત્યારે તે અઢાર વર્ષની ઉમ્મરનો હતો. અને તેણીને જોતાં જ તે પોતાની શુદ્ધ બુદ્ધ ખોઇ તેણી ઉપર મોહીત થયો. તે એક ઈંગ્લીશ ઉમરાવની બીજી દીકરી હતી. અર્લ એડેલબર્ટ તેની તરફ બહુ જ ભલાઇથી વરત્યો. તે ગરીબ હતી. છતાં તેણે તેણીને પરણી પોતાની બધી દોલત તેને ચરણે ધરી. તેણે તેણીને ચાહી બલ્કે પુંજી હતી. અને તેણી ઉપર પુખ્ત વિશ્વાસ રાખ્યો હતો. તેણી જવાન દેખાવળી અને રમતયાળ હતી અને તે તેથી તેની સંગતમાં જરાબી સુખી રહી શકયો નહી. તેને જે નહી ગમતું તે તેણીને જરૂર જ ગમતું. તે મોજ મજાહ કરી દરેક મોજ ભોગવતી જ્યારે તેની ખુશી કે મરજી ઉપર જરાએ ધ્યાન આપતી નહી. પરણ્યા પછીનાં પહેલાં જ

વર્ષમાં તે શોધી કાઢી શકયો કે તેણીએ તેને છેતર્યો હતો-ઘણી જ ભયંકર ને ખરાબ રીતે-તેણી છુપી રીતે પરણેલી હતી, એક તેનું બચ્ચુંબી હતું અને તે જયારે લોર્ડ અર્લ એડેલબર્ટને પરણી ત્યારે તેનો આગલો ધણી જીવતો હતો. જો કે તેણી પાછી પરણી પછી થોડા જ મહીનાંમાં તે આગલો મરી ગયો હતો ખરો.

---

## પ્રકરણ ૩૪

### અમે આરડન કુંટુબનાં 'છેતરવાનું' કદી માફ કરતાં નથી.

"અર્લ એડેલબર્ટ કાંઈ સખત માણુસ નહોતો." લોર્ડ આરડને પોતાની કહાંણી આગળ ચલાવી. "જો તેણીએ તેની સાથે પરણવા પહેલાં બધું ખરૂં કહી દીધું હતે, તો તે જરૂર જ તેને માફ કરી સામો તેનું ને તેનાં ધણીનું પુરૂં થવા પૈસાની મદદ કરતે. જો તેણીએ તેનાં પહેલા ભરથારનાં મોહત પછીથી બી લોર્ડ એડેલબર્ટને જણાવ્યું હતે તોબી તે એટલો ભલો હતો કે જરૂરજ તેણીને માફ કરી પાછો પરણતે. પણ તેણીએ તો જાંણી બુજી તેને છેતર્યો. અમે આરડન વાલાઓ કદીબી છેતરવાનું માફ કરતા નથી. જો ગમે તેવો ગુનાહ હોય તો સાચી રીતે કબુલ કરી દેય તો અમે માફ કર્યે, મગર એક વાર છેતર્યું તો પછી તેની સાથે અમે હંમેશનો છેડો છોડાવી દઈએ છીએ."

આ બોલતાં લોર્ડ આરડને જોયું નહી કે તેની પરણેતરનો ખુબસુરત ચેહરો પહેલાં એકદમ લાલ ને પછી ફીક્કો મારી ગયો હતો. તે ગભરાયલી લાગી.

"પછી જયારે અર્લ એડેલબર્ટે ખરી હકીકત જાંણી," લોર્ડ આરડને આગળ ચલાવ્યું. "ત્યારે તેણે તેણી ઉપર દયા કરી નહી. તેણે તેણીને કાઢી મુકી. તેણીને અજબત મોટી રકમ દર માસે મળે એવી ગોઠવણુ કરી, તેણીનાં બધાં કપડાં ઝવેરાત અને તેણીનાં ઓરડાનું જરાકે જરા ફરનીચર તેણી ઉપર ધકેલી આપ્યું પછી

તેની સઘળી દીવાલ ઉપર ઉંધી વાળી દીધી અને ફરીથી તેનું નામ લીધું નહી."

"ઘણું સખત પગલું કહેવાય." એલીસ ધીમે સાદે બોલી. "કદાપી તે પોતાની કહાંણી કહેતાં બીહીધી હોય."

"સખત પગલું ?" લોર્ડ આરડને તાજુબીમાં પોકાર્યું. અને આ પહેલી જ વાર તેને આટલો ગુસ્સે થએલો તેણીએ જોયો. "હું તેમ ધારતો નહી. જેઓ સાચી રીતે ચાહી જાંણનાર છે તેઓ છેતરવાનો ગુનાહ કદી માફ કરી શકે જ નહી, અને એ બાબદમાં એલીસ હું બી માહારા વડવા જેવો જ છું. જો મને કોઇ વિશ્વાસથી બધું કહે—કબુલ કરે તો હું કોઇ બી ગુનાહ માફ કરૂં. પણ મને કોઈ છેતરે ને તેનું પાપ હું પોતે શોધી કાઢું તો તે હું કદી જ માફ કરૂં નહી."

"તમે તે ગુનેહગારને ચાહાતા હોત તો પણ નહી ?" એલીસે પુછ્યું.

"માન વગર પ્યાર હોઇ જ કેમ શકે ?" લોર્ડ આરડને કહ્યું. "જો લેડી સીબીલા માહારી બૈરી હતે, તો પણ હું એ જ માફક કરતે, જો તે મને પોતાનાં પહેલાં લગનનો ભેદ જણાવ્યા વગર પરણતે તો હું બી એ જ ફેંજ તેણીનો કરતે."

તેની નજર તેવામાં તેની તરફ પડી. અને તે ગભરાટ અને અજાયબીથી ચમકી ઉઠયો. તેની મોહરદારનાં નાજુક હાથમાં પકડાયલી પેલી પીકચર ફ્રેમ એકદમ નિચે પડી ગઇ, જ્યારે તે પોતે ફીક્કી ધ્રુજતી, લગભગ બેહોશ થઇ પડતી વખતસર તેણે તેણીને પોતાનાં હાથોમાં પકડી લીધી. તેણે તેણીને મજબુત પકડી રાખી, પ્રીતિથી તે સુંદર વાળો સમા કર્યા અને ઘણી મોહબતથી અનેક મીઠાં નામે બોલાવતો તે તેણીને જોઇ રહ્યો. તેણીને વગર વિચારે થાકવી નાખવા ખાતર તે ભોળો બાપડો પોતે પોતાની સાથે ખીજવાઇ ઉઠયો.

"હું જાંણતો હતો જ કે તું થાકી જશે." તે અતવત કરતાં

બોલ્યો. "માહારે તાહારી સંભાળ લેવી જોઇએ ને હું આ શું તુંને થાકવી રહ્યો છ. તું મજબુત નથી એલીસ જો કે તાહારા ગાલો તો તંદરોસ્તીની આગાહી આપતા સદા ગુલાબી રેહે છે."

તેણે હવે લેડી સીબીલાનું પીકચર બાજુએ મેલી દીધું અને ઘણીજ કાળજીથી પોતાની મોહરદારને તેનાં ઓરડામાં લઇ જઇ બારી આગળ કે જ્યાંથી ફુલોનો મીઠો પમરાટ આવતો હતો ત્યાં એક સોફા ખેંચી તે ઉપર તેણીને લેટાડી અને પોતે મીઠાસથી વાત કરતો પાસે બેઠો. એ દરમ્યાન લેડી સીબીલાને તો તેઓ ભુલી જ ગયાં.

ઉનાળો બી પુરો થયો. અને નાતાલનો વખત હવે પાસે આવતો હતો. તેથી લોર્ડ આરડન બહુ કામમાં રહેતો હતો. લેડી આરડન તદન તંદરોસ્ત ખુશાળ અને સુખી હતી. તે માનતી હતી તેમ પ્યાર અને વૈભવનાં રાજ્યમાં તે સલામત હતી. અને તે માટે તે પરવરદેગાર આગળ રડતી આંખે હઝારો હઝાર દુઆ ગુજારતી, આટલું સુખ આપવા તેનો આભાર માનતી. રે ખુદા જો તેને આ પ્યાર મગતે નહી તો બાકીની જીંદગી ઓ ખરેજ કેવી કંગાળ પસાર થઇ હોત તેનો ખ્યાલ કરતાં તે કમકમાટથી ધ્રુજી રહેતી.

એમ છતાં એ બધાં સુખ સાથે તે ઘણીકવાર હદથી જયાદા દુખી થઈ જતી એજ ખ્યાલે કે તે એક જુઠાં જીવતરે જીવતી હતી. એક ભેદ પોતાની છાતીમાં છુપાવી ફરતી હતી. તો વળી તે તુરતજ મન મનાવતી કે દુન્યાએ તેણીને ગુનેહગાર લેખી તેમા તેણીએ કાંએ જળવું બળવું અને આવેલું સુખ ફેંકી દેવું જોઇએ. ઓ ફકત હિમત કરી તે ખરી બીનાં પોતાનાં ધણીને જણાવી શકતી હતે!

વખત જતાં એ ખ્યાલો અને અંતકરણનો ડંખ કે તે પોતાનાં ધણીથી કાંઇ છુપાવતી હતી, એ વાત ધીમે ધીમે તે ભુલતી ગઇ. તે ઉમરાવ કુટુંબની ફેશનેબલ દુન્યામાં વસ્તી કાઉન્ટેસ ઓફ આરડનને તે કંગાળ ગઇ ગુજરી માટે વિચાર કરવાનો હવે વખત પણ ફાજલ પડતો નહી. એટલી તે હાલની પોતાની સુખકારક મોજમજાહ અને આનંદમાં સુખી હતી. શું તેણીનું એ સુખ નિભશે?

## પ્રકરણ ૩૫

### લંડનમાં આવકાર.

મે મહીનો આવી પુગ્યો. ખુશનુમા ઝળકતા તે દીવસો! સુંદર લીલેકસ અને લેબરનમ્સથી બાગબગીચા બધેબધ ઉભાઇ જવા લાગ્યા. અને ત્યારે તે અર્લે તે બાકીની સીઝન લંડન ગુજારવાનો ઠરાવ કર્યો.

લંડનની તે ધામધુમી જીંદગીની મોજ ભોગવવા લેડી આરડન આતુર થઈ રહી. એથેલ ખાતે તેણીએ જીંદગીની મોજ કશી જ ભોગવી નહોતી. પેરીસ ખાતે દુન્યાદારીનો અનુભવ અને રંગીલી જીંદગીનો કાંઇક ખ્યાલ તેણીને આવ્યો હતો જ્યારે હવે, લંડનની સોસાયટી ખુલ્લા હાથે તેણીને આવકાર આપતી ખોટી હતી તો તેની મોજ ભોગવવા તે આતુર બની રહી.

" કોર્ટમાં તું સઉથી ખુબસુરત બાનુ તરીકે કબુલ રખાશે, " તેનાં ભરથારે હેતથી હસી અનેક વાર તેણીને કહ્યુ હતું. " આરડનનાં માંન પામેલાં અને નોબલ નામમાં તું કીર્તિનો વધારો કરશે માહારી એલીસ. "

લંડનનો તે નામાંકીત આરડન હાઉસ જોઈ તે ખુશી અને હર્ષઘેલી નહી બને તો તે ઈનસાંન જ નહી કહેવાય. આ સુધરેલા જમાંનાંની દરેકે દરેક ઉત્તમ, સુધરેલી, નામાંકીત આરટીસ્ટીક અને કિમતી ચીજોથી તે મહેલ નવેસરથી શણુગારવામાં આવ્યો હતો. આખી લંડનમાં તે એક સઉથી અવ્વલ દરજ્જાનો મહેલ એકે અવાજે કબુલ રખાયલો હતો. માતબર અને મોજીલા ઉમરાવો માટે નમુનો અને દાખલો લેવા જેવો જ એક તે મહેલ હતો. પૈસા હુન્નર અને સાયન્સ જે હાલનાં સુધરેલાં જમાંનાંમાં કરી શકે તે બધી સગવડો, અને છેલ્લામાં છેલ્લી સુખ આપનારી શોધોનાં ઉત્તમ નમુનાંથી ભરપુર હતો.

અને આવા એક મકાનની ભાગ્યશાળી માલેકણ, અને એક ઉમરાવ ખવાસનાં હેતવંતાં ધણીની તે ધણીઆણી આ બધું જોઇ સુખ પામે તેમાં અજાયબી છે ? તેને મળતું હતું તે સુખથી તે સંતોષ નહી પામે તો તેણીને "ઓરત" નું નામ પણ છાજે નહી. આરડન ટાવરનો વૈભવ ભોગવેલો છતાં, આરડન હાઉસની ઝાહો-ઝલાલી જોઈ તે ઠસજ થઇ ગઇ. તે કિમતી ફરનીચર, તે સુંદર હુન્નરમંદ પુતળાંઓ, પુરાંણી સોનાં અને ચાંદીની પ્લેટસ, અને તે બધો મગરૂરીભર્યો દોડદમામ જોતાં ખુશી ખુશી થઇ.

"સીઝન પુરી થતાં હું તને "કાઉઝ" લઇ જઈશ." લોર્ડ આરડન તેણીને કહેતો "ત્યાંનો વીલા ઘણોજ રલીઆમણો છે. એલ્લાસ, માહારી બધી મીલકતો તને જાતે દેખાડવા હું તલપી રહ્યો છું. આપણે ત્યાર પછાથી "લોક ફીન" બી જઇશું."

"ચાર ચાર મકાનનાં માલેક થવું એ કેવું અજબ જેવું લાગેછ નહી ?" તે હસી. "પણ વારૂ મને કેહોની લીઓ કે તમોને તે બધાં ઘેરોમાંથી સઉથી ગમતું કયાં છે ?"

"આરડન ટાર્વેઝ એક હઝાર ઘણો સઉથી વધુ હું ચાહું છું." તે અર્લે તેજ રીતે ખુશ મીજાજે છતાં જોશથી કહ્યું. "એમ છતાં બાજાં બધાં મકાનો બી મને ગમેછ તો ખરાં જ ને મારે ખાતર માહારી દરેક મીલકતને તાહારે ચાહવી ને તાહારી અતલગની ગણવી પડશે એલીસ."

" તમે જે ચીજ ચાહો તેને હું ચાહ્યા વગર રહી શકું જ નહી લીઓ. " તે ગંભીર થતાં બોલી. " તમારી નહાનામાં નાની મરજી ને ખુશી, તે જ મારી બી જાંણવી. "

લોર્ડ આરડને હેતથી તેની તરફ જોતાં ખુદાની શુકર ગુજારી કરી કે આવી હેતવંતી એક મોહરદાર તે મેળવવા પામ્યો હતો.

એક દીવસ આખા લંડનમાં વાત ઉડી રહી કે લેડી આરડન, એક ચોક્કસ ડ્રોઈંગ રૂમમાં આજ પહેલી જ વાર લંડનમાં દેખાવ દેશે. અને લોકો તરેહવાર બોલતાં થયાં કે લંડનની કોર્ટમાં ઘણે લાંબે વખતે આવી ઝળકતી ખુબસુરતીએ દેખાવ દીધો હતો.

તે જ્યારે તૈયાર થઇ, સેટીન અને ઘરેણાંમાં મઢાઈ પોતાનાં ધણી સામે ખડી રહી ત્યારે વાજબી મગરૂરી સાથે વાંકો વળી લોર્ડ આરડને તેણીનો નાજુક હીરાથી દીપક મારતો હાથ ચુમ્યો.

" સઉથી પહેલાં માહારા નમસ્કાર સ્વિકારશો ? " તે મશ્કેરી કરતાં વાંકો વળી ને બહુ જ છટાથી પણ હેત અને મગરૂરીથી ચમકતે ચેહરે બોલ્યો. " સઉથી ખુબસુરત રાંણીને તેણીનાં સઉથી મોટામાં મોટા વખાંણનારનાં પ્રણામ છે. " અને તે હસ્યો. " એલીસ, માહારી મોહરદાર માટે હું મગરૂર છું. " અને તે ચાહાતા ભરથાર તરફનાં તે શબ્દો દુન્યાની કોઈ બી વખાંણ કરતાં તેણીને વધુ કિમતી લાગ્યા.

પેપરોએ વળાતે દીવસે તે જ મુજબનો રીપોર્ટ આપ્યો અને ત્યારે તેડાંનાં કાર્ડોનાં ઢગ તેણી ઉપર આવતા થયાં. જે ઓપેરામાં તે જતી ત્યાં લોકો તખ્તા ઉપર જોવાને બદલે તેણી તરફ જોતાં, દરેક બોલ અને પારટીમાં મધ ઉપર માખ ભમે તેમ લોકો તેણીને જાંણે જપવા દેતાં નહી. અને ટુંકમાં લંડન સોસાયટીમાં તે એક રાણી મીસાલ રાજ્ય ચલાવા લાગી એમ કહેવામાં સહરાગત કશી જ નથી.

તેણીને વખાંણનારાં બલ્કે પુજનારાં ઘણાં હતાં, લંડનનાં અડધા અડધ મરદો તેણી ઉપર મરી પીટતા હતાં, મગર તેઓની

કોઇની બી વખાંણની નજર કે ખુશામદનાં બોલોની તેણીને લગ પરવાહ હતી. તેણી તો દીલોજાનથી ફક્ત પોતાનાં ધણી ઉપર જ કુરબાન હતી, અને સઘળાં તે જોતાં અને જાંણતાં હતાં.

દુન્યાનો ભલભલો રાજા, શેહજાદો કે ખુબસુરતમાં ખુબસુરત મરદ એક પળ બી તેણીને પોતાનાં ધણીનાં મીઠા ખ્યાલો કરતી અટકાવી શકે નહી. લોકોનાં વખાંણનાં શબ્દો તેણી ઉલટી સમજતી એ ખરૂં. કેમકે દુન્યામાં એવી કોઈ બી છોકરી હશે નહી કે જેને પોતાનાં માટેનાં સારા શબ્દો સાંભળવા નહી ગમે. મગર જ્યાં બીજાનાં તેવા સો શબ્દો ત્યાં પોતાનાં ધણીનાં એક જ મધુરા શબ્દથી તે હર્ષઘેલી બનતી એટલો તેણીનો તેની ઉપર જીવ હતો. તેણીનાં સુખનો તે સુર્ય હતો, તેણીની જીંદગીનું તે તેજ હતો.

લંડનની સ્વિકારાયલી ફેશનેબલ દુન્યાની રાંણી તરીકે તે હાલ રાજ્ય ચલાવતી હતી. લોકો તેણીની ખુશામદ કરતાં ચાહાતાં ને વખાંણતાં. અને એ રીતે તે હાલ એક સઉથી માનવંત જગ્યા ઉપર બીરાજી હતી. સઉથી ઉંચુ ટાઈટલ સઉથી નોબલ નામની તે માલેકણ હતી. સઉથી સુંદર મકાનની તે શેઠાણી હતી. સઉથી સરસમાં સરસ ગાડીઓ ઘોડાઓ અને મોટરો તેણી પાસે હતી. સઉથી કિમતી ઘરેણાંઓની તે માલેકણ હતી. અને તે ઉપરાંત એક સઉથી ભલા ચાહાતા, વફાદાર ને સાચા ભરથારની તે ધણીઆંણી હતી.

તેણીની દરેકે દરેક મરજી બર લાવવામાં આવતી અને ટુંકમાં સુખનાં એક સ્વપનાં મીસાલ તેણીની જીંદગી પસાર થતી હતી તો તેવી વેળાએ, તે કંગાળ ગઇ ગુજરી તે ભુલી જાય,—હેસ્ટર બ્લેર —યા તે ધારણ કરેલાં એની માલકમ નામની તે કમનસીબ છોકરી ડુબી મુઇ હતી, અને આ તો કોઇ બીજી જ હતી એમ તેણીને લાગે તેમાં શું અજાયબી જરાએ છે ?

ઇંગ્લન્ડ ખાતે તેણીને લાગ્યું કે તે સલામત હતી. ત્યાં તેણીને કોઈ જ ઓલખતું નહોતું. અને જો કોઇ ઓલખીતું મળે બી તો

તેણી તો દુખી મુઇ હતી એ વાત જાહેર હોવાથી એક મળતા ચેહરાનું જ પરીણામ માની લેય એ બી બનવા જોગ હતું.

સુખી ને સલામત—તે વાહાલા ભરથારની હેતવંતી પનાહમાં આબાદ હતી. તેણીએ તે મહાનામી સાહેબનો તે માટે આભાર માનતાં મનથી સવાલ પુછયો કે જ્યારે આટલું બધું સુખ તેણીને પાછલાં વરસોમાં ભોગવવાનું હતું, તો શરૂઆતમાં આટલી હદ સુધીનું દુખ તેણી ઉપર શા માટે પડયું હશે? શું તે શીક્ષા કોઇ આગલાં ભવનાં પાપની હશે? નહી તેણીએ પોતે જ તે સવાલનો જવાબ આપી દીધો. તેણીએ જે સહન કર્યું હતું—જે અથાગ દુખ સોસ્યું હતું—ખુદ ખુનીનો કલંક માથે લીધો હતો, એ બધો સંતાપ—ને શીક્ષા પ્યાર વગર બ્લેરને પરણવા ખાતર જ થઇ હતી. જો કે પોતાનાં પીતાને બચાવી લેવાનાં નેક વિચારને ખાતર જ તે સ્વભોગી સુંદરીએ એવું પગલું લીધું હતું છતાં તે પરણી ત્યારે તે બરાબર જાંણતી અને સમજતી હતી કે પ્યાર વગર તે તેને પરણતી હતી—અને તેજ તેની શીક્ષા હતી.

શું આવી ગંભીર એક ભુલ માટે બધાંને જ શીક્ષા થતી હશે? જો તેમ હોય તો દરેક ઓરતે યાદ રાખવા જોગ થઇ પડશે કે ખરા પ્યાર વગર કદી જ પરણવું નહી.

"મેં ઘણું સહન કર્યું. રે ખુદા મેં પુરતું ખમ્યું" તે અનેક વાર મનથી બબડતી. "પ્યાર વગર પરણી મેં જીવતું દોજખ જ અનુભવ્યું હતું, પણ તેં માહારી દાદ લીધી ઓ દયાળુ બાપ ને હવે શાંતીનાં દીવસો તેં મને બખશ્યા તે માટે કેમ તાહારો આભાર માનું? હું કાઉન્ટેસ ઓફ આરડન, માહારા વાહાલા ભરથારનાં સુખમાં હવે સુખી જ થવશ. આશુંઓ હવે માહારી ઉપરથી ઓવાર્યા"

તેણીનાં તે દુખની યાદે તેણીને બીજાંઓ તરફ માયાળુ દયાળુ અને બહુ જ નરમ બનાવી એ તો ખરૂં તેણીનાં પોતાનાં ઘરમાં નોકરો તેણીને પુંજતાં કેમકે તે એક સઉથી માયાળુ શેઠાંણી હતી. કોઇએ કદી તે તાલેવંત ને મગરૂર લેડી આરડનનાં મુખમાંથી એકબી સખત ઘાતકી કે કરડો શબ્દ કોઇબી માટે બોલાતો સાંભળ્યો નહોતો.

" દેખાવ ઉપરથી તોલ કરી લેવું નહી." એ તેણીનો મૉટો હતો. " કોઇબી વાત એક તર્ફી સમજી કદી મત બાંધવું નહી. બીજી સાઇડ સાંભળ્યાં પછી જ જજ કરવું. દરેકને—દરેક શકમંદ હોવાનો જ વિચાર રાખવો. કદીબી એક તર કે પેલી તર ઢળી જવું નહી." આવા વિચારો તે એટલી બધી વાર જાહેર કરતી કે લોર્ડ આરડન એ સાંભળી ખુશાલ હસ્તો.

" તાહારા વિચારો જો બધાંનાં જ હોય, તો દુન્યામાં એકબી દોશીત માંણસ તો મળે જ નહીં એલીસ" તેનો ભરથાર હસ્તો. અને તેણીનાં તે નમ્ર ખવાસ, તે મીઠી માયાળુ અદાઓ, અને દયાળુ જીગર માટે તે તેણીને વધુ જ ચાહાતો હતો.

" એલીસ " એક દહાડો તેણે એકાએક તેણીને પુછીને ચોંકાવી; " એલીસ, કોઇ કોઇ વખત તાહરા ચેહરા ઉપર હું ઘણાં દુખી ફેરફારો જોવું છું. શું તને કાંઈ ગઇ ગુજરીનાં દુખી ખ્યાલો યાદ આવેછ એમ? તેવું કાંઈ છે એલીસ ?"

તે ફીકકું હસી.

" આટલાં બધાં સુખ છતાં, જો હું દુખી જણાતી હોવું તો ઘણી નગુણી ગણાંઉ લીયો," તેણીએ ઉડાવનારો જવાબ કર્યો. "તમારા રાજમાં હું એટલી સુખી છેઉ માહારા ભરથાર, કે તમે જ મને કહોની કે દુખી વિચારોનું મને કારણ જ શું હોય?"

" શું ખરાં જીગરથી તાહારૂં માહારા ઉપર હેત છે?" તેણે અંકે કરાવ્યું.

" માહારાં ખરાં ને ઉડાં જીગરનું સાચું પહેલું અને છેલ્લું તે હેત તમારૂં જ છે લીઓ." તે બોલી. અને તે જોશભર્યાં શબ્દોની સચ્ચાઈનો પ્રકાશ તેણે તેણીની સુંદર નિરદોશ ચશ્મોમાં જ વાંચી લીધો.

" અને માહારાં હેતમાં તું સુખી છે એલીસ?" તેણે બહુજ પ્રીતિથી, નરમાશથી સવાલ કર્યો.

" ઘણીજ હદથી જ્યાદા," તે મીઠું હસીને બોલી. " કેમકે દુન્યાનાં એક સઉથી નોબલ જવાનનું હેત હું મેળવી શકી છું, અને તેવા જ જોરાવર હેતથી તેને ચાહાવાનું મારૂં નસીબ થયું છે."

" એવું કાંઇબી છે કે જે તને વધુ સુખી કરવા ખાતર હું કરી શકું ?" તે ખરાજ લાએક ભરથારે પુછયું " તાહારી એકબી ઇચ્છા તાહારી એકબી મરજી હજી નહી પાર પડી હોય તેમ હોય તો મને કહે એલીસ શું તેવું કાંઈ છે ?"

" નહી, " તેણીએ તેની તરફ જોતાં જોશથી કહ્યું. અને જ્યારે, તે પવિત્ર ચેહરાની મીઠી આંખોમાં જોઇ પોતાની ખાતરી કરી લેવા લોર્ડ આરડન તેની ઉપર વાંકો વળ્યો, ત્યારે તે નિરદોશ ચેહરા ઉપરનું એ મધુરૂં હસવું જોઇ તે ખુશી થયો, તે હસવું અફસોસ કે છેલ્લું જ તે જોઇ રહ્યો હતો એમ તે બાપડાને હાલ ક્યાં ખબરબી હતી ?

વરશો પછી તે દેખાવ તે બરાબર યાદ કરી શકયો. તે ઝળકતી રહીઆમણી સવારે તે હદથી જ્યાદા સુંદર દેખાતી મોહરદારની હેતથી ભરપુર ઉંચકાયલી મીઠી આંખો, અને પરમ સુખનાં એક મધુરાં હસ્વામાં અડધા ખુલેલા તે લલચાવનારા હોઠો સાથનું પીકચર તેને પાછલાં વરશોમાં દુખથી સાંભરી આવતું રહેતું.



## પ્રકરણ ૩૬

### " સુખનાં માહારા સ્વપ્નાંઓ તમને છેલ્લી સલામ "

" માહારા હીરાના હારની ચાંપ તુટી ગઇ છે લીઓ " લેડી આરડને પોતાનાં ભરથારને કહ્યું. " આજનાં સ્ટેટ બોલમાં પહેરવા મને તે જોઈશે હવે હું કેમ કરૂં ? તાબડતોબ કોઇ અતરે દરૂસ્ત કરી આપે તેવું તો હશેની ?"

" હા, ને હું તે તાહારે માટે અબઘડી કરાવી લાવતે એલીસ" લોર્ડ આરડને કહ્યું. " પણ કેપટન ટેમ્પલ સાથે મને હમણાં એપોઇન્ટમેન્ટ છે તેથી જો બપોરે ચાલતું હોય તો હું કરાવી લાવશ "

" નહી હું જ જઈશ. " એલીસે કહ્યું. " મને બીજાં બી ઘણાં કામ છે, મેડમ એલસીને ત્યાં પણ માહારે જવાનું તો છે જ, તો

જરા વહેલી નિકળી આ નેકલેસનું કામ પહેલું કરી નાખીશ, હું ગાડીની વરદી અગ્યાર વાગ્યા માટે આપીશ."

તેઓ હાલ નાસ્તો લેતાં તે સુંદર સવારે બેઠાં હતાં. અને બહુ નહી થાકવા તે ભરથાર તેણીને સમજાવતો હતો.

" આજે રાતનાં બોલમાં " તેણે કહ્યું. " તું સઉથી ખુબસુરત ને સઉથી ઘણી તેજસ્વી લાગે એમ મારે જોવું છે એલીસ તો માહારૂં કહ્યું માની બપોરે જરા બરાબર આસાયસ કરજે. " તે રૂપેરી ઘંટનાં નાદ જેવું મીઠું હસી પડી.

"ઓ લીઓ," તે હસી "જ્યાં હીરા મોતી અને સુંદર પોશાક માટે બાહેર જવું હોય ત્યાં કઇ છોકરી થાકી બી શકે ? તમે બેફીકર રહો હું તો સામી મજાહ કરી વધારે જ તાજી બની આવીશ." અને તે મુજબ અગ્યારને તકોરે તે ભપકાદાર ગાડી લેડી આરડન માટે તૈયાર થઇ ઉભી.

તે એક તડકાંવાળી ખુશનુમાં સવાર હતી. અને તેવું જ હસ્તું ખુશાલ ને શાંત તેણીનું જીગર હતું. ખુલ્લા ગ્રે રંગનાં કેશમીરી, કપડાંમાં લેટેસ્ટ કટનાં ડ્રેસમાં, તેને મેચ થતી સુંદર ટોપી સાથે તે ઘણી શોભી રહી હતી, ઘણી જ સુંદર લાગતી હતી. તે ગુલાબ જેવી ચામડી સાથે કોનટ્રાસ્ટ બતાવતો તે ગ્રે રંગ તેણીને બહુજ શોભતો હતો. જ્યારે તે સુંદર આંખો તારા માફક સુખનાં પ્રકાશમાં ચમક ચમક થતી હતી.

તેણીનાં હાથમાં બંધબેસ્તાં ગ્રે ગ્લવસ તેણીએ પહેર્યાં હતાં. અને એક નાજુક ગ્રે રંગની ગુલાબી લાઇનીંગ સાથની, સુંદર લેસથી ટ્રીમ કરેલી પેરેસોલ તેણીએ સાથે લઇ લીધી હતી જે ગાડી ખુલ્લી હોવાથી, પોતાનાં હાથમાં નાજુકાઇથી પકડી તે બેઠી હતી.

તે ખુલ્લી ગાડી રસ્તા ઉપરથી પસાર થતાં, સેંહકડો વખાંણની અને અદેખાઇની નજરો તેણી તરફ ટીકાતી રહી. તે ગ્રેસફુલ અઢેલાઇ પડેલા નાજુક આકાર અને મનોહર ચહેરા ઉપર લોકેલોકનું ધ્યાન ખેંચાયું. તે તડકાંવાળી સવારે, એક સ્વપનાં જેવી જ સુંદર

દેખાતી. દુખ કે ભવિષ્યનાં એકબી ખરાબ ખ્યાલ વગર તે હસ્તે ચહેરે હંકારી જતી જણાઇ.

ગાડી એક સાંકળી ગળીમાં જતાં થોડીકવાર અટકીને ઉભી. અને ત્યારે લેડી આરડન વિચાર કરવા લાગી શું હશે ? એક ફુટમેને તેવામાં આવી તેણીને જણાવ્યું કે રસ્તો બંધ હતો અને બીજી થોડી મીનીટ થોભતાં જ તે ખુલશે તેમ છતાં માઇ લેડીની મરજી હોય તો બીજે રસ્તે તે ગાડી ફેરવી લેય, મગર આવી ખુશાલ રલીઆમણી સવારે ઉતાવળ કશી જ નહોતી એમ તે શેઠાણીએ જણાવ્યું.

અને રસ્તામાં કાંઇબી ખાડો ખોચ્યું નડતાં અને ગાડી ઉભી રહેતાં જેમ હંમેશ લોકોનું ટોળું શું એક જોવાનું હોય તેમ એકઠું થઇ જાય છે તેમજ હમણાં પણ બન્યું. લોકોનું એક મસ મોટું ટોળું જમાવ થઇ ઉભું, અને તેનું ખાસ કારણ તો તે ભપકાદાર ગાડીમાં બેઠેલી ખુબસુરત નાઝનીન પોતે જ હતી. બેદરકાર અદાએ, હસ્તે હોઠે, સુખનાં ખ્યાલમાં લીન થએલે મનોહર મીઠે ચેહરે તકીયાઓનાં ઢગ વચ્ચે બેઠેલી તે છોકરી કોઇનુંબી ધ્યાન ખેંચે તેવું જ એક પીક્ચર રજુ કરતી હતી. તેવામાં તે ટોળામાં કોઇ એક બીજો માણસ ઉમેરાયો. તે કાંઇ ઘણો જવાન નહોતો અને સવારને આ વખતે પણ દારૂ પીધેલો સાબુત જણાતો હતો. તેનો ચેહરો રતાસદાર, તેની આંખો લાલ બોટાં જેવી અને તેનાં હાથો ધ્રુજતા જોવાતા હતા. તે મેલાં ઘેલાં કપડામાં હતો. ને મોઢામાં એક મેલી જેવી તંબાકુની પાઇપ ફુંકતો હતો. અને અહીં બધાં શા માટે એકઠાં થયાં હતાં તે જોવા જ તેબી કેથો અહીં ઘસડાઇ આવ્યો પણ પહેલાં તો તે ગાડી તરફ તેણે નજર વટીક કરી નહી.

"શું છે ?" તેણે એક માંણસને પુછ્યું.

"ગલીની વચમાં "બસ" તુટી પડી છે. ને અહીંથી જવાને રસ્તો બંધ થયોછ. ગાડીઓ અટકી પડી છ."

"ગાડી" શબ્દ સાંભળતાં તેણે પેલી ગાડી તરફ અને પછી તેમાં એક શેહાજાદી જેવી દેખાતી બેઠેલી નાઝનીન તરફ જોયું, અને

જાણે જાદુથી હોય તેમ તેની નજર ત્યાં જ ચોંટકી બેઠી. તે ખુબ-સુરત ચેહરો જોતાં તેની આંખો ફાટી ગઇ. તેનાં મોઢાંમાંની પાઇપ તેની જાણ વગર નિકળી નિચે પડી ગઇ, આસપાસ લોકો હતાં અને શું બોલતાં હતાં તેનું વટીક ભાન તે તો ભુલી ગયો તેની આંખો તો બસ તે ગાડી માંહેલી સુંદરી તરફ જ ચોંટકી રહી. તેણે તેણીને એકાદ ભીક્ષુકને કાંઈ પૈસા આપતાં જોઈ. ફુલ વેચનારી છોકરીઓ પાસેથી ફુલ ખરીદ કરતાં જોઇ પણ તેની આંખ તો તેણીનાં ચેહરા ઉપરથી જરાએ હાલી નહી.

બીજી થોડી જ પળમાં પેલી ભાંગેલી બસને બાજુએ હટાવી હશે અને રસ્તો ખુલ્લો થયો અને તે ગાડી આગળ ચાલી એટલે પેલો માંણસબી ધીમે કદમે તેની પાછળ ચાલવા લાગ્યો.

"હું તેણીને ઓળખી શકું છું." તે એક દીવાનાંની માફક બબડયો. "તે મુવેલાંઓ વચ્ચેથી પાછી આવી છે પણ હું તેણીને બરાબર ઓળખી શકું છું."

લેડી આરડને તેવામાં તે તરફ મોઢું ફેરવ્યું અને જ્યારે તે સુખી ચેહરાનો ઝળકાટ જોઈ તે તો ઠરી જ ગયો.

"એ તે જ છે," તે બબડયો. "પણ આવો ચહેરો મેં તેણીનો કદી જોયો નહોતો, તે આવું મીઠાસથી હસ્તી કયારે હતી? આવી સુખી કયારે દેખાતી હતી? મેં તો તેણીને સદા, મગરૂર તુમાખી, તુચ્છકાર ભરી ને ગમગીન જોઇ હતી. મેં તેણીને દુખી, ફીક્કી, બીયેલી ને રડતી જોઈ હતી. મેં તેણીને મોહતનાં ભયથી હબતેલી, ફાંસીથી ડરતી ને કાંપતી જોઇ હતી, તો હું સેતાનનાં નામથી પુછુંછ, કે આટલાં થોડાં વર્શોમાં આ ચમત્કાર શું હશે? તે મરી ગએલી, ડુબી ગએલી કયાંથી પાછી આવી હશે? ને તેબી આવી હસ્તી ખુશાલ ને સુખા?"

બહુ જ ધીમે હંકારાતી તે ગાડીની પછવાડે તે પણ આવી ઘેલી દીવાના જેવી બકવા કરતો પાછળ પાછળ ચાલ્યો.

"હા, એ તે જ છે," તે પાછું અને પાછું બબડયો. "ભલે

તે ફેરવાઈ ગએલી હોય, ભલે કોઇ તેણીને નહી ઓળખે, પણ માહાર
આંખે તેણીની સીકલ છુપી રહે જ નહી. તેણીનાં ચેહરાની લીટી
લીટી મને યાદ છે. તે લાંબાં પાપણો, તે ઘેરા રંગનાં સુંદર કમાનદ
ભવાં તે મીઠી બ્લુ આંખો. તે જીવતાં કે મોહતમાં બી હું ઓળખ
શકુ. ગમે તેવા છુપા વેશમાં બી હું તેણીને પારખી કાઢું. લોકો
તેણીને મુવેલી માને છે. કદાપી એ તેણીનો તાગડો હશે. કે દુન્યા
મુવેલી જાહેર થઇ ખુશાલ ફરતી ફરે મને તો લાગ્યા કરતું હતું
તે મરી જાય જ કેમ? આટલી બધી જવાન ને ખુબસુરત મર
લાએક જ નહી હતી—હેસ્ટર બ્લેર જીવતી છે."

તે ટોળામાંથી ધીમે ધીમે તે ગાડી ચાલી અંતે એક દુકા
આગળ ઉભી રહી અને તેણીને ઉતરતાં તેણે જોઇ.

"એ કએ નામે પોતાને ઓળખાવે છે તે હવે માહારે શો
કાઢવું જોઇશે." તે એક લુચ્ચાઇથી ભરપુર હસ્વાં સહીત મનથી બબડયે

તે અજાયબીથી તે સુંદર જોડીના ઘોડાની ગાડી ને નોકરો તર
જોઈ રહ્યો. અને આ બધું તે કઇ રીતે મેળવી શકી હશે તે મા
તે તાજુબ થયો.

તેવામાં તે ગાડીનાં એક ફુટમેનને ગાડીની બીજી તરફ કાં
કામે આવતાં તેણે જોયો. અને નમન સ થે તે તેની આગળ જઇ ઉભો

"માફ કરજો સાહેબ," તેણે તે ફુટમેનને કહ્યું. "માહા
આટલી છુટ લેવી નહી જોઇએ. પણ વર્શો ઉપર હું ઘોડાઓ
ઘણો શોખીન હતો અને ઘોડાઓ માટે મને ઘણી સારી સમજ
તેથી આવાં સુંદર પ્રાણીઓ જોઇ હું ખુશ થઇ ગયો છે તો મ
પુછવાની રજા છે કે આ ઘોડાઓનાં ભાગ્યશાળી માલેક કોણ?"

આ વખાંણથી ફુગરાઈ જઇ તે ફુટમેન તેની તરફ ફર્યો, અ
જવાબ કર્યો.

"અર્લ ઓફ આરડનનાં આ ઘોડાઓ છે."

"અર્લ ઓફ આરડન?" તે અજાણ્યાએ પડઘા પાડય
"મને તો એ ઘણું નવું નામ લાગેછ."

"એમ કે ?" પેલા ફુટમેને ગુસ્સાથી જવાબ કર્યો. "પણ તમે ભુલ કરોછ, સઉથી પુરાંણું ને માન પામેલું તે એક નામ છે."

"હોશે." પેલાએ કહ્યું. "અર્લ ને લોર્ડની બાબદમાં હું શું જાંણું, સાહેબ, પણ જે હોય તે એટલું તો ખરૂં કે આ ઘોડાઓ મેળવવા ખાતર તેઓ ઘણાં ભાગ્યશાળી કહેવાય."

તે ફુટમેને કશો જવાબ કર્યો નહી.

"અર્લ ઓફ આરડન," પેલાએ પાછું બોલવું ચાલુ કર્યું "તો મને એટલું વધુ કહેશો કે પેલી સામી દુકાનમાં ગયાં તે ખુબસુરત બાનું શું તેવણનાં મોહરદાર છે ?"

"તે બાનું કાઉન્ટેસ ઓફ આરડન છે." તે ફુટમેને તેને હવે રૂખસદ આપવા ચાહાતો હોય, તેવા કરડા ઠંડા સાદે જવાબ કર્યો.

"આહ" પેલા અનજાણ્યાએ કહ્યું. "ત્યારે તો સઉથી સુંદર ઘોડાની જોડી ધરાવા ઉપરાંત માઇ લોર્ડ આરડન આખા ઇંગ્લંડની સઉથી ખુબસુરત બાનું મોહરદાર તરીકેબી ધરાવેછ" અને પછી એક હાસ્ય સાથે વધાર્યું "તે સાથોસાથ કેળવાયલા ફુટમેન માટે તો બોલવું જ શું ?"

તે નોકર એ સાંભળી જવાબ દીધા વગર તુચ્છકારથી તેની આગળથી હટી ગયો.

"રસ્તે રખડતા માંણુસોને જવાબ આપવાની એ માહારી શીક્ષા છે." તે મનથી બબડયો.

અને તેવામાં તો સંતોષ પામેલી, લેડી આરડન જ હસતે ચેહરે તે દુકાન માહેથી બાહેર આવી, અને બીજી એક જ પળમાં તેણીને ત્યાંથી હંકારી જતી જોઇ, પેલો કોઇ રખડતો એકાદ સ્ટેશનરીની દુકાન ઉપર ગયો અને ત્યાં જઇ લંડનની ડાયરેકટરી જોવા માંગી. તેમાં તેને જોઇતું શરનામું નિચે મુજબ મળી ગયું.

"અર્લ ઓફ આરડન, આરડન હાઉસ, પીકડીલી"



## પ્રકરણ ૩૭

### એક ધડાકો

લોર્ડ આરડન ગઇ રાતનાં તે સ્ટેટ બોલ વિસે નિરાંતે વાત કરવા પોતાની ધણીઆણીનાં બુડવુઆરમાં ગયો. તેણી ઘણી થાકી ગએલી હતી અને નાસ્તા ઉપર હાજર નહી થઇ શકવાનું કહેવાડયું હતું. આખાં મકાનમાં તેણીને આ તેનો ખાનગી ઓરડો જ સઉથી વધુ પસંદ હતો કેમકે તે ખાસ તજુમલ અને જાતી દેખરેખથી તે ચાહાતા ભરથારે જ તેણી માટે શણગાર્યો હતો.

તે થાકી ગઈ હતી. અને તેથી બહુજ કાળજીથી તેની મેડે ઓરડામાં નાજુક શેડ્ઝ નાખી દીધાં હતાં કે બહુ ઉજાસથી માઈ લેડીનું માથું દુખે નહી. માત્ર એકજ બારી ખુલ્લી હતી કે જેમાંથી પમરતી ખુલ્લી હવા અંદર દાખલ થતી હતી જ્યાં, સફાઇથી લેડી આરડન માટે એક કોચ ખેંચવામાં આવ્યો હતો. માઇ લેડી સુંદર કુશનોનાં ઢગ વચ્ચે, તે ધેરીતા લેબાશની બેદાદી સાથે નાજુકાઇથી

---

અટેલાઇ પડી હતી. થાકને સબબે તે ગુલાબસમ મુખડો આજે વધુ જ ફીક્કો લાગતો હતો.

ગઈ રાતે સ્ટેટ બોલની તે એક "બૅલ" દાખલ સ્વીકારાઇ ચુકી હતી અને તે ગઇ રાતનો વિચાર કરતી અને આરામ લેતી પડેલી તે થાકેલી અને ફીક્કી છતાં જુન મહીનામાં ઉગતા એકાદ મીઠા ગુલાબ જેવી જ તાજી લાગતી હતી.

એડેલ, તેણીની મેડ કે જેણીને પોતાની શેઠાંણીની દરેક મરજી અને નામરજી ખબર હતી તે કાળજીથી તેણી આગળ એક સુંદર સ્ટેન્ડ લાવી મેલી ગઇ હતી. જે ઉપર મારી એનટોઇનેટની જીવ ખુશ કરી નાખતી તે ચાહની સરવીસ બધી ગોઠવીને મેલી હતી. એક સ્વર્ગની અપસરાએ બનાવ્યું હોય એટલું બધું નાજુક હલકું ફુલ જેવું ને રમકડાં જેવું જણાતું પાંઉ તેવી જ નાજુક કારીગીરીની પ્લેટમાં મુકાયું હતું તે ઉપરાંત ચાંદીનાં એક સુંદર ડીશમાં ઉમદામાં ઉમદા દરાખનાં ઝુમખા અને બીજાં તેવાં જ ડીશમાં લલચાવનારાં પીચીઝ મોજુદ હતાં કેમકે માઇ લેડી તાજી સુંદર ફ્રુટની ઘણી શોખીન હતી.

"સવાર કેવી ખુશનુમાં ને તડકાંવાળી છે." લેડી આરડને કહ્યું અને તેણીને છેક બપોરે જાગી આ શબ્દો બોલતાં સાંભળી એડેલ, તે મેડ હસી.

અને ત્યાર પછી થોડીવારે તો તે અર્લ જ પોતાની મોહરદારને મળવા આવ્યો.

"કેવું ટાઢક પમાડનારૂં કિમતી પીકચર," આવતાંની સાથ તે હેતવંતો ભરથાર બોલ્યો. "તું થાકી ગઇછ તેથી હું દીલગીર છું એલીસ હું તો ધારતો હતો કે સુર્ય પ્રકાશતાં કદીબી થાકે જ નહી."

"હું કાંઈ એક સુર્ય નથી." તે બોલી.

"તું ઝળકતો એક સેતારો છે." તે હેતથી બોલ્યો. "અને ગઈ રાતે માહારો સેતારો જે રીતે પ્રકાશ્યો તેવો કદી જ પ્રકાશેશે નહી. એલીસ તાહારે માટે હું મગરૂર છું."

તે સુખથી હસી આ વખાંણ સાંભળતાં તે એકાદ પળ ભુલી જ ગઇ કે તેણી તેને કેટલી નાલાએક હતી કેમકે ખરી હકીકત છુપાવી

તે પરણી હતી. તે સઘળી ગઇ ગુજરીનાં ખ્યાલો ભુલી જ ગઇ અને ખરાં દીલથી ખુશી થઇ કે તેનો ભરથાર તેને માટે મગરૂર હતો. પોતાની ખુબસુરતીનો ખ્યાલ કરતાં આ પહેલી જ વાર તે ખરેખર અને ખરાં દીલથી મલકાઇ.

અને એ રીતે આ છેલ્લી જ વાર સાથે બેસી સુખથી તેઓ રમુજી ખુશાલ વાતો કરી રહ્યાં. તેની બાજુમાં બેસી તે ઝળકતો ચેહરો જોઇ વાત કરવું એ લોર્ડ આરડનને મન સ્વર્ગ જેવું જ હતું.

તેવામાં તેણીએ એક સ્વપનાંવત હસ્વાં સાથે તેની તરફ જોયું. " લીઓ, " તે બોલી, " હમણાં મને કયા વિચારો સતાવેછ તે તમે જાંણોછ ? "

" નહી માહારી એલીસ, " તેણે કહ્યું. " તાહારા મગજમાં તો એટલા બધા તરેહ તરેહનાં વિચારો દોડાદોડી કરેછ કે હાલ તું શાનો ખ્યાલ કરી રહીછ તે હું કેમ કહી શકું ? "

" હું તે તમને કહેવશ. " તેણીએ કહ્યું. " મને હમણાં બસ નજર આગળ લીલેકના ફુલોનું ઝાડ આવ્યા કરે છે ને તેને જ લગતા વિચારો થાય છે. લાઓ, નદી તરફ પડતો પેલો સફેદ દરવાજો છે ત્યાં ઉગતા સુંદર લીલેકસ તમને યાદ છે ? રાતનાં દવનાં ઝળકાટ સાથનાં તે ફુલો ઉપર પડતા પ્રકાશીત સુર્યનાં કીરણો પછી જે દેખાવ રજુ થતો હશે તેનો તમે ખ્યાલ કરી શકોછ ? "

" હા, " તે બોલ્યો. " આરડન ટાવરને તું કેટલી ચાહેછ એલીસ કે ત્યાંની દરેકે દરેક ચીજ તને આટલી યાદ આવ્યા કરેછ. "

" ચાહાવો જ જોઇએ, " તે બબડી. " કેમકે તે માહારો બાગે ઇદન છે. "

" ઝેરી સર્પ વગરનો જ કેની ? " તે હસ્યો.

" ખચ્ચીત જ, " તે બોલી. " આરડન " માં કોઈ કાળો નાગ છે જ નહી. તેને બદલે એક ઉમરાવી ખસલતનો " આદમ " છે.

" અને તેને કંપની આપવા એક ખુબસુરત " ઈવ " બી છે કેમ ખરૂં કેની ? " લોર્ડ આરડને રમુજ કરી અને તુરત ગંભીર

થતાં વધાર્યું. “ ને આપણાં ઘરમાં કદી બી ખરાબી કરનારો તે કાળો નાગ નહી જ પેદા થશેની એલીસ ? ”

“ કદી જ નહી. ” તેણીએ જોશથી જવાબ કર્યો.

તે અર્લ હવે પોતનું ઘડીઆળ કાઢી વખત જોયો, અને ઉઠી ઉભો “ માહારે હવે તને છોડી જવી પડશે એલીસ, ” તેણે કહ્યું. “ મને એક વાગેનું એપોઇન્ટમેન્ટ છે. હું બે વાગે લંચ ઉપર હાજર થવશ. અને માહારી સાથે લોર્ડ મુર બી આવશે. હું આશા રાખુંછ કે તેટલાં તાહારી તબીયત બરાબર થઇ જશે ને તું જમવાની ટેબલ ઉપર આવશે. તે તને મળવા ઘણો આતુર છે. ”

“ હું તો તદન સારી કાની છું લીઓ, ” તેણીએ કહ્યું. “ ફક્ત જરા થાક લાગી છે. તે બી હવે રેસ્ટ લીધાથી જતી રહેશે ને હું જરૂર લંચ ઉપર હાજર થઇશ. ”

લોર્ડ આરડન તેવામાં લાલ થએલે ચેહરે ને હસ્તી આંખોએ તેણી તરફ વાંકો વળ્યો.

“ એલીસ ” તેણીનાં કાનમાં તે ધીમું મીઠું બબડયો. “ એલીસ તું હસ્તી નાં પણ હમણાં હમણાં હું અદેખો બનતો જાંઉછ. આ સીઝન પુરી થશે, ને તને અતરેથી લઇને હું જતો રહીશ ત્યારે જ સંપુર્ણ સતોશ મને તો મળશે. ”

“ અને મને બી.—માહારો બી હાલ તે જ છે. ” તેણી બબડી. અને પોતાનાં બન્ને હાથો તેની આસપાસ વિટાંળી, તેનાં ખભાં ઉપર પોતાનું માથું ટેકવી, જે પુજ્ય વાહાલથી તેણીએ તેની આખોમાં જોયું, તે મધુરૂં સંસારી ચીત્ર, ખરે જ અદેખાઇ ઉપજાવવા જોગ-ખુશી થવા જોગ જ હતું.

“ આપણે હજી સુધી લવર્ઝ છૈએ એલીસ, ” તે હસ્યો.

“ હા ને જીંદગીભર તેવાં જ રહીશું. ” તે બોલી.

“ જીંદગીભર માહારી રાંણી. ” તે એકમત થયો.

તે જતો હતો તેવામાં તેણીએ એક પળ તેને રોકયો.

“ મારે માટે કાંઇ ટપાલ છે લીઓ ? ” તેણીએ પુછયું.

“ હા એક ડજન કરતાં બી વધારે કાગળો તાહારે માટે

આવેલાં લાયબ્રેરી ટેબલ ઉપર ખોટી છે. હું તાહારે સારૂં તે જાઇને મોકલુંચ. ગુડબાય એલીસ—એક કલાક પછી મળીશું."

"ગુડબાય" તે બબડી અને આ છેલ્લી જ વાર જાંણે તેણી તેને જોતી હોય તેમ ટીકતી રહી. લોર્ડ આરડને આ છેલ્લીજવાર તે મધુરા ચેહરા ઉપરનું ખુશાલ હસવું, અને સંતોષ તથા સુખનો પ્રકાશ જોઇ લીધો.

બીજી ત્રણ મીનીટ પછી એક ફુટમેન એક ચાંદીની સાલવરમાં કાગળોનો એક ઢગ લઇ ત્યાં હાજર થયો.

"અહી મુકીને જા," માઇ લેડીએ બેધ્યાન જવાબ કર્યો. તે પોતાના ખુશ ખ્યાલોમાંથી જાંણે જાગવા જ નહી માંગતી હોય તેમ લાગ્યું અંતે તેણીએ એક પછી એક કાગળ ધીમે ધીમે ખોલવા માંડયાં.

પહેલું ડચેસ ઓફ ગ્લેનકુનનાં બોલનાં તેડાંનું હતું. તેણીએ તે વાંચી સુખ અને સંતોશનાં એક હસવાં સાથે બાજુએ મુકયું.

બીજુ લેડી હેલન ગોર્ડનનું હતું અને "વરજીનાં વોટર" જતી તેઓની પાર્ટીમાં સામેલ થવાનું તે ઈજન હતું. "ફેન્સી ડ્રેસ બોલ કરતાં આ મને વધારે ગમશે." માઇ લેડીએ ત્રીજું કાગળ હાથમાં ઉઠાવતાં વમાસ્યું.

તે ત્રીજું તેણીની દરજણનું હતું. ઘણાંજ ઉત્તમ નમુનાં તે મેળવી શકી હતી માટે માઇ લેડીની રજા હોય તો તેણી તયાં લાવી બતાવે એ મતલબનું હતું.

ચોથું એક સ્ટેટ કોનસર્ટને લગતું બાહાદશાહી તેડું હતું, પાંચમું કાંઇ જાહેર ખબરનું હતું.

જયારે છઠું !–બસ તે છઠું કાગળ વાંચ્યા પછી બાકીનાં તે કાગળ કોણ જાંણે કોણ તરફથી બી આવ્યાં હશે તે લેડી આરડને કદી જાંણ્યું નહી.

તે છઠું કાગળ ગંદા એનવીલપ સાથનું તંબાકુની ગલીચવાસ સાથનું હતું, અને આવું કોણે તેણી ઉપર લખવાની હિંમત કરી હશે તે માટે અજબ થતી એક સ્વપનાં જોતાં બાળક જેટલી જ

નિરદોશતા વચ્ચે તેણીએ કાગળ ફોડયું અને તે ગલીચ કાગળ વાંચવા ખાતર પોતાનું સોનેરી માથું તે તરફ નમાવ્યું.

તે વાંકાં ચુકાં અક્ષરે–જાંણે દારૂની ધુનમાં કોઇએ ધ્રુજતા હાથે લખ્યું હોય તેમ નિચે મુજબ લખાયલું હતું.

"માઇ લેડી આરડન,

હું તમોને ઓળખું છું. મેં તમોને આજે ન્યુઓન્ડ સ્ટ્રીટમાં જોયાં, અને જોયાં તેવાં જ ઓળખ્યાં. ભલે આખી દુન્યા તમને મુવેલાં ધારે પણ હું તો જાંણું છ કે તમે જીવતાં છો. તમને હું ગમે તેવા ધારણ કરેલા પોશાક કે નામ હેઠળ બી ઓળખી શકું. તમો મને નહી બી ઓળખો એ બનવા જોગ છે પણ તમારેથી લાખ્ખો ઘણા ઉતરતા દરજ્જા છતાં તમને ચાહાવાની હું સરકશી કરૂં છું તે શું તમને અજબ કરે છે? તમને વરશો ઉપર જોતાં જ એક સુર્ય જેમ માંણસને પોતાનાં તેજથી આંજી નાખે છે, તેજ રીતે તમે મને આંજી નાખી ઘેલો દેવાનો બનાવ્યો અને હું તમોને ચાહાતો થયો.

જયારે મને કહેવામાં આવ્યું હતું કે એની માલકમનાં નામ હેઠળ તમે અમેરીકા જવા ઉપડી ગએલાં તે સ્ટીમર દરીઆમાં ગરક ગઇ અને તેમાં તમે પણ ડુબી મુવાં ત્યારે એ ખબર સાંભળી હું બેહોશ બેભાન થઇ પડયો હતો.

બસ તે દીવસથી મેં નોકરી છોડી દીધી. સઘળું તજી દીધું જેને મેં ચાહી, તેનાં દરશન દુરથીબી હું કરી નહી શકું એ હું સહન કરી શકયો નહી, અને માહારા દુખમાં તેથી મે આડો રસ્તો અખત્યાર કર્યો.

હું તને ઓળખું છું હેસ્ટર બ્લેર–તને ઓળખું છું અને હવે મેં સપત લીધા છે કે માહારી પ્યારથી તરસતી આંખોને તાહારા દરશન કરાવવાં જ–તાહારા નાજુક હાથોનો સ્પર્શ માહારા હાથો ઉપર થવા દેવો, અને તે સપત પાળશ ત્યારે જ હું જંપીને બેસીશ.

હેસ્ટર બ્લેર, તું જો ડહાપણ વાળી હોય તો મને ગમે ત્યાં ને ગમે ત્યારે મળવાનું નક્કિ કર. તે તાહારા લાભનું જ છે. જરૂર મને મળ–પણ ટેક કૅર મને ઉડાવાની વેત્રણ કરશો નહી.

તને બચાવી લેનાર–પેલા ખુનનાં કેસમાંથી તાહારો જીવ

ઉગારનાર જવાન બેરીસ્ટર ડડલી રોસ તો તને યાદ હોવોજ જોઇએ ! વેલ હું તેનો કલાર્ક છું અને જેટલો વખત તાહારો કેસ ચાલતો હતો તેટલો વખત મનથી મુઝાંતો અને બળતો દુરથી હું તાહારા દરશન કરી રહ્યો હતોં માહારો શેઠ ડડલી રોસ હાલ જીવે છે કે મરેછ તેની વાત હું જાણુતો નથી–પણ એટલું તો હું જાણુંછ કે હેસ્ટર બ્લેર જીવતી છે, અને દુન્યાને ઠગી એક જુઠાં જીવતરે જીવે છે. હેસ્ટર બ્લેર તાહારો ભેદ મને ખબર છે.

માહારૂં શરનામું: "એડમ રેમસે, ધી એકસ ઇન કલાર્કન વેલ

તુરત લખજો. બીહીવાની જરૂર નથી. હું તમારો ભેદ ફોડવાનો નથી. તમારો તે ભેદ મારી પાસે મારાં મોત સુધી અને મોતમાં બી સચવાયલો રહેશે. પણ તેની કિમત મને મળવી જોઇએ તેનો ખ્યાલ રાખજો. લી : યોર લેડીશીપ, તમારો તાબેદાર નોકર **એડમ રેમ્સે.**

તે કાગળ જો એક જીવનો ઝેરી સર્પ હતે તો આથી વધારે હબત અને કમકમાટથી તે બીહીને દુર થઈ શકતે નહી.

તેણી કમકમાટથી તે પત્ર પાસેથી હટી ગઇ. તે સુંદર આંખો બીકથી પોરપરાક ખુલ્લી થઇ ગઇ, તેણીનું જીગર ધપકવા લાગ્યું અને તે ગુંગળાતી હોય તેમ થઈ પડી. "ઓ હેવન મને બચાવ." પીક્કા કપુર જેવા ચેહરા સાથે તે બબડી. "હે બળવાન બાપ છેલ્લી ઘડીએ બી માહારી શરમ રાખ, ને મને બચાવી લે." તે ધડાકો એવો નહી ધારેલો એકાએક આવી પડયો કે તેણી છેક જ હડબડી ગઈ. તે ઝળકતી જીંદગી એકાએક ઠંડી ઘાટકી અંધારી રાત્રીમાં ફેરવાઇ ગઇ. તે ખુશાલ હસ્તી ને હસાવતી તેજસ્વી લેડી આરડન એક પળ વારમાં બદલાઇ ગઈ અને તેને બદલે તે તકીયાનાં નરમ ઢગ વચ્ચે પીક્કી બીહીતી, ગભરાતી અને રડતી ખુદા પાસે અરજ કરતી નાતવાન, નાકઉવત. અને લગભગ મરણ તોલ બીમાર હોય તેવા હાલની બૈરી જોવાઇ શકી. ખુદા તેણી ઉપર દયા કરે. નામોશી કરતાં મોહત ભલું,--તે જ રીતે સંપુર્ણ દેખાતી વ્હાલાની નજરમાંથી નિચું પડવું તેનાં કરતાં મોહત એક હઝાર ઘણું ભલું.

---

# પ્રકરણ ૩૮

## રીજન્ટ પાર્કમાં

કાંઈ સેહકડો વાર લેડી આરડન પોતાનાં મનથી સવાલ કરી રહી કે હવે કરવું કેમ ને શી રીતે કામ લેવું? મગર એકબી ખ્યાલ એકબી આશાનું કીરણ તે કમનસીબને રાહેત આપી શકયું નહી.

એડમ રેમ્સેને જોયલો તે યાદ કરી શકી નહી. વહી ગએલાં વરશોનો તો તે વિચાર જ નહી કરી શકી. ગઈ કાલે જોયલાં ટોળાંમાંનો એકાદ ચહેરો તેણીએ યાદ કરવાની કોશેશ કરી, મગર બચ્ચાંઓ અને ફુલ વેચનારી છોકરીઓ સિવાય કોઈ બી એવો એક ચહેરો તો તે કલ્પી શકી જ નહી.

હવે કરવું કેમ? વખત તો વેહતો જતો હતો-તેનો ભરથાર બે વાગામાં તો લોર્ડ મુરને લઈ જમવા ઘેર આવનાર હતો ને બાર ક્યારનાં વાગી ચુકયા હતા. તે હવે કેમ કરે? શું કરે? તે રડતી કકલાટ કરતી, ફરતાં મસ્તકે અને ધ્રુજતા બદને, એક હાથે પોતાનું ધુમતું માથું દબાવતી. બીજે હાથે પોતાનું ઉડી જતું જીગર શાંત કરવાની કોશેશ કરતી ફસડાઈ પડી હતી.

"અરે હું મને કેવી સલામત માનતી હતી," તેણીએ કકલાટ કરતાં વમાસ્યું. "કેવી સલામત અને સુખી."

તે મર્દનું શરનામું તો તાતવેલા લોઢાં મીસાલ તેણીનાં મગજમાં છવાઇ રહ્યું હતું એટલે તે કંગાળ કાગળની બારીક ટુકડીઓ કરી કમકમાટ વચ્ચે તેણીએ પોતાની પાસેથી છુટકારાનાં એક દમ સાથે ફેંકી દીધું.

કપડાં બદલવાનાં ખ્યાલે તેણીએ હવે ઘંટી વગાડી પોતાની મેડને બોલાવી ત્યારે અંદર આવતાં જ તે વફાદાર દાયા પોતાની શેઠાણીમાં થએલા આ એકાએક ફેરફારથી હરણફાળ થઇ ગઇ.

"તમોને શું છે મારાં લેડી?" ખરી લાગણીથી તે મેડે સવાલ કર્યો." તમે તો એકાએક બીમાર થયાં હોય તેમ લાગે છ."

"ને તેથી જ તો મેં તને બોલાવી બેઠેલ," માઇ લેડીએ ફીકકું હસવાની કોશેસ કરતાં કહ્યું. "માહારૂં માથું ફાટી જતું હોય તેટલું બધું દુખેછ, મારે માથે તમ્મર ચઢેછ કાંઈ બી કરી મને કરાર આપ."

એડેલે ઝડપથી. પણ નાજુક રીતે કેળવાયલે હાથે બ્લાઇન્ડ નિચે ઉતારી તે ઓરડો શાંત ઠંડો અને અંધારો બનાવ્યો. તેણીએ તે શેઠાણીનું નાજુક માથું રેશમી કુશન ઉપર ટેકવી; ઠંડાં રાહેત આપતાં પમરતાં પાંણીએ ભીંજવ્યું, તેણીએ અનેક રીતે તેણીને કરાર અને રાહેત આપવાનું કર્યું છતાં તે તુટી જતાં જીગરને સાંધવા જેવું તે કશું જ કરી શકી નહી.

ત્યાર બાદ તેણીને એકલી છોડી જવા લેડી આરડને હુકમ કર્યો. અર્લ પધારે ત્યારે તેવણને જણાવાનું હતું કે માઇ લેડીનું માથું બહુ જ સખત દુખતું હોવાથી ખાંણાં ઉપર હાજર થશે નહી, ને તેવણને નિરાંતે સુવા દેવાં. તે જ મુજબ કરવામાં આવ્યું. અને બેને સુમારે ત્યારે લૉર્ડ આરડને પોતાનાં મીત્ર જોડે, એકલું ભોજન લીધું.

પેલી તરફ લેડી આરડને ધુમતાં મગજે ઠરાવ કર્યો કે તે કાગળનો જવાબ જ કરવો નહી. મજેહથી ફરતું ફરતું અને મજાહ કરતું રહેવું એટલે પોતાનાં જવાબની રાહ જોઇને પેલો ફજેત થઈ ચાલ્યો જશે.

ગરીબ તે! તેણી માણસોનાં ખવાસ માટે થોડું જ જાંણતી હતી. જો બહુ થશે તેણીએ ધાર્યું તો તેનાં જવાબ સામે તેણીનો અવાજ ઉઠશે અને અલબત સારી દુન્યા ત્યારે એક રખડેલ અનજાણ્યા માણસ કરતાં, જગજાહેર ખુબસુરત લેડી આરડનનું ખતચીત ઘણું જ માનશે. એવા એવા ખ્યાલો કરતાં, તેણીએ મગરૂરીથી પોતાનું માથું ખડું કર્યું અને હિમત પકડી મગર ધાએલ થએલું જીગર હજી રૂઝાયું હતું નહી.

તે અર્લ બહુ જ દીલગીર થયો. તે તંદરોસ્ત ખુશાલ મોહરદારને ફીક્કી ને દુબળી થતાં જોઇ તે બહુ દુખી થયો.

" લંડન તને માફક આવતું નથી એલીસ, " તેણે કહ્યું " સીઝન પુરી થશે ત્યારે હું બહુ ખુશી થઇશ. પણ મને કહેની તને તે પહેલાં આરડન ટાવર્સમાં જવા ગમેછ એલીસ ? "

એક પળ આશા અને છુટકારાથી તે આજે જ બની. મગર બીજી જ પળે તે ખ્યાલ કરી શકી કે જે માંણુસ લડનમાં તેણીનું ઠેકાણું શોધી કાઢી શકયો તે જ માણસ તેણીનું હવે પછીનું શરનામું નહી શોધી કાઢે એ બને જ કેમ ? તેણી માટે કરાર ને સુખ હતું જ નહી —સલામતી હવે કેથે જ નહોતી એ ખ્યાલ થતાં તે નિરાશામાં ડુબી ગઇ.

" તાહારે માટે મને બહુ ફીકર થાય છ એલીસ. " તે ભરથારે પાછું અને પાછું કહ્યું, " સમજી નહી શકતો કે શાથી તું આવી રીતે બિમાર થઇ છ. જો હું જાંણતો નહી હતે તો એમ જ ધારતે કે તને કાંઇ દુખ છે-કાંઇ છુપું દુખ. પણ તેમ તો હોઇ શકે જ નહી એલીસ ? "

" નહી, " તે હસતાં બોલી અને તે હસ્વું અફસોસ કે આશુંઓ કરતાં સો ઘણું ખરાબ હતું, " તેમ બને જ નહી. "

તે અર્લે તેણીનાં બન્ને ધ્રુજતા હાથો પોતાનાં હાથમાં લીધા અને તે મધુરી ચશ્મોનાં છેક ઉડાંણમાં એકાદ પળ જોયા કર્યું.

" એલીસ, " તે બોલ્યો, " એલીસ, માહારી મોહરદાર, માહારી ડારલીંગ, કહે મને કે તને કદી બી કાંઇ દુખ કે સંતાપ હોય તો તું માહારી ઉપર ભરોશો રાખી મને કહે ખરી કેની ? તાહારો તે સંતાપ સમુળગો દાટી દેવાની તક તું મને આપે ખરી કેની ? "

રે ખુદા ! તેણીએ ધાર્યું કે તેણી તેમ કરી શકતી હતે ! તે પોહળાં ખભાં ઉપર પોતાનું માથું નાખી સઘળું તે ભલા ભરથારનાં કાનમાં રેડી દઈ શકતી હતે. તેણીની ખાતરી હતી કે તે જોરાવર હાથો તેણીને દુન્યાની દરેક જંજાળ અને દુખથી સલામત બચાવા પુરતા શકતીવાન હતા. પણ ઓ પરવરદેગાર, તેની વાત જો તે જાંણે તો તે પ્રમાંણીક જવાન કદીબી તેણીનાં ચહેરા તરફ પાછું જોય કે ?

આખે આંગે ધ્રુજતી હતી છતાં હિમત કરી તે ફીકકું હસી અને તે વાહાલો માનીતો મગરૂર ખુબસુરત ચેહરો તેણીએ પોતાને હાથે નિચો નમાવ્યો, અને કપાળ ઉપર વિખરાઈ પડેલા તેનાં વાળો પ્રીતીથી બાજુએ હટાવી ભક્તીભાવથી તેણીએ તે કપાલ ઉપર પોતાનાં હોઠો લગાડયા ત્યારે ખરાં દીલની બંદગીમાં તેણીનું જીગર ઉડી ઉડી જતું હતું.

લોર્ડ આરડને તેણીનાં જવાબની જીદ કરી નહી. તે ભલો ને સાચ્ચો ઉમરાવ, મુગી ચુપકીદીમાં બતાવેલાં તે હેતને જ પોતાનો જવાબ માની બેઠો.

તે જ સાંજે એક બીજું તેવું જ ગંદું અને તંબાકુનાં વાસવાળું એક કાગળ લેડી આરડન માટે આવ્યું. બીજાં કાગળો ભેગું તે રૂપાંની સાલવરમા પડેલું તેણીની તીક્ષ્ણ નજરે ઝટ જોઇ અને ઉપાડી લીધું.

"કોઇબી રીતે આ ચીથડાં આવતાં મારે બંધ કરવાં જ જોઈએ." તેણીએ વમાસ્યું. લીઓની નજર પડી જશે તો ?

જયારે તે એકલી પડી ત્યારે તેણીએ તે ફોડયો અને નીચે મુજબ વાંચ્યો.

"તમે માહારા કાગળનો જવાબ મોકલ્યો નથી લેડી આરડન, કદાપી તમે ધારતાં હોય કે આવી મુગી ધીક્કાર ભરી રીતે તમો મને ચુપ કરી શકશો, પણ તમારી ભુલ છે, કોઇ બી રીતે માહારી ચુપકીદી–તમારો ભેદ જાળવવાની ચુપકીદીનું દામ તો હું લેવશ જ. જો તમે તે મને નહી આપશો તો તમારા ધણી પાસેથી તે ઇનામ હું મેળવશ. જો તેવણ બી નાં પાડશે તો હું તમારે લગતા એવા કિમતી પેરેગ્રાફો ન્યુસપેપરનાં પ્રોપાયટરો અને અધીપતીઓ ઉપર મોકલશ કે તેમાંથી હું એક દોલત જ જમા કરી શકીશ. હું બહુ કડક મનનો ને એક બોલનો માંણુસ છું મારાં લેડી–ને બોલેલું હું કરી બજાવશ. જો થોડા દીવસમાં ન્યુસપેપર ખોલતાં જ, "મોટે ખાચરેનાં કુટુંબમાં અજાયબીભરી શોધ"–"લેડી આરડન કોણ છે ?" એવાં મથાળાંઓ વાંચવા નહી હોય તો આવો ને મને મળો.

હું આ પત્ર મળશે તે જ દીવસે બપોરે ત્રણ વાગે ગ્લુસેસટર ગેટ-રીજન્ટ પાર્કમાં મળીશ. તમે ત્યાં આવજો. દસ મીનીટની તમને ગ્રેસ મળશે અગર તમો નહી આવ્યાં તો હવેની માહારી અપીલ અર્લ ઓફ આરડનને જશે.

એડમ રેમ્સે."

હવે ? તેણીએ જવું તો જોઇએ જ. તેણીની આખી જીંદગી કચડી નાખવા બેઠેલા તે માંણુસને જાતે મળવાની ખાસ જરૂર તેણીએ જોઇ.

તે તે મકાનની શેઠાણી ને રાજકરતી રાણી જેવી હતી એટલે ગમે ત્યારે બાહેર આવજાવ કરી શકે તેમાં તેણીને કોઈ પુછનાર નહોતું, પણ તેણીનાં ધણીને તે કયાં જતી હતી તે જણાવ્યા વગર તે જઇજ કેમ શકે ? વળી ગાડી લેય, તો નોકરોબી તો જાણેજ કે તે કયાં જઇ આવી હતી. એટલાં માટે પોતાનાં ધણીની છુપાછુપ નિકળી ભાડેની કેબ કરી રીજન્ટ પાર્કમાં જઇ એ જ રીતે ભરાતું છુપાતું પાછું ઘર આવવું તેણીએ દરૂસ્ત ધાર્યું.

નસીબે તેણીને યારી આપી અને તેણી જવાનો વિચાર કરતી હતી તેટલામાં જ અર્લે તેણીને કહ્યું.

"એલીસ, મને ફીકર છે કે કામને લીધે આજે લંચ પર હું વખતસર આવી શકીશ નહી."

તે જાંણી શકયો નહી કે આ સાંભળી કેવો છુટકારાનો દમ તેણીએ ખેંચ્યો. જીંદગીમાં પહેલી જ વાર તેણી પોતાનાં ધણીની ગેરહાજરી માટે આજે ખુશી થઈ, હવે નિરાંતે તે બાહેર સટી જઈ શકશે.

એમ છતાં ઘરની ગાડી તો તે ડરની મારેલી લઇ શકી જ નહી. ને એક કલાક વ્હેલું લંચ લઈ તે બાહેર ચાલતી જ નિકળી પડી. પરણ્યા પછી આ પહેલી જ વાર તે ચાલતી એકલી આ રીતે બાહેર નિકળતી હતી. અને પડતીનું પહેલું પગથ્યું તેણીએ તેથી માની લીધું.

તેણી કેબ કરી રીજન્ટ પાર્ક પહોંચી ગઈ. ત્યાં હંમેશ મુજબની લોકોની આવણજાવણ હતી. પણ એક જાંણીતો ચેહરો તેણીની નજરે પડયો નહી. એક રફ દેખાવનાં પોશાગીર જેવા માંણસને તેણીએ પોતાની પાસે તેવામાં આવતાં દીઠો અને બીજી જ પળે તે ભારી સ્કોચ ઉચ્ચારે બોલવા લાગ્યો.

"માફ લેડી," તે બોલ્યો. "તમને સતાવાની માહરી મકસદ નથી. પેલાં સામે દેખાતાં ઝાડોની ઘટા પાસે જઈ ઉભાં રહો ત્યાં કોઇ નથી. હું અબઘડી તમારી પુંઠે આવ્યો."

તેણી તે સાદબી પીછાણી શકી નહી. પણ તેનાં કહ્યા મુજબ તેણીએ કર્યું. તે બીલકુલ પોશાગીર જેવો ઘરડો ને, ગંદો હતો જ્યારે તેની આંખો જીણી ને લુચ્ચાઇથી ભરપુર હતી.

શું આજ ખખડી વખડી ગએલા મેલા ઘેલા, લુચ્ચી આંખોનાં પોશાગીર દેખાવનાં માંણસે તેણી ઉપર પેલાં બબે કાગળો લખવાની સરકશી કરી હશે?

---

## પ્રકરણ ૩૯

### "માહારી આબરૂને ખાતર—મારા ધણીનાં નામને ખાતર."

રે ખુદા શું આ કંગાળ માણસ તેજ પેલી ચિઠી લખનાર હશે? લેડી આરડન કાંઇજ ખ્યાલ કરી શકી નહી કે તેનાં કહેવાનો ઇનકાર કરવો, કે કબુલ કરવું—તેને તુચ્છકારી કાઢવો, કે પૈસાની લાલચે ચુપ કરવો.

તેણીએ પોતાની આંખો ઉઠાવી તેની સાંમે જોયું. અને જો તે ખુબસુરત આંખોમાંથી નિકળતી અંગાર જેવી નજર તેને બાળીને ભસ્મ કરી શકતી હોત તો જરૂર તે ને તેજ ઘડીએ એડમ રેમ્સે ત્યાં બળીને રાખ ખાખ થઈ ગયો હતો. પણ તેને બદલે તે સુંદર ડોળાનાં દાબથી નહી ડરી જતાં, લુચ્ચાઇનું હસતો તે માણસ ટોપી હાથમાં પકડી તેની સામે આવી ઉભો.

"માઈ લેડી આરડન ?" તે બોલ્યો.

અને તેનો જવાબ જે તેણીએ પોતાની આંખથી આપ્યો તે તેનાં સિવાય કોઇ બી બીજા મર્દને થથરાવી નાખે તેવોજ હતો.

"માઇ લેડી આરડન," તે પાછું બોલ્યો, "તમે મને ઓળખો છો ?"

"નહીં" તેણીએ જવાબ કર્યો.

"તમે મને જોયલો કે માહારૂં નામ સાંભળેલું તો યાદ કરી શકોછ ની ?"

"નહી," તેણીએ મગરૂરીથી જવાબ કર્યો.

"માહારી તરફ માહારા ચેહરામાં જોઈ યાદ કરવાની કોશેશ કરશો કે મને તમે કદીબી જોયો હતો કે કેમ ?" તેણે કહ્યું.

તે મગરૂર આંખો તેનાં જેવા ઉપર ઠેરવવા બીલકુલ લાએક નહી હોય, તેમ, એક ઉડતી તુચ્છકારની કમકમાટભરી નજર તેણીએ તેની તરફ ફેંકી.

"હું તમને ઓળખતી નથી." તેણીએ કહ્યું "તમે મારી નજરમાં તદન ત્રાહીત છો."

"અને તે છતા, હેસ્ટર બ્લેરની તપાસ વખતે હું તમારી સઉથી નજદીકમાં હતો." તેણે કહ્યું. "હેસ્ટર બ્લેરની બારીકે બારીક વિગત માહારી પાસે હતી—આહ : જો તમને તે બાબદસર કશું લાગતું વળગતું નહી હોય તો કાંએ તમે કપુર જેવાં ફીક્કાં પડી જાઓ છો માઇ લેડી ?"

"તમે શું કહેવા માંગો છો તે હું સમજી શકતી નથી." તેણીએ એમ છતાં મોટા ગુસ્સાથી કહ્યું.

"હેસ્ટર બ્લેર માટે જે બી પુરવારીની જરૂર હશે તે આપવા હું સામર્થમાન છું." તે બોલ્યો અને એ સાંભળી તે મોહત જેવી ફીક્કી પડી. જયારે તે ગભરાયલો નાજુક ચેહરો અને ધ્રુજતું કોમળ બદન જોઇ તે બદમાશ ફતેહનું હસ્યો.

"જો તમે ડાહાપણુવાળાં હશો તો માહારૂં કહેલું માનશો."

તેણે કહ્યું. "તમારી રેંક, તમારૂં મોટું નામ અને આબરૂ જાળવવી હોય તો માહારા કહ્યા પ્રમાંણે કરજો."

તેણી તેનું કહેલું મુગે મોઢે સાંભળી રહી હતી તે જ બતાવા પુરતું હતું કે તેનાં પાવરમાં તે કેટલી જકડાતી જતી હતી.

"હું ડડલી રોસનો કલાર્ક હતો," તે બોલ્યો. "તમારો બચાવ તૈયાર થતો હતો, તમને જેલમાં તે સ્કોટલન્ડનો જાણીતો બાહોશ એડવોકેટ મળવા આવતો હતો ત્યારે હું અનેકવાર તેની સાથે-નો સાથે જ હતો, અને ખુદા સલામત રાખે, તમારા ખુબસુરત ચહેરાનાં ચાલુ દરશન થતાં હું લગભગ મેડ બન્યો."

તેણીએ પોતાનો એક હાથ ઉંચકી તેને બોલતાં અટકાવ્યો.

"તમોને હું સાંભળશ તે એક જ શરતે," તેમગરૂર ઠસ્સાથી બોલી "અને તે એ કે આવા અપમાનો કરવાથી દુર રહો."

"તમને અપમાન કરવાની માહારી મરજી નથી." તે બોલ્યો. "હું જોઉછ કે તમે જેટલાં ખુબસુરત છો તેટલાં જ મગરૂરબી છો. પણ જે વાત ખરી છે તે કહ્યા વગર ચાલતું નથી કે હા, તમારૂં સૌંદર્ય જોતાં હું ઘેલો દીવાનો બન્યો. કેસ ચાલતો હતો તે દરમ્યાન હૂં તમારી નજદીક જ કોર્ટમાં હતો. લોકો ગમે તે માનતાં હતાં પણ હું તો ખાતરીથી જાંણતો હતો કે તમે તદન નિરદોશ હતાં."

તેણી આ બધા શબ્દો સાંભળતાં શરમથી મરી જ ગઈ. પોતાની આ ખુબસુરતી કે જેથી જ આ માંણસ તેની તરફ ખેંચાયો હતો તેને તેણી ધીક્કારવા લાગી. આ માંણસને અને ખુદ પોતે પોતાને ધીક્કારતી થઈ.

"મને માફ કરો," પણ પેલો કાંઇ નરમ અવાજે પટપટયો. "પણ મને પાછુબી કહ્યા વગર ચાલતું નહી કે તમારી ઉપર હું દીવાનો બન્યો."

"અને તે છતાં," તેણી આવું બોલી શું કબુલ કરી દેતી હતી તેનાં એક પણ ખ્યાલ વગર બોલી "અને તે છતાં તમે માહારી ખરાબી કરવા તૈયાર થયા છો?"

# બાનુઓ, તમારે માટે ખાસ




**મોટા જથામાં સુંદર કલરનાં બીડસનો નવો સ્ટોક તેમજ સારીની કાર પર ટાંકવાના ફેન્સી દાનાનો નવો સ્ટોક આવી પુગો છે.**

રાજાવરખના દાણા, સ્ટીલ બીડજ; હીરાની ત્રીમીંગ, છુટા હીરા, હીરાના બકલ, સાડીની પીન, તોરણના દાણા, વીનીસન તોરણ, હાથની હેન્ડ બેગ્સ, વીગેરેનું જાતજાતનું સંગ્રહસ્થાન જોવાની ખાસ ભલામણ કરીએ છીએ.

**બહારગામના ઓરડર વી. પી. થી રવાના કરીશું.**

## અબદુલહુસેન ઈબ્રાહીમજી મોતીવાલા

હરરવાળા બીલ્ડીંગ, નં. ૩-મારકીટ, લોહાર ચાલ, મુંબઈ નં. ૨.

" નહી, તમારી ભુલ છે." તેણે કહ્યું, " હું પડી ભાંગેલો એક ગરીબ માંણસ છું ને મને માહારી ચુપકીદીની કિંમત જોઈએ છે એટલું જ. તે વખત મને યાદ આવે છે કે જ્યારે મને આટલી હદ સુધીનો ઘેલો દીવાનો બની ગએલો જોઈ માહારા શેઠ ડંડલી રોસ તાજુબ થતા હતા અને હું પ્યારમાં હતો એવું કહી બીજા ક્લાર્કસ હસતા હતા."

એકાદ પળ પછી પાછું તેણે આગળ ચલાવ્યું " મેં કસમ લીધા. હડહડતા કસમ કે ગમે તે થતાં તમને બચાવવાં જો ફાંસીને લાકડે તમને લટકાવતે તો તે વખતે ત્યાંબી ચઢી જઇ તમને બચાવતાં જ હું માહારો જાન ખોતે. તમને બચાવી મરવાનું મોહત હું ઘણું કિંમતી અને બહાદુરીભર્યું ગણુતે. તમારી તપાસ ચાલી તે દરમ્યાન તમને ઘણું લાગ્યા કર્યું હશે, પણ હું કહુંછ કે ખુદ તમારેથીબી વધારે માહારૂં જીગર ભાંગીને ભુકો થઇ જતું હતું."

તેણીએ કશો જવાબ કર્યો નહી એટલે પેલાએ આગળ ચલાવ્યું.

" મેં ખાવા પીવા અને સુવાનું છોડી દીધું, બસ મને એક જાતની ઘેલચ્છા જ લાગુ પડેલી લાગી. અને જ્યારે તે વરડીકટ બાહેર પડી ત્યારે તમારી આગળ દોડી આવી તમને મુબારકબાદી આપવાનું મન હું જેહમતે રોકી શકયો, જો હું તવંગર હતે તો તે વખતે તમારી આગળ દોડી આવી માહારી દોલત અને માહારૂં જીગર તમારે ચરણે ધરતે. પણ વખત જુદો જ હતો. મારો શેઠ માહારો આ હાલ જોઈ મારી મશકેરી કરતો ને તુચ્છકાર કરતો. મને લાગેછ કે તેબી મારો ભરમ સમજી ગએલો. ત્યાર પછી તેણે મને એક દીવસ કહ્યું કે તમે એની માલકમનાં નામ હેઠળ અમેરીકા જતાં હતાં તે વેળા આખી બોટ ડુબી જવાથી તમારૂં પણ નામ ડુબેલાં પેસેન્જરનાં લીસ્ટમાં હતું. એ સાંભળી હું મરીજ ગયો હોવું તેમ બેભાન થઇ ભોંયે પડયો બસ ત્યાર પછી મેં શું કર્યું તે મને યાદ નથી. માહારાં દુખે મને ખરાબીનો રસ્તો લેવાડયો. એક ઓરતનાં પ્યારમાં નિરાશી મળવાથી ખરાબ રસ્તે દોરવાયલા મર્દોમાં હું કાંઇ

પહેલો જ નથી. મેં દારૂ પીવા માંડયો. ઘેલા માંણુસની માફક હું શરાબની ધુનમાં પડતો. પણ તે તમારા પ્યારને લીધેજ થયું. હેસ્ટર બ્લેર-અને માહારી એ નિરાશી, માહારાં દુખ દરમ્યાન જે ચીજો મે કરી તેનું જો તમને બ્યાન આપું તો કમકમાટથી તમો બેહોશ જ થઈ જાંઓ એમ છતાં હેસ્ટર બ્લેર માટેનાં એક દીવાનાં આંધળા પ્યારનું જ તે પરીણામ હતું તે યાદ રાખજો."

"તેની સાથે મને કશું લાગતું વળગતું નથી." લેડી આરડને ટુંકું કહ્યું.

"નહી," તેણે કહ્યું. "પણ મારી આ દયાજનક કહાંણી જાંણી તમારે મારી ઉપર દયા કરવી ઘટે. જો તમારો આ મનોહર લલચાવનારો મુખડો મેં કદી જોયો જ નહી હતે તો અત્યારે તો હું એક રીસપેકટેબલ માંણુસ અને ડડલી રોસનો કલાર્ક હતે."

"માહારી તેમાં કસુર નથી." તે બોલી.

"હું તેમ કયાં કેહુંછ બી," તે બબડયો. "પણ તમારો ચેહરો જોયો તે દીવસ મારે માટે ઘણો બદબખ્તીભર્યો કહેવાય. મેં પહેલાં તો દારૂથી શરૂ કર્યું ને પછી છેકજ બગડતો ગયો. માહારા શેઠે મારી સાથે પહેલાં તો ઘણી ધીરજ રાખી પછી મને રજા આપી. હું એબરડીન ગયો અને ત્યાંથી રખડતો થયો. કદીબી તમારા જેવા ચેહરાની ઓરત જો દુરથી મારે નજરે પડતી તો ભુખ પ્યાસ અને ઉંઘ તજી હું માઇલો સુધી તેની પુઠે ભમતો. આહ હેસ્ટર બ્લેર, હું જાંણું છ કે તમારી આગળ હું તમારા પગની મટટી બરાબર છું. તમો કદીબી આ તમારો નાજુક સુફેદ કર મારા હાથમાં મુકી શકોજ નહી. અને તે છતાં ઓ હેવન-તમને ચાહાવા અને પુંજવા જેવો ભાન-ભુલો દીવાનો ગાફેલ હું બન્યો."

તેનું માથું એ બોલતાં દયાજનક રીતે નિચું નમી પડયું જયારે તે આંખોમાં ખરેખરૂં દુખ જણાયું.

"તમારે મનથી હું ભોંયે ચાલતા એક કીડા સમાન છું કેમ અરૂની ?" તેણે એકાએક પુછયું;

" એક ડંખ મારતા કીડા કેની ?" લેડી આરડને તુચ્છકાર કર્યો.

" નહી. માહારૂં કહ્યું સાંભળો," તે બોલ્યો. " મારી શરતો તમે કબુલ કરો તો તમને તે કીડાનાં ડંખથી બીહીવાનું જરાએ નથી."

" શરતો એટલે શું ?" લેડી આરડને તુમાખથી પુછ્યું. " શું પૈસા માટે તમે કહો છો ?"

" હાજી," તેણે કહ્યું. " એક વખત એવો હતો કે પ્યાર માટે હું તરસતો હતો. હવે વખત એવો આવ્યો છે કે પૈસા માટે હું ભુખ્યો છું."

" તમે એમ કહેવા માંગોછ શું, કે હું પુરતા પૈસા આપું તો તમો મારો ભેદ જાળવો એમ ?"

" હા તેમજ."

" પણ મને ખાતરી શું કે તમે તમારો બોલ પાલશો જ ?" તેણીએ પુછ્યું. " મને સાબેતી શું છે ?"

" માહારો બોલ,—માઇ વર્ડ ઓફ ઓનર," તેણે કહ્યું, જ્યારે એ સાંભળી તુચ્છકારનું એક ધીમું હસ્વું તે સુંદર હોઠો ઉપર રમી રહ્યું.

" એ મને સંતોશ આપે તેવું પુરતું નથી." તેણી બોલી." માહારી ખાતરી નથી કે " ઓનર " બોલમાં મને તમારે સારૂં ભરૂસો હોય."

" જ્યારે આખી દુન્યા તમારી સામે હતી. ત્યારે મેં તમારામાં વિશ્વાસ રાખ્યો. જ્યારે કંગાળમાં કંગાળ હાલતમાં કાંઇબી પુરાવાની ગેરહાજરીમાં તમે હતાં તે વખતે તમારામાં મેં ભરૂસો રાખ્યો ને જરૂર પડતે તો માહારો જાનબી તમને સદકે કરતે, અને તમે મનેજ એમ કહોછ કે મારા બોલ ઉપર તમને વિશ્વાસ નથી ?" તેણે પુછ્યું.

" જો તમને પ્યાર હતે, અને તમે એક ઓનરેબલ માંણસ હતે, તો તે ઓરતને ખાતર, તેને મુવેલાંમાંથી જીવતી આવેલી જોઇ ગુપચુપ ચાલી જતે ને આવી વર્તણુંક વાપરતે નહી. તો તે ખરો ઑનર કહેવાતે"

" પણ મને પૈસાની અગત છે મારાં લેડી." તેણે કહ્યું. " તમે તે બીનાં ભુલી જાઓ છો."

"ત્યારે જ્યાં પૈસાનો સવાલ આવ્યો ત્યાં "ઑનર" જેવો શબ્દ વાપરો નાં." તેણીએ તેને થથરાવ્યો. "ને કહો હવે ત્યારે મને કે તમારી પૈસા બાબદની શરત હું કબુલ કરૂં તો તમે તે ભેદ સાચવશો તેની સાબેતી શું ? તેની ખાતરી શું મને આપી શકોછ તમે ?"

શું જવાબ કરવો તે કાંઇજ સુજ નહી પડવાથી એડમ રેમ્સે એકાદ પળ ટગર ટગર તેની તરફ જોતો ઉભો.

---

## પ્રકરણ ૪૦

## ચુપકીદીની કિમત.

એકાદ પળ એડમ રેમ્સે જવાબ દીધા વગર તે શાહાજાદી જેવા રૂઆબની, મગરૂર ને ખુબસુરત તારૂણીને ફગભાયલે ચેહરે જોતો ઉભો.

"ખાતરી બીજી તો હું શું આપી શકું મારાં લેડી." તેણે એમ છતાં કહ્યું. "મારી પોતાની સલામતીને ખાતર હું તે ભેદ હંમેશાંજ સાચવું એજ મારી ખાતરી છે. જો હું તે ભેદ ફોડી દેઉ તો તમે મને પૈસા આપતાં બંધ થાઓ ને તે માહારૂં નુકશાન કહેવાય."

"એમ ભયમાં તો હું જીવી શકુજ નહી." લેડી આરડને કહ્યું. "જે તે નક્કી થઇ જ જવું જોઇશે. બોલો તમારી શરતો શી છે ?"

તે અચકાતો જણાયો.

"હું ઘણો ગરીબ છું માઈ લેડી." તેણે તે પછીથી કહ્યું. "ને તમે ઘણાં પૈસાવાળાં એટલે—"

એક મગરૂર અસારતથી તેણીએ તેને બોલતાં અટકાવ્યો. ને ઠસ્સાથી તેની તરફ ફરી.

"પૈસા માહારા ભરથારનાં છે-તેવણ તે પૈસાનાં માલેક છે." તે ધીમે મક્કમ સાદે બોલી. "હું નહી."

"જે તેનું છે તે તમારૂંજ કહેવાય." એડમ્સે કહ્યું. "વળી વરબૈરી તે કાંઇ જુદાં કહેવાય ? મારે આ દેશ છોડી ચાલી જવું છે. મારે પાછી એક નવીજ જીંદગી શરૂ કરવી છે તો તેથી મને સારી જેવી એક રકમની જરૂર પડશે."

તે કડવાસનું—તુચ્છકારનું હસી.

"આગળ ચલાવો," તેણીએ ચેશ્ટા કર્યા.

"તમારા ધણીની દોલત લાખ્ખોની છે." તેણે કહ્યું. "એટલે શરૂઆતમાં એક હઝાર પાઉન્ડ જો તમે મને આપો તો તેથી તમોને નુકશાન આવવાનું નથી."

"માહારી પોતાની પાસે માહારા પોતાનાં તો એક હઝાર પેન્સ બી નથી." તેણીએ કહ્યું. "હું તદન ખાલી હાથે મારા ધણીને પરણી હતી. જે જાહોઝલાલી, ને પૈસા ટકાની સગવડ હું હાલ ભોગવું છું તે બધી મારા ધણીની મહેરબાનીથી જ છે."

"તે જે હોય તે," પેલાએ હવે રોકડું પરખાવ્યું. "મને તો એક હઝાર પાઉન્ડઝ પહેલાં જોઇશે, પછી દર વરશે વરશે મોકલી આપવાની એક રકમનો બંદોબસ્ત આપણે કર્યે."

"વરશે વરશે મોકલી આપવાની રકમ ?" લેડી આરડને પોકાર્યું. "અને તે કેટલી ?"

"વરશે પાંચસો પાંઉન્ડ," તેણે મક્કમતાથી કહ્યું.

"એ તો બહુ થઇ ગયું." તે બબડી.

"ભેદ જોતાં તેની કિમત કાંઇ ધણી નહી જ કહેવાય." એડમ્સે નફ્ટ થતાં જણાવ્યું.

તેણી વિચાર કરતી જણાઇ. તેનો ધણી ઘણોજ ભલો ઉદાર ને ઉમદા ખવાસનો હતો. તેણી દીલ ચાહે તે લઇ શકતી, મંગાવી શકતી, અને ગમે તેમ ખરચ કરતી. જ્યારે બીલ આવતાં તે ઘણાં મોટાં બીલો હતાં, તે એકબી બોલ વગર, તે શાંનાં બીલ હતાં તે વટીક જોયા વગર, પુર વિશ્વાસથી, હેતથી હસીને તે ભલો ભરથાર ખુશાલ દીલથી તે બધાં ચુકતે કરતો. એમ છતાં એકાએક એક હઝાર પાઉન્ડ જો તે તેની આગળ માંગતી જાય તો તે કુદરતી જ હતું કે તે અજબ થાય અને કદાપી સવાલબી કરે.

તેણીએ મુંગી નિરાશીમાં એડમ રેમ્સે તરફ જોયું.

"ખરી વાત છે કે માહારો ધણી પૈસાવાળો છે." તે બોલી.

"દુન્યાની કોઇબી ચીજની મરજી જણાવતાં તે મારે માટે હાઝર થાય છે એ ખરૂં, પણ આજ સુધી મેં તેવણ આગળ પૈસા માંગ્યાં નથી ને એકદમ હું હઝાર પાઉન્ડ માંગતી જાઉ તો તેવણ અજબ થઈ મને જરૂર પુછે કે શા માટે મને આટલી મોટી રકમ તાબડ-તોબ જોઈતી હતી"

"તમે કાંઈબી બહાંણું બતાવી શકો" પેલાએ સુચવ્યું.

"નહી, તેમ કરતાં મને બીક લાગે" તે બોલી.

"એમ છતાં તમારે તે હિંમત કરવીજ પડશે મારાં લેડી" તે બોલ્યો. "તમારા હીરા વેચો જોઇએ તો. આ તમારા હાથો ઉપર દીપક મારતા ફક્ત બે ત્રણ જ હીરા વેચો તો મેં કહી તે કિમત તમો ઉપજાવી શકો."

"નહી હું તેવું કદી કરૂં નહી" તેણીએ મક્કમતાથી કહ્યું અને પછી વધાર્યું "એજ ત્યારે તમારી શરતો છે એમ જ કેની?"

"હા."

તેણી થોડી પળ પાછી વિચાર કરતી જણાઇ અંતે તે જયારે બોલી ત્યારે મોહતને બિછાંણે પડેલાં માણસ જેવો જ તે કોમળ સ્વર સંભળાતો હતો.

"મને કાંઇ સમજ પડતી નહી." તે બોલી. "મને બીક છે કે મારાથી બનશે નહી."

"જયારે મનેબી બીક છે કે તેવી વખતે ત્યારે મારે લોર્ડ આરડન પાસે જવું પડશે, એ ભેદ જાળવવા મને તેવણ એથી એવડી રકમ આપશે."

તે ચમકી ઉઠી. લોર્ડ આરડન–લીઓ? વ્હાલો લીઓ એ વાત જાંણે? તેણી ઉપર પુરં વિશ્વાસ રાખનાર, ને ચાહાનાર તે ધણી આવું જાંણે? અરે હજી તો આજે સવારે જ હેતથી ભરપુર નજરથી તેણે તેણી તરફ જોયું હતું, પ્યારથી ભરપુર શબ્દો તે વાહાલા મગરૂર હોઠો તેણીનાં કાનમાં બબડયા હતા. નહીં, નહી, તેનાં ભરથારે તો તે વાત જાંણવી જોઇએ જ નહી.

" મને વખત આપો." તે જેહમતે બબડી. " આહ આનાં કરતાં મોત ભલું."

" થોડાક પૈસા મેળવવાને ખાતર એક ખુબસુરત બાનું મોહત માંગે એ બહુ દીલગીરી ભર્યું કહેવાય" એડમ રેમ્સે બોલ્યો.

તેણી ફીકકું હસી અને કાંઇ સેંહકડો તેણીનાં વખાંણુનારા, તેણીનાં પગ પાસે પડનારા-તેણીનાં એક જ મીઠાં હસ્વાની આરજુ કરનારાની તેણીને યાદ થઇ. આહ એકબી દુખી ખ્યાલથી બચાવી લેવા, આ બધા જણાંએ આનંદથી દસ ઘણી રકમ તેણી ઉપર સદકે કરે એ તેણી જાંણુતી હતી છતાં લાચાર!

" આવી બાબદમાં તાબડતોબ જવાબ કરાય નહી." તે અંતે બોલી " મને વખત આપો હું વિચાર કરીને તમને જવાબ કહીશ."

" ઉતાવળ કશી જ નથી." તે બોલ્યો " ફક્ત એટલું જ યાદ રાખો માહારાં લેડી કે તમે જેટલો વાર વિચાર કરો છો તેટલો વાર હું ભુખે મરૂં છું."

" તેનો તો ઉપાય સેહલ છે." પોતાની પર્સ ખેંચી કાઢી દસ પાઉન્ડની નોટ તેને આપતાં તે બોલી. " આટલી રકમ ખત-ચીત તમને એક અઠવાડયું તો ચાલવી જ જોઇએ અને તે દરમ્યાન હું વિચાર કરી તમને જવાબ જણાવીશ."

" ને કેવી રીતે હું તમારો ઠરાવ જાંણુશ? કયારે ને કયાં?" તેણે પુછયું.

" આવતે અઠવાડયે આજ દહાડે અને આજ વખતે મને અહીજ મળજો." તે થોડોક વિચાર કરી લેતાં બોલી અને ત્યાર પછીથી પોતાનું સર તુમાખથી ઉચું ખેંચી મગરૂરીમાં ટેકવાયલી ડોક સાથે તે દમામથી ત્યાંથી ચાલી ગઇ જેની તરફ ખેંચાતી નજરે જોતો એડમ રેમ્સે જયાં ને ત્યાં જ સ્થીર ઉભો રહ્યો.

---

# પ્રકરણ ૪૧

## “ નસીબ! નસીબ! ફરી એકવાર તારાઝે તકદીર ”

તેજ સાંજે અર્લ અને કાઉન્ટેસ રાબેતા કરતાં ડચેસ ઓફ ગ્રેનફુનનાં બૉલમાંથી વહેલાં ઘર ફર્યાં અને તેઓ બન્ને સીદ્ધાં માઇ લેડીનાં બુડવુઆરમાં જ જઇ બેઠાં. લોર્ડ આરડને ત્યાંજ કોફીની ટ્રે મંગાવી.

“ તું આજે બહેતર લાગેછ એલીસ, ” તેનાં ભરથારે કહ્યું. “ આ હીરાને માણેકનો સેટબી તને ઘણો જ શોભેછ. ”

તેણી તેની પાસે ગઇ અને એક નાનાં નાજુક સ્ટુલ ઉપર તેનાં પગ પાસે બેસી પોતાનું માથું તેનાં ખભાં ઉપર ટેકવ્યું.

“ લીઓ, ” તેણીએ પોતાનો તેજસ્વી ચેહરો તેની તરફ ઉઠાવતાં કહ્યું “ મને બીક છે કે હું તમને ઘણો ખરચ કરાવું છું લીઓ ”

“ ખરચ મારી ડારલીંગ ? ” તેણે એક ખુશાળ હસવાં સાથે કહ્યું. “ આએ બધું છે કોણનું ? ઓ એલીસ, હું ઇચ્છું છ કે તું વધારે ખરચાળુ થાય. તું જાણતી નહી કે જરાકબી તાહારે માટે કરવું એ મને કેટલી મોજ આપે છે. ”

“ તમે મારે સારૂં ખરેખર કેટલું ખરચોછ, ” તે બજીદ થઇ. “ હું તો ખાલી હાથે તમોને પરણી. હું તો મારી સાથે કશું જ લાવી નથી. ”

“ તું સઉથી કિમતીમાં કિમતી ચીજ–તને પોતાને તો લાવી તો એથી વધારે બીજું શું મને જોઇએ ? ” તેણે હેતથી જવાબ કર્યો.

“ ઇચ્છું છ—” તે બોલવા ગઇ અને શરમાઇને અચકી ગઇ.

“ શું ઇચ્છે છ ? ”

“ મને કહેવા ગમતું નહી. ” તે લાલ થએલે ચેહરે બબડી. “ રખે તમે મને પૈસાની ગરજાઉ માનો લીઓ ? ”

“ તાહારે માટે એવું કશુંજ હું કદી માનું નહી એલીસ. ” તે વ્હાલા ભરથારે કહ્યું “ બોલ, સ્વીટહાર્ટ, તું શું કહેવા જતી હતી ? ”

"તમે નહી ધારતા લીઓ," મીઠાસથી ફરમાળ અદાએ તે બોલી, "કે સારાં આવાં ભારી બીલ દર વખત ચુકતે કરવાને બદલે, દર વરસે તમો મને એક ચોક્કસ રકમ આપી દીઓ તો હું બધું તેમાંથી કર્યા કરૂં."

"પીન મની જોઇએ છે?" અર્લ હસ્યો.

"પીન મની શું?" તેણીએ પુછ્યું.

"માહારી ભોળી ભાળી મીઠી," તે અર્લે હેતથી હસતાં કહ્યું. "પણ સમજો માઇ લેડી, પીન મની તે એ એક બૈરીને એક ભરથાર પોકેત મની આપે, તેને ગમે તેમ ખરચવા માટે તે. હવે સમજ પડી? હું ઇચ્છુંછ કે મને જ એ બાબદનો ખ્યાલ થયો હતે. એલીસ હું એમ કરશ કે દર છ મહીને હું તને એક એક હઝાર પાઉન્ડ આપીશ. તે યાદ રાખજે કે તે કોઇ તાહારે ડ્રેસીસ, ધરેણાં કે એવાં પાછળ વાપરવાનાં નથી; એ પૈસાથી તો તને પોતાને ગમે તે કરવાનું છે, ધરમમાં આપ—ફેન્સી ચીજો ગમે તો લે—ગમે તે કર. તું તે પૈસાનું શું કરેછ તે હું કદી જાણવા માંગવાનો નથી."

તે સમજી શકયો નહી કે કાંએ તેણી તેનાં હાથોને વળગી તે બહુ ઉદાર હતો એવો બબડાટ કરતી રડવા લાગી.

"હું તહારી પેહલી પીન મનીનો એક હઝારનો ચેક કાલે આપીશ." તે હેતથી બોલ્યો.

"ઓ ખુદા કરોડો આભાર તાહરા!" છુટકારનાં એક દમ સાથે તે લગભગ તેની આગળ ગુઠણે પડી, અને તેની તરફનો આટલો બધો આભારનો ઉભરો જોઇ લોર્ડ આરડન ખરેખર હેરત થયો.

તે રાત્રે તે મુદલ ઉંઘી શકી નહી. તેનાં ધણી માટેનાં આભારથી તેણીનું જીગર ઉભાઈ જતું હતું. અરે કેવો ભલો કેવો ઉદાર કેવો ઉમરાવી ખવાસનો—કયાં કેટલાક આપમતલબી, તુંડ ખવાસનાં, બૈરીને એકાદ ગમતી ચીજ અપાવતાં બબડનારા તુચ્છ ધણીઓ અને કયાં આ ભલા ખવાસનો ઉમરાવ! પેલા કંગાળ માંણુસને હવે કાલને કાલ તે હઝાર પાઉન્ડ આપી દેવાનાં ખ્યાલથી તેણીને સંતોશ મળ્યો.

તેણે તેણીને ઓળખી હતી કેમકે એક ચાહતી આંખ ઘણી તીક્ષણ હોય છે. તેણીએ માન્યું કે જો તેને અતરેથી ચાલી જવા તે સમજાવી શકે તો હજીબી તે સલામતજ હતી.

બીજે દીવસે તે અર્લે પોતાની મોહરદારને હઝાર પાઉન્ડનો એક ચેક આપ્યો અને તે ખરોજ હેતવંતો ધણી ખરાં દીલથી ખુશી થતો જણાયો.

"એ તાહારા પૈસા છે એનું તું ગમે તે કરજે એલીસ," લોર્ડ આરડને કહ્યું, "માહારી દીલગીરી ફકત એટલી જ છે કે પહેલાંથી મને તાહરી એ સગવડનો ખ્યાલ થયો નહી. હવે મારો સેજબી વિચાર કરતી નાં–તને ગમે તેમ ખરચજે. તને ગમે તો આજે જ તે એમનો એમ કોઇને આપી બી દેજે તોબી હું કશું કહેનાર નથી."

તેણી હસી. અને ખરેખર સંતોષ પામી. તેણીએ તે ચેક વટાવ્યો અને પચાસ પચાસ પાઉન્ડની નોટો મંગાવી, તે એડમને મળે તેટલાં સંભાળથી ઉંચા કર્યા.

વળી હવે દર વરસે તેણીને બે હઝાર પાઉન્ડ તેનો ધણી તેની પોકેટ મની દાખલ આપનાર હતો એ ખ્યાલ બી સંતોષ ઉપજાવા જોગ જ હતો. હવે તે નિરાંતે પાંનસો પાઉન્ડ દર સાલ પેલા રેમ્સેને મોકલી શકવા સમર્થવાન હતી. તેણીએ હવે છુટકારાનાં એક દમ સાથે કાંઇ ઉલ્ટ પકડવા માંડી.

વીસમી જુનને દીવસે એક ઘણાજ ગ્રાન્ડ ફેન્સી બૉલમાં અર્લ અને કાંઉન્ટેસને જવાનું હતું. ને રાતે તે હદથી જ્યાદા ખુબસુરત દેખાઇ. ટયુડર રાણીનાં અસલવારેનાં પોશાક ને ઢપનો નિચે લટકતો કિમતી બ્રોકેડનો ડ્રેસ તેણીએ સજ્યો હતો, અને નાજુક કદમે, અજબ ખુબસુરત અને દમામદાર દેખાતી તે જયારે તે મોટો દાદર ઉતરી બૉલમાં જવા નિચે આવી ત્યારે તે છેલ્લા પગથ્યાં આગળજ તેનો ધણી ઉભો રહી વાહાલથી, મગરૂરીથી અને વખાંણથી તેણીને જોતો ઉભો હતો. એજ રીતે નોકરોનો આખો સ્ટાફ તે ખુબસુરત શેઠાંણીને તેણીનાં મોહક ઠઠેરામાં તૈયાર થઇ બાહેર

જતી જોવા એકઠો થયો હતો. લોર્ડ આરડને કોઇની બી પરવાહ ક્યાં વગર તે સુંદર બ્લુ મખમલનો કલોક તેણી જેવી નિચે આવી કે તે સુંદર ગોળ સુફેદ મારબલ જેવાં નગ્ન ખભાં ઉપર ઓઢારી દીધો.

તે બંધ ગાડી બારણું આગળ જ તેમને લઇ જવા તૈયાર હતી. ફુટમેન તૈયાર ઉભો હતો, અને લેડી આરડન તે મહેલ સરીખાં મકાનની ઉંચી સીડીઓ ઉતરી છેલ્લાં પગથ્યાં ઉપર, ગાડીમાં ચઢવા ખાતર પોતાનાં ધણીને હાથ આપી ઉભી હતી જેવામાં એક પોકાર સંભળાયો—વખાંણનો, જાંણે કોઇ ચીજ મેળવવા માંગતાં હોઇએ ને તે મળી શકતી નહી હોય, તેવા દુખનો તે પોકાર હતો. તે તરફ સહેજ ગડબડ થતી સંભળાઇ.

"શું છે?" લોર્ડ આરડને પુછ્યું.

"કાંઇ નહી માહારા લોર્ડ," એકાદ નોકરે જવાબ કર્યો. "કોઇ છાકટો માંણસ અતરે ભુલો પડયો છે, અને ઘરમાં પેસી જવાની કોશેશ કરતો પકડાયો છે."

"તેને અહીંથી કાઢી મુકો." લોર્ડ આરડને તતરાવીને કહ્યું. તેવામાં એક બીજો નોકર ત્યાં આવ્યો.

"માહારા લોર્ડ" તે બોલ્યો. "એને પોલીસમાં આપ્યે? તે બહુ જ પીધેલો છે ને બકવા કરી રહ્યો છે."

"નહી," દયાળુ દીલનાં તે ઉમરાવે કહ્યું. "નહી તેને અહીંથી તેને ઘર મોકલાવી દેઓ,—કાઢી મુકો પણ તેને હેરાન કરતા નાં અને હવે રસ્તો છોડો, માહારાં લેડી ક્યારનાં ખોટી થાય છે."

તેણી પોતાની અદભુત સુંદરતા સાથે એક રાંણીનાં રૂઆબથી ચાલી ગાડીમાં બેઠી. તેણીએ જોયું નહી કે છાકટો માંણસ કોણ હતો. તેણીને તેવાં કોઇની પરવાહ જ શું હોય? તે તો બેફીકર ત્યાંથી હંકારી ગઇ અને થોડી વારમાં તો તે બનાવ વિસરી પણ ગઇ.

કહેવાની જરૂર નથી કે તે રાતની રાણી મીસાલ તે ત્યાં વખણાઈ ને પુજાંઇ. તેણીનાં પોશાક, તેણીનાં છક કરી નાખનારાં સૌંદર્ય જોતાં લોકો હદથી જ્યાદા મોહીત બન્યાં.

તેઓ વહેલાં જ ઘર પાછાં ફર્યાં. અર્લ તે દીવસે થાકેલો જણાયો, અને પોતાનાં ભરથારને ખાતર જ જીવતી તે મધુરી મોહરદારનો જીવ તે જોતાં બળી જ ગયો. તેને થાકેલો જોતાં તેણીએ પોતે બહાણું કાઢયું કે તેણી થાકી ગઇ હતી માટે ઘર જવું અને તેઓએ તેમ જ કર્યું. જયારે ચંદ્રની ફીક્કી રોશનીમાં પોતાનાં ધણીની બાજુમાં બેસી ઘર જવાનું એવા એક હઝાર બૉલ કરતાં તેણીને એવડું રલીઆમણું લાગ્યું.

ઘર જતાં રસ્તામાં તેણી તેની વધુ પાસે જઇ બેઠી, અને વાહાલથી તેનું માથુ' પસવાર્યું.

"આજે તો તાહારા આ પોશાક અને હીરનાં તાજથી તું સરબસર એક રાણી જેવી જ લાગેછ એલીસ," લોર્ડ આરડને કહ્યું. "ને તેથી મને એટલો ગભરાટ લાગેછ કે તને માહારાં પાસાંમાં બી લેતાં બીક લાગેછ."

"એમ બોલશો તો આ હીરા જડીત તાજજ હું ફેંકી દેવશ જો" તે હસી અને પછી વધાર્યું "તમે જાંણોછ લીઓ, આજનાં મેળાવડામાં એકબી મરદ એવો હતો નહી કે જે તમારી બરોબરી કરી શકે. તમે તેઓ બધાનાં સરદાર જેવા જ લાગતા હતા."

"તાહારે મોઢેની વખાંણુ મને ઘણી મીઠી લાગે છે." તે ભરથારે કહ્યું. અને તેણીનો ચેહરો સુખથી ગુલાબી બનતાં તે જોઇ શકયો તેણીની દુન્યાજ જાંણે તે ભરથારમાં સમાઈ ગઇ હતી.

તેઓનાં મકાન આગળ ગાડી ઉભી રહેતાં ત્યાં કાંઇ ગડબડ થતી જોવાઇ. આગલુ બારણું ખુલ્લું હતુ—બત્તીઓ બળતી હતી અને લોકોનું એક મેજરૂ ભેગું થએલું જણાતું હતું.

"એ શું છે ?" લોર્ડ આરડને પુછ્યું અને તેને જવાબ કરતો તુરત એક ફુટમેન સામે દોડી આવ્યો.

"એ પેલો જ માંણુસ છે માહારા લોર્ડ" તેણે કહ્યું.

"પેલો જ માંણુસ ?" લોર્ડ આરડન અજબ થયો "કોણ પેલો જ માંણુસ ?"

"ચોર લોર્ડશીપને જતી વખતે જે છાકટા માંણુસે ડીસટર્બ કર્યા હતા તે જ આ માંણુસ છે જી." તે ફુટમેને સમજાવ્યું.

લોર્ડ આરડનનો ચેહરો ગુસ્સાથી લાલ બન્યો.

"એવું અહીં કેમ ચાલવા દેઓછ ?" તેણે તકાજો કર્યો. "તમે લોક કેમ એવા માંણુસોને આ તરફ ફટકવાળી દેઓછ ?"

"તે માંણુસને પોલીસમાં આપવો હતો." તે નોકરે માનથી સમજાવ્યું. "પણ ચોર લોર્ડશીપે નાં કહ્યું એ ખોટું થયું. આટલી વારમાં એ માંણુસ અહીં ત્રણ વાર આવી ગયો."

"ત્રણ વખત ?" હીઝ લોર્ડશીપે પોકાર્યું "અહીં ધકેલા ખાવાની તેની શું મકસદ છે ? એકદમ પોલીસને જણાવો."

પેલો ફુટમેન અચકાતો જણાયો.

"તે કહેછ મારા લોર્ડ," અચકાતે બીહીતે સાદે તે માંણુસે કહ્યું. "તે કહેછ કે લેડી આરડનને તે મળવા માંગે છે" અને એ સાંભળી લોર્ડ આરડન અજાયબીથી હબતી જ ગયો.

"લેડી આરડન ?" તેણે ગુસ્સાથી કહ્યું. "તેની મકદુર શું તેની તાકાત શું કે લેડી આરડનનું નામબી તે બોલે ?"

"તે જણાવે છે કે મોહત જીવતનો તે એક સવાલ છે." પેલા ફુટમેને કહ્યું. "આ સામી રેલીંગને વળગી પડી તેને બુમો પાડી કે કામ જરૂરનું છે. તે લેડી આરડનને મળ્યા વગર જશે જ નહી એવું બકે છે. મને લાગેછ તે દીવાનો છે મારા લોર્ડ".

"આવું અપમાનભર્યું બોલવાની તે હિમત કરનાર કોણ છે ?" લોર્ડ આરડને બુમ પાડી. આટલી વાર લેડી આરડન આ બધી ગડબડ નરમ પડે તેની વાટ જોતી ગાડીમાં જ ખોટી થઈ રહી હતી. તેણીએ હવે બારી બાહેર ડોકયું કાઢયું અને હોલની બત્તીની તેજ લાઇટમાં પોતાનાં ભરથારનો ગુંચવાયલો ચેહરો તે બરાબર જોઇ શકી.

"શું છે લીઓ ?" તેણીએ પુછ્યું.

"તને સંતાપવા જેવું કાંઇ જ નહી માહારી ડારલીંગ," તેણે તુરત જવાબ કર્યો.

" પણ તો બી છે શું ? " તે બબ્દિ થઈ.

હજી તો આ શબ્દો તે બોલે તેટલાં જ એક તુટેલાં જીગરનો દર્દમંદ અવાજ ત્યાં ફેલાઈ રહ્યો.–" હેસ્ટર-હેસ્ટર બ્લેર ! "

તે અર્લે એ શબ્દો સાંભળ્યા હોય તેમ લાગ્યું નહી. મગર તે છોકરીએ તો બરાબર તે બોલો સાંભળ્યાં અને જાંણે તેણીનાં મોહતનો પેગામ કોઈ પોકારતું હોય તેમજ તેણીને લાગ્યું. તેણીનું જીગર ધપકતું બંધ પડી જતું હોય, તે લકવાથી જડ્ડ થઇ જતી હોય તેમ પથ્થર થઇ ગઈ.

" એ કોઈ દીવાનો જ લાગેછ." હીઝ લોર્ડશીપે કહ્યું. " ને આવી ગડબડ અહીં ચાલવા દેવામાં આવશે નહી."

" હેસ્ટર–હેસ્ટર બલેર, " ફરીથી તે અવાજ પોકાર્યો અને આ વેળા તે શું બોલતો હતો તે સાંભળવા તેની તરફ લોર્ડ આરડને પોતાનું માથું ફેરવ્યું.

" તે મરી ગઈ નથી–તે મરી ગઈ નથી–તે જીવતી છે હેસ્ટર બ્લેર—"



## પ્રકરણ ૪૨

### હેસ્ટર બ્લેર જીવતી છે.

" હેસ્ટર બ્લેર–હેસ્ટર બ્લેર, "નાં નામનાં પડઘા પાછા પડી રહ્યા.

તે હાલી કે ચાલી નહી. તેણીનાં જીગરમાં જાંણે ઝેરી ખંજર લાગ્યું હોય તે મીસાલ તે સ્તબ્ધ થઇ બેસી જ રહી. તે બહાદશાહી પોશાકમાં, તે સુંદર બ્લુ મખમલી કલોકમાં લપટાયલી અજબ ખુબસુરત દેખાતી, તેણી મોહતનો જ કડવાસ અનુભવી રહી.

" આએ કોઇ દીવાનો જ છે, " અર્લે કહ્યું. " એ શું નામ બકયા કરે જ એલીસ ? "

તેણીએ કશોજ જવાબ કર્યો નહી. તે તો સમજી જ ગઈ કે બધું હવે ખલાસ થતું હતું.

" ઘરમાં આવ ડારલીંગ, " તેનાં ધણીએ માયાથી કહ્યું. " હું એ બધાંનો હમણાં નિકાલ લાવી નાખીશ. "

વળી તેણી જવાબ કરી શકી નહી. થકવાથી હોય તેમ તે જડ થઇ જઇ, ઘુમતાં મગજે અને ધ્રુજતા હોઠો સહીત બેસી જ રહી.

તે અર્લ એટલો ગુસ્સે થઇ ગયો હતો પોતાનાં ઘરનાં આંગણાં આગળ આવું તોફાન થવાથી કે તે એલીસનો ગભરાટ જોઇ શકયો નહી.

" એલીસ, " તે તેણી તરફ ફર્યો, અને ત્યારે તેણીને ફીકકી ધ્રુજતી અને બેતાકાત જોઇ, તે બીહીતી હતી એમજ માની લઇ પેલા છોકટા ઉપર વધુજ ગુસ્સે થયો. " હું એને જેલમાં મોકલાવશ. " તે બબાળ્યો.

" હેસ્ટર-હેસ્ટર બ્લેર, " પાછું પેલો બોલ્યો અને તે અર્લે હવે તે શબ્દો પ્રગટ સમજ્યા.

" હેસ્ટર બ્લેર ? " લોર્ડ આરડન બોલ્યો. " એ નામ સાંભળેલું હોય એવું લાગે છે. પણ એલીસ તાહારે આવા છોકટાનાં તોફાનથી બીહીવાની જરાબી જરૂર નથી માહારી ડારલીંગ, ચાલ ઘેરમાં આવ. "

તે એક જબરી કોશેશ સાથે હવે ઉઠીને ઉભી થઇ. હવે તેણીને કશાંની પરવાહ નહોતી. ભલે તે ગાડીમાં રસ્તામાં કે ઘરનાં સીડી ચહડતાં બી ટપકાઇ પડી મરી જાય. એડમ રેમ્સે ત્યાં હતો અને આખી દુન્યા હવે તેણીનો ભેદ જાણવાની હતી એ ખ્યાલથી વધુ ખરાબ, વધુ કંગાળ કરનારૂં બીજું હોય જ શું ?

તેણી જેવી ગાડીમાંથી બાહેર નિકળી કે એડમ રેમ્સે એક કુદકા સમેત તેણી તરફ ધસી ગયો.

" હેસ્ટર, " તેણે હાથો લંબાવી પોકાર્યું. " હેસ્ટર બ્લેર. "

તેણીએ પોતાનો સુફેદ ચેહરો પોતાનાં ધણી તરફ ફેરવ્યો.

" શું એ ઘેલો છે ? " તેણી બોલી.

" એવું જ લાગેછ. " લોર્ડ આરડને તીખાસથી કહ્યું. " ને એની આવી જાતની મેડનેસ માટે એને જવાબ આપવો પડશે. "

હોલનાં દરવાજા આગળ આવી પહોચતા, રેમ્સે, બધાંનાં હાથ

છટકાવી નાખી, લેડી આરડન આગળ ધસી ગયો અને તેણીનાં સુંદર મખમલી લાંબા ફલોકની કીનારી પકડી લીધી. "હેસ્ટર-હેસ્ટર બ્લેર," તે એક દીવાનાંની અદાથીજ બબડયો.

લેડી આરડન ગભરાટની એક ધીમી ચીસ સમેત પોતાનાં ધણીનાં હાથને વળગી પડી.

"બીહીતી નાં એલીસ," લોર્ડ આરડને તેણીને બહુ જ હેતથી કહ્યું. "અંદર આવ. ને હું તેને પોલીસનાં ચાર્જમાં આપીશ."

રે ખુદા તેમ જો થાય તો તેણીનાં શું હાલ ? પેલો છોકરો તો તે ભેદ આખા રસ્તા ઉપર બુમો પાડી બોલે ને ત્યારે ? તેણીએ પોતાનો દયામણો ચેહરો લોર્ડ આરડન તરફ ઉઠાવ્યો.

"નહી નહી એવું કશું કરતા નાં લીઓ." તે બબડી.

"એમજ કરવાનું," તેણે મક્કમતાથી કહ્યું. અને હવે અંદર લઇ જઇ તેણે તેણીને એક નરમ સોફા ઉપર બેસાડી દીધી.

"તું ઘણી બીધેલી લાગેછ એલીસ," તે કાળજીથી બોલ્યો. "હું તાહારે માટે થોડો વાઇન મંગાવું છું. તું આરામ કર."

તેણીએ ઇચ્છયું કે તે તેની આગળ કાલાવાલા કરે, કાંઇ તરફીબથી પેલાને ખરતો કરવા જેવું કરી શકે. પણ નહી. તેણીનાંમાં ઉઠવાની જ તાકાત હતી નહી તો વધારે તો તે શું જ કરી શકે ?

"એલીસ," તેવામાં લોર્ડ આરડને ઘણાં ગભરાટથી પોકાર્યું "એટલી બધી શાંની બીહે છે સ્વીટહાર્ટ ? જો તાહારી મેડ તાહારે માટે વાઇન લઇ આવીછ તે લે ને હિમત રાખ."

"માહારા લોર્ડ" તેવામાં તેનાં પુરાંણાં બટલરે બારણાં આગળથી કહ્યું. "જરા જલદી હોલમાં આવશો ?"

બીજી જ પળે તે ત્યાંથી ચાલ્યો ગયો. અને હવે શું થવાનું હશે તેનો ખ્યાલ કરતી તે કંગાળ છોકરી, તે હીણનસીબ લેડી બેસી રહી. ખરે જ તે કરમની ફુટેલી હતી-તેનું તકદીર જ તેને તારાઝ કરી ગયું હતું, તો ગમે તે ઉપાય ફોકટ હતા. તે મેડ લાવી હતી તે વાઇન તેણી લઇ શકી નહી, તે તો ગભરાટથી ફાટી ગએલી આંખે, હબતી ગુપચુપ બેસી જ રહી.

લોર્ડ આરડન ઘણો ઉશ્કેરાયલો, પેલા છાકટાને બરાબર શીક્ષા કરવાનાં ખ્યાલથી હોલમાં ગયો. જ્યાં પેલો બોલતાં સંભળાયો.

"હું લેડી આરડનને મળ્યા વગર જવાનો નથી." તે બોલતો હતો. "એ મોહત જીવનનો સવાલ છે ને આ મકાન તેવણને મળ્યા વગર હું છોડી જવાનો નથી."

"જો ફરીથી એ લેડી આરડનનું નામ દેય તો એને ઉચકીને રસ્તા ઉપર ફેંકી દેઉં." લોર્ડ આરડને ત્યાં દાખલ થતાંજ મોટા ગુસ્સાથી કહ્યું. અને તેને આવેલો જોઇ બધાં નોકરો દાયબાંય થઇ ગયાં એટલે તેઓ બન્ને એકલા પડયા.

"હું તેવણને કે તેવણનાં વરને મળ્યા વગર જવાનો નથી." તે પાછું અને પાછું બોલ્યો.

"હું લોર્ડ આરડન છું." તે અર્લે કહ્યું: "તને શું કહેવું છે મને ?" અને પાછળ ફરી પોકાર્યું: "જોન્સ, જા જઇને પોલીસને લઇ આવ. એટલું બધું ચાલવા દેવાય તેમ નથી."

એકાએક પેલા છાકટાનો દારૂ ઉતરી ગયો હોય તેમ તે ગંભીર ને ચુપ થઇ ગયો. તેણે પોતાની સામેનાં ખુબસુરત ચેહરા અને નોબલ કદાવર આકાર તરફ જોયું.

"તમે લોર્ડ આરડન છો." તે આખરે બોલ્યો "જો તેમ હોય તો માહારા લોર્ડ માહારી સલાહ માનો, ને તમારે પોતાને ખાતર તમને જે ઘણું વાહાલું છે તેને ખાતર એકપળ મને એકલા મળો. પોલીસને બોલાવા પહેલાં મને જરા સાંભળો."

'એક પાંચજ મીનીટ મને એકલા મળો.' પેલો પાછું બોલ્યો "તમારા લાભને ખાતર તેમ કરો નહીં તો જીંદગીભર તમો પસ્તાશો તે યાદ રાખજો."

લોર્ડ આરડન તુચ્છકારનું હસ્યો. તેને તાબડતોબ પોલીસમાં આપવાનો તેણે ઠરાવ કર્યો.

"તમારી મોહરદારને ખાતર સાંભળો." તે બોલ્યો: "હું જાણું છ કે દારૂની ધુનમાં માહારાથી આવું થઇ ગયું છે, પણ હવે થયું તે

તો થયું. હવે પુરૂં સાંભળી લેઓ. મને પાંચ મીનીટ આપો ને તમારી મોહરદાર કોણ છે તે હું તમોને કહીશ."

"જો ફરીથી એ નામ વાપર્યું છ તો યાદ રાખજે," લોર્ડ આરડને ઘણાં મોટા ગુસ્સાથી એકદમ તપી જતાં કહ્યું, "તો યાદ રાખજે કે હું તને જાનથી મારી નાંખીશ."

"મારા લોર્ડ તેવણનું ખરૂં નામ જાણનાર દુનીયામાં હું એકલો જ છું—મને"

તેના અવાજ અને અદાગાં કાંઇ એવું હતું કે લોર્ડ આરડન એકાદ પળ અચકી ગયો. અલબત તેની પવિત્ર મોહરદાર સાથે તેને કાંઈબી સબંધ હોય એવું તો તે સ્વપને પણ માની શકયો નહી, એટલે તેને સમજવામાં કાંઇ ગયું નહી એમ ધારી પોતાનાં ગુસ્સાને એક જેહમતે દબાવી દઇ, તેણે બારણા આગળ જઈ એકાદ નોકરને કહ્યું.

"એને લાયબ્રેરીમાં લઇ જા." ઘણાંજ કચવાટથી કમકમાટથી તે બોલ્યોઃ "હું ત્યાં એની સાથે વાત કરીશ."

ત્યા તે કુશાદે ઓરડામાં, તે મકાનનો માલીક અને એડમ રેમ્સે સામ સામે ઉભા. તે હાલ તદન શાંત હતો, અને તે મોટા અર્લથી લગભગ બીહીતો હોય તેમ જણાયુ.

"મને વખત નથી." લોર્ડ આરડને કહ્યુંઃ "જે કહેવું હોય તે જલદીથી બોલ."

"માહારે લેડી આરડનને મળવું છે." તે ધીમાં અચકાતા સાદે બોલ્યો. "હું તેવણને જયારે તેવણ હેસ્ટર બ્લેર હતાં ત્યારનો ઓળખું છું."

"અને ખુદાનાં નામથી પુછું છ કે હેસ્ટર બ્લેર કોણ?" તે અર્લે પુછયું: "એ નામ મારા ધ્યાનમાં તો આવે છ."

એ સાભળી તે લુચ્ચો ફતેહથી ફુગરાઇ ગયો. તે ફતેહનું હરયો ને છાતી કાઢી, સીધ્ધું તે ઉમરાવનાં ચેહરામાં જોયું.

"હેસ્ટર બ્લેર," તેણે કહ્યું. "તે પોતાનાં ધણીને ઝેર દઇ મારી નાખવાનાં કેસવાળી હીરોઇન છે."

"તું તો કોઇ દીવાનો જ છે." લોર્ડ આરડને પોકાર્યું.

"નહી." પેલાએ કહ્યું. "દીવાનો નથી. પણ હેસ્ટર બ્લેર ઉપર નજર કરતાં જ એક જાતનું દીવાનાપણું મને લાગુ પડેલું તે ખરી વાત. પણ મેં કાંઇ હજી તમને તે ભેદ કહ્યો નથી. તેનો તે ભેદ તો સલામત જ છે. ભલે તમે તેણીનાં ધણી હોવ. મોટા માનવંતા અર્લ હોવ છતાં તમે કોણને પરણ્યા છો તે વટીક તમો જાણતા નથી. જ્યારે હું તે જાણું છું."



## પ્રકરણ ૪૩

### "તમારી મોહરદાર તેજ હેસ્ટર બ્લેર છે."

"તમોને જણાવાની માહારી મતલબ નહોતી," તે એકદમ પસ્તાવાથી બોલ્યો. "પણ દારૂની ધુનમાં માહારાથી બોલી દેવાયું. તે મને માહારી ચુપકીદી સારૂં મોટું ઇનામ આપવાની હતી. હવે તે તમારે આપવું પડશે માઇ લોર્ડ, હેસ્ટર બ્લેરનાં ભેદથી મને જાહો-ઝલાલી ભોગવતું થવું પડશે."

લોર્ડ આરડન હવે જોઈ શકયો કે તે માંણસ જે બોલતો હતો તે બધુ સચ્ચાઇનાં જોશનું જ હતું. અને તેણે માન્યું કે જો તે દારૂની ધુનમાં હતે નહી તો તે ભેદ જેબી હોય તે જરૂર જાળવતે.

એલીસ ! તેની એલીસ–તેની મીઠી મધુરી મોહરદાર માટે તો એક બી બુરો ખ્યાલ તે લાવી શકયોજ નહી. એમ છતાં કમનસીબ

હેસ્ટર બ્લેરની જગજાહેર કહાંણી વાંચેલી તે બોલે બોલ અત્યારે યાદ કરી શકયો. તે કોઈ જવાન છોકરીને પોતાના ધણીને ઝેર દેવાનાં વાંકસર પકડવામાં આવી હતી. કે જેને તેણે પોતે ખતચીતજ ગુનેહગાર માની હતી. એમ છતાં વધુ વિગત તેણીના ડુબીને મરણ પામવાની વાંચેલી બી તે યાદ કરી શકયો. વળી સાથો સાથ એકાએક તેને યાદ થઇ કે પોતાની મોહરદારને લગતું, તેનાં સગાં વાહાલાંને લગતું તો તે કાંઇ જ જાંણતો હતો નહી. અને તેથી તેણે માન્યું કે એ બનવાજોગ હતું કે તેની બૈરીને પેલી કંગાળ હેસ્ટર બ્લેર સાથે કાંઇ સગાઇ બી હોય. એટલા માટે તેણે વિચાર કર્યો કે પેલાની કહેલી કહાંણી સમજવી, અને પોતાની પવિત્ર મહોરદાર, તે કોઇ કમનસીબ સગીને ખાતર મુંઝાય નહી તે સારૂં તેને સારી જેવી એક રકમ આપી પતાવવો.

"હેસ્ટર બ્લેરનાં ભેદ ઉપર હવેથી માહારે મારી આખી જીંદગી પસાર કરવાની છે," તે બોલ્યો. "જો આજે રાતે તે મને મળી હતે તો હું નેહાલ થઇ ગયો હતે."

લોર્ડ આરડને જેહમતે પોતાનાં ગુસ્સાને રોકયો અને કરડે સાદે તેને પુછ્યું.

"તાહારી શું કિમત છે? ને શું તે ભેદ છે?"

"એક હઝાર પાઉન્ડ તાબડતોબ લેવાની અને દર વરસે પાનસો પાંઉન્ડ મને મળતા રહે એ માહારી કિમત છે." તે બોલ્યો.

"એક હજાર પાઉન્ડ" એ શબ્દ સાંભળી લોર્ડ આરડનને કાંઇ કુદરતી જ ખટકો થયો. ગઈ રાત્રેજ એટલી રકમ તેણે પોતાની મોહરદારને આપેલી તે યાદ કરી શકયો.

"એ કિમત તમારાં લેડી મને આપતે," એડમ રેમ્સે બોલ્યો: "મેં તેવણના ચેહરામાં જ જોઇ લીધું હતું કે તેવણ માહારી શરત કબુલ કરતેજ."

"શાને માટે?" લોર્ડ આરડને પુછ્યું.

"પોતાનો ભેદ જાળવવા ખાતર." તે માણસે તાબડતોબ કહ્યું.

"વારૂં, તે કિમત તો મેં જાંણી," લોર્ડ આરડન બોલ્યો. "હવે તે ભેદ શું છે તે તો કહે ?" અને તે પોતાનો ગુસ્સો કેમ કાબુમાં રાખતો હતો, તે તેનાં લાલ થએલા ચેહરા અને ચપટ બીડેલા હોઠો ઉપર જોવું સહેલ હતું.

"બોલ તે ભેદ બોલ," પાછું લોર્ડ આરડને કહ્યું.

"તે ભેદ એ છે," પેલાએ કહ્યું, "કે હેસ્ટર બ્લેર જીવતી છે. તે ડુબી મુઇ નથી. અને હેસ્ટર બ્લેર તેજ તમારી મોહરદાર છે. એની માલકમનાં નામ હેઠળ તે અમેરીકા જવા ઉપડેલી કે જે સ્ટીમર ડુબી ગઇ હતી પણ તેણી કોઈબી રીતે બચી ગઈ છે ને હાલ કાઉન્ટેસ ઓફ આરડનને નામે હેસ્ટર બ્લેર જીવે છે."

લોર્ડ આરડન દયાનું હસ્યો.

"બિચારો ઘેલો છે," તે ધીમેથી બબડયો. "હું તને જીવતો જવા દેંઉછ ને તાહારૂં બોલેલું માફ કરૂં છું કેમકે તું બિચારો દીવાનો છે."

"હું દીવાનો નથી." એડમ્સે જોશથી કહ્યું, "ને જો અત્યારે તમો મનાશો નહી તો યાદ રાખજો કે તમારી જીંદગીભર તમે પસ્તાશો. મારૂં માનો–માહારી માંગેલી કિમત મને આપો અને બેફીકર રહેજો કે તમારો ભેદ માહારા મોત સુધી સલામત સચવાયલો રહેશે."

"હેસ્ટર બ્લેર ?" લોર્ડ આરડન તુચ્છકારથી તે નામ બબડયો. "હેસ્ટર બ્લેર ? એક ખુની તે માહારી મોહરદાર ?" અને તે પાછું મોટેથી હસ્યો. "માહારી મોહરદાર તો એક લેડી અને એક નોબલ લેડી છે."

"હેસ્ટર બ્લેર પણ એક લેડી અને એક નોબલ લેડી હતી." એડમ્સે કહ્યું. "તે એક બાળક જેટલી જ નિરદોશ હતી. અને તે આપડીએ ઘણું સહન કર્યું હતું. તેણીનું દુખ જોઇ હું દુખી થતો અને તેણીનાં ભવિશનો ખ્યાલ કરી હું રોજ ધ્રુજતો હતો."

"તું ?" લોર્ડ આરડને અજાયબીમાં પુછયું.

"હા હું." તે બોલ્યો. "મને કહેવા માફ કરજો મારા લોર્ડ

પણ તેણીને જોતાંજ માહારી શુદ્ધ બુધ ખોઇ હું ઘેલો બન્યો હતો. તેણીનો બચાવ કરનાર એડવોકેટ ડડલી રોસનો હું કલાર્ક હતો. અને તે કેદખાનાં અને ટ્રાયલ દરમ્યાન હું આખો વખત તેણીના પાસે. તેણીની ફીકર કરતો દુવા ગુજારતો હતો. લોકો મને હસતાં ને મશ્કરી કરતાં એટલી હદ સુધી હેસ્ટર બ્લેર ઉપર હું દીવાનો બન્યો જો કે હું જાણતો હતો કે તે એક રાણી જેવી અને હું એક ગુલામ જેવો હતો. ત્યાર પછી તે મારી નજરથી ગુમ થઈ અને જ્યારે મને કહેવામાં આવ્યું કે તે ડુબી મુઇ હતી ત્યારે હું બેહોશ થઇ પડયો, બસ તે દીવસથી એડમ રેમ્સે જાંણે મરી જ ગયો, ને તેને બદલે, હું ઘેલો દીવાનો દુખી નાસીપાસ ખરાબીની ખાઇમાં પડયો, અંતે વરશો પછી એક દાહાડો મેં તેણીને બૉન્ડ સ્ટ્રીટમાં જોઇ અને તેવી જ ઓળખી કે તે હેસ્ટર બ્લેર હતી. ગમે તેવા પોશાકમાં, ગમે તે ઠેકાણે હું તેણીને ઓળખતે, તેજ મુજબ હાલનાં ભપકાભર્યા લેબાશમાં બી મેં તેણીને પીછાણી. મેં તેણી ઉપર લખ્યું કે મેં તેણીને ઓળખી હતી. મારાં પહેલાં કાગળનો તેણીએ જવાબ કર્યો નહી. જ્યારે બીજાંનાં જવાબમાં તે મને આવી મળી. કેમકે મેં તેમાં લખ્યું હતું કે તે જો મને મળશે નહી તો હું આ બધો ભેદ તમોને જણાવી દઇશ મેં—" તે બોલતાં અચકી ગયો, કેમકે ખુનખ્વાર રવેશે, ઉગામેલા હાથ સહીત લોર્ડ આરડન તેની તરફ ધસી ગયો.

"એકદમ ખામોશ માગો લોર્ડ," પેલાએ તકાજો કર્યો. "થોભો ને હું પુરવાર કરી આપું. જો હું જુઠું બોલતો હોવું એમ તમારી ખાતરી થાય તો બેલાશક મને મારજો. તે જે કૅબમાં આવેલી, તે કૅબમેનનો ચેહરો મને યાદ છે તેને શોધી કાઢી હું તમારી સામે લાવું તો તે વટીક તમને ખાતરી આપશે કે મને રીજન્ટ પાર્કમાં મળવા આવનાર તમારા લેડી જ હતા કે કોઇ બીજું ?"

તે ગાનો બો શક્યો નહી કે આ માંણસ તેની મોહરદાર માટે આવું બોલતો હતો. તેની મોહરદાર કે જેની ખાખ ચુમવા ભલભલા ઉમરાવો અને પ્રીન્સીસ અટવાઈ જતા હતા. અદભુત સુંદર અને

અહાદશાહી ઠસ્સો ધરાવતી ને જ્યાં જતી ત્યાં બસ વખાંણ અને વખાંણ જ મેળવતી તેની મોહરદાર માટે શું તે માંણસ આવું બોલતો હતો ?

"તે મને મળી," પેલાએ આગળ ચલાવ્યું. "તેણીએ ના-મુક્કર કશું જ કર્યું નહીં. ફક્ત એક જ સવાલ મને પુછયો કે ચુપ-કીદીની કિમત માહારી શું હતી. મેં તે તેણીને કહી અને એક અઠવાડીયા સારૂં વિચાર કરવાનો વખત માંગી લઈ તે મારાથી છુટી પડી."

"જો તેમ જ હોય," તે ઉમરાવે કહ્યું. "તો એક અઠવાડયા પહેલાં, તેણીનો વિશ્વાસઘાત કરતો તું અતરે આજે શા માટે અહીં જોવાય છે ?"

"મેં તેણીનો વિશ્વાસઘાત કર્યો નથી." તે બોલ્યો. "મેં તો ફક્ત તમોને જ કહ્યું છે."

"અને મને તે બધી કહાંણી કહી દેવી તેને તું વિશ્વાસઘાત કહે નહીં ?"

"તમે બે તો એકનાં એક જ કહેવાઓ," તે નફ્ટ થયો. "તમે બે કાંઇ જુદાં છો ? તો તેમાં વિશ્વાસઘાત શાંનો થયો ?"

"ને તેં એમ ધાર્યું કે તે તને પૈસા આપનાર હતી તેમ હું બી આપશ ?" લોર્ડ આરડને પોતાનો હોઠ કરડી રાખતાં પુછ્યું.

"જે આપે તે ખરૂં," તેણે કહ્યું. "મને મારા પૈસા મળે એટલે બસ. પછી જોઇએ તમે આપો કે તેવણ આપે."

"ને તું આજે અતરે કાંએ આવ્યો ?"

તે કાંઇક શરમાતો દેખાયો.

"માફ કરજો સાહેબ" તેણે કહ્યું. "હું તેણીનાં દરશન કરવા જ આવ્યો. એક પળ તે મલાતાબસમ મુખડો છુપાછુપ જોઇ લેવાની લાલચ હું રોકી શકયો નહી, પણ તેણીએ જ આપેલી દસ પાંઉડની નોટથી મેં દારૂ પીધો, અને દારૂની ધુનમાં મારાથી અતરે નહી ઘટતું થઇ ગયું. જો પાંચ જ મીનીટ તે મને એકલી મળી હતે

તો હું ચુપચુપ ચાલી જતે. પણ મને મળવાની કે જોવાની તેણીએ તો કાંઇ વેતરણ બી કરી નહી તેથી હું વધારે દીવાનો બન્યો."

"મેં ધીરજ રાખી આટલી વાર તાહારૂં કહેલું બરાબર સાંભળ્યું છે." લોર્ડ આરડને કહ્યું. "અને તને જો હું દીવાનો ને છાકટો નહી માનતે તો તાહારી બરાબર વળે કરતે. હવે બસ કર તાહારી જુઠી બકવા કેમકે એક દીવાનાંની બકવા સિવાય તાહારો એક શબ્દ બી હું સાચો માનતો નથી. ચાલ, ચાલ્યો જા અહીંથી."

"મને તેણી સાથે મોઢેમોઢું કરો. "એડમ રેમ્સે બબ્દ થયો. "બોલાવો હેસ્ટર બ્લેરને મારી સાંમે ને તમારી ખાતરી કરો."

"ખામોશ," લોર્ડ આરડને બરાડ પાડી. "લેડી આરડનને અપમાન કરવા પહેલાં સંભાળ રાખજે નહી તો–" તે બોલતાં અચકી ગયો, સફેદ ધ્રુજતી, વરસાદનાં ઝાપટાંમાં સપડાઇ ગએલી એક લીલી ફુલ જેવી જ કોમળ દેખાતી લેડી આરડન પોતે ત્યા દાખલ થઇ.

---

## પ્રકરણ ૪૪

## "ચુપકીદીની કિમત"

લોર્ડ આરડને તેણીને દાખલ થઇ જોઈ અને તે અચકી ગયો. તે સફેદ દર્દમંદ ચેહરે, હબનાયલી બીધેલી નિરદોષ બ્લુ આંખો સહીત ત્યાં ચાલી આવી.

"તું અહીંઆ ના આવ માહારી ડારલીંગ," લોર્ડ આરડને કહ્યું. "આ જગ્યા અત્યારે તાહારે લાએક નથી."

એડમ રેમ્સે મગર તુરત બે કદમ આગળ આવ્યો.

"હવે જ પુછવાનો વખત છે," તે બોલ્યો. "પુછો માહારા લોર્ડ એવણને તમારી ખાતરી કરી લેઓ કે એવણ જ હેસ્ટર બ્લેર છે કે નહી?"

તેણીએ બોલવા ચાહ્યું પણ તે સફેદ હોઠોમાંથી એક શબ્દ

બાહેર પડયો નહી, તેણીએ પોતાનાં હાથો પોતાનાં ભરથાર તરફ લંબાવ્યા, અને તે તુરત તેની પાસે ગયો. તે કરમાઈ જતી એક લીલી જેવી, બેતાકાત નિસોસ ને દુખી ઉભી રહી અને તેણીને આવી દુખી જોતાં તે ચાહાતા ભરથારનો જીવ જલી ગયો તે પાસે આવ્યો અને તેણીને પોતાનાં હાથોમાં પકડી લઇ, તે મીઠી બ્લુ આંખોનાં ઉડાંણમાં જોતાં, તે તે પળમાં એડમ રેમ્સ અને બધાંને ભુલી ગયો.

એડમ રેમ્સે તે મીઠું હેતવંતુ પીક્ચર જોતાં અદેખાઈ કપટ અને ગુસ્સાથી બળી ગયો. તે એક તુચ્છકારનું કઠોર હસ્વું મોટે સાદે હસ્યો.

" હા માહારા લોર્ડ " " તેણે તીરસ્કાર કર્યો, " બૈરી સાથે પ્યાર કરો—ઓ હેવન, તેણીનાં નાજુક હાથ ઉપર માહારો હાથ જ ફક્ત મુકવા હું શું નહી આપું ? પણ નહી, હેસ્ટર બ્લેર તાહારા નસીબમાં જ નથી. "

તે નાજુક માથું તેનાં ધણીની છાતી ઉપર નમી પડયું, તે કોમળ કર વધુ જોરથી તેને વળગી રહ્યા, જ્યારે તે સુંદર મુખડો દયામણી રીતે તેની તરફ ઉંચકાયો.

" અને હવે બોલો માહારા લોર્ડ આરડન, " પેલાએ તેવા જ સાદે ચાલુ રાખ્યું. " માહારી ચુપકીદીની કિમત તમે શું આપશો ? આખી દુન્યાથી છુંપું રાખવા ખાતર કે જાંણીતી લેડી આરડન તેજ જગ બત્રીસીએ ચઢેલી હેસ્ટર બ્લેર છે, તો તેનાં બદલામાં મને શું મળશે ? "

તે નિચો નમેલો ચેહરો વધુ અને વધુ નિચો નમ્યો. ખુદા ખબર તે કોમળ જીગર કેમ્મણી ભાંગીને ભુકો થતું હતું.

" એલીસ, " અંતે બહુજ માયાથી વાકો વળી, તે વીખરાઇ પડેલાં સુંદર ઝુલફાં પ્યારથી સમાં કરતાં લોર્ડ આરડને કહ્યું. " તું આ દીવાનાં માંણસની જુઠી બકવાથી જરાબી બીહીતી નાં. હું તાહારી આગળ—માહારી એલીસ—માહારી પવિત્ર મોહરદાર, તને કસમથી કહુંછ કે એક બોલણી આ દીવાનાંનો હું ખરો માનતો નથી. ને તેનાં

અપમાનો માટે હું પછીથી તેને બરાબર તેનો સ્વાદ ચખાડીશ. તેટલાં તાહારૂં માથું ઉઠાવ ને એને મોઢાં ઉપર કહે એલીસ કે તે એક જુઠો બદમાશ છે."

તેણીએ પ્રચ્છયું તે એટલી હિમત કરી શકે મગર નહી. તે મજબુત હાથોમાં પકડાયલો નાજુક આકાર લોર્ડ આરડને ધ્રુજતાં જોયો. તે મનોહર માથું એક જોહમતેજ જરા ઉંચું થયું.

"એને એનાં મોઢાં ઉપર કહે એલીસ કે તે જુઠું બોલ્યો છે." તેનાં ધણીનાં શબ્દથી હિમત પકડી તેણીએ પોતાની નજર ઉઠાવી એડમ રેમ્સે તરફ જોયું મગર તે કંગાળ ચેહરા ઉપરનું કપટનું લુચ્ચાઇનું હસવું જોઈ, તે ધાસ્તીથી કમકમાટથી પાછી બાજુ ફરી ગઇ.

"તે બોલી શકવાની નથી માહારા લોર્ડ," પેલાએ કહ્યું. "હેસ્ટર બ્લેરને ખુનનાં વાંકસર ખોટી રીતે પકડવામાં આવી હતી. પણ હેસ્ટર બ્લેર કદી જુઠું બોલતી નથી."

લોર્ડ આરડને મહા અજાયબીથી પોતાની મોહરદારનું માથું પાછું પોતાનાં ખભાં ઉપર ઢળી પડતા જોયું. અને તે અવાચક થઈ ગયો. એ શું ?

"લોર્ડ આરડન," એડમ રેમ્સે બોલ્યો. "મને મારી કિમત આપો ને જવા દેઓ. પુરવારી જોઇતી હોય તો એક હજાર આપું. હેસ્ટર બ્લેરનાં મરનાર ધણી એનગસ બ્લેરનાં મીત્રોને બોલાવી આ બાનુંની સનમુખ ઉભા કરો, સર એલન ફ્લેચર, કેપટન ડગલાસ, સર જેમ્સ હાર્ટ એ લોકને હાજર કરો, મારા લોર્ડ હું એક હજાર રીતે તમે માંગો તેવી પુરવારી આપી શકવાની હાલતમાં છું. મગર માહારૂં માનો તો વધુ ચુનાંચેરા નહી કરતાં મને પૈસા આપો ને તમારો ભેદ સલામત જાળવો."

અત્યાર સુધી લોર્ડ આરડનને પોતાની મોહરદારમાં સંપુણ વિશ્વાસ હતો. મગર તેણીનો હડબડી ગએલો હાલ અને ઇનકાર નહી કરી શકતી હતી એ બધી રીત જોતાં તે તડખાઇ ગયો. અરે જો તે ફક્ત એક જ નજરથી તેને ચુપ કરે ! એકજ થથરાવી નાખનાર

તેને જુઠો પાડનારો શબ્દ બોલે ! પણ નહી તે મીઠા હોઠો તો તદ્દન ચુપજ અને બંધ જ રહ્યા. તેનાં હાથમાં તે નાજુક બોજો ધ્રુજતો એમનો એમ પડી રહ્યો.

"જુવો લોર્ડ આરડન," રેમ્સે ફતેહથી બોલ્યો. "માઇ લેડી ઈનકાર કરી શકતાં નથી કેમકે એવણ જાંણેછ કે એ વાત સાચી છે, તો હવે ઉતાવળ કરો અને તમારાં મોટાં માન પામેલાં નામની સલામતીને ખાતર મને મારી માંગી કિમત આપી જવા દો."

લોર્ડ આરડને બહુ જ પ્રીતિથી, હજીબી વિશ્વાસથી પોતાનાં હાથ માહેલા તે કિમતી આકાર તરફ જોયું.

"એલીસ," તે ધીમે અવાજે તેણીનાં કાનમાં બબડયો. "હું શું કરૂં ?"

તે હાથો વધારે મજબુતીથી તેને વળગી રહ્યા. તે મનોહર માથું સેજ ઉચું થયું અને દુખમાં ડુબી ગએલી તે ફરગેટમી નોટસ જેવી મધુરી આંખો એક પળ તેની ચશ્મો સાથે મળી. જ્યારે પોતાનો આખો ભેદ કબુલ કરી દેનારા તે શબ્દો તે નિરદોશપણે બબડી.

"તેની કિમત તેને આપી જવા દેઓ લીઓ-અહીંથી સદા સારૂ તેને કાઢી મૂકો."

તે શબ્દો—કોમળ સ્વરે બબડાયલા બોલો તે જવાન ભરથારનાં જીગરમાં તીર મીસાલ જઈ ખુટયા. એકાદ પળ તો તે અવાચક ભાનભુલો, લગભગ બેહોશ જેવો બેધ્યાન થઇ ઉભો. તેણી હેસ્ટર બ્લેર હતી ? તે ખુની છોકરી કે જેની કહાંણી તેણે વાંચી હતી, જેને પોતે પોતાનાં દીલથી ખુની માની લીધી હતી તેજ આ હેસ્ટર બ્લેર અને તેની પોતાની મોહરદાર ? ધીમેથી તેણે તેણીને પોતાંથી છુટી કરી. તે આસમાનમાં સેતારા જેવા ઝળકતા, અને તેને સ્વર્ગની જ શાંતી આપનારા તે મુખડા ઉપરથી તેણે હવે પોતાની નજર હતાવી નાખી. એકાદ પળ પોતાનાં દુખથી બાવરો બનેલો તે એક છાકટા માંણુસની માફક લપેરા ખાવા લાગ્યો. તેનું માથું ભમવા લાગ્યું તે હબતી ગયો--સ્તબ્ધ થઈ ગયો. હેસ્ટર—એલીસ હવે કદી જ નહી—તરફથી તે હવે ફરી ગયો અને સીધ્ધું પેલા એડમ રેમ્સે તરફ જોયું.

"તાહારી કિમત બોલ," તેણે ધીમે મક્કમ સાદે કહ્યું.

"તમારી ખાતરી થાયછની હવે ત્યારે?" તેણે પૂછ્યું.

"નહી જરાબી નહી." લોર્ડ આરડને કહ્યું "પણ મારી ખાતરી થઇ હોય તેજ રીતે તાહારી સાથે તો હું કામ લેવા માગુંછ, બોલ તાહારી કિમત?"

"મેં એક હઝાર કહેલા પણ હવે મને બે હઝાર પાંઉન્ડ જોઇશે, ને જીવું જાગું ત્યાં સુધી મને દર વરશે મળતું રહે તે જુદું," તે બોલ્યો.

એકબી શબ્દ વગર લોર્ડ આરડન પોતાની ચેક બુક લાવ્યો અને તેમાં જોઇતું લખ્યું.

"તાહારા જેવા માણસના કસમ નકામા છે." તે ઉમરાવ બોલ્યો: "તાહારૂં વચન હું માંગતો નથી કેમકે તેની કિમત હું સમજુ છું. આ લે બેહજારનો ચેક. દર વરશે તને મળતી રહે તે રકમની બાબદ હું મારા સોલીસીટરને સોંપીશ. જેઓ દર વરશે પોતાની ખાતરી કરશે કે તેં મોઢું બંધ રાખ્યું છે કે નહી તે પછી જ તે પૈસા તને પુગા પાડશે. અગર કાંઇબી અણઘટતું જણાયું તો તે ને તેજ દહાડે તે રકમ અપાતી બંધ થશે. મારી શરત આ મુજબ છે તું તે કબુલ કરશે તોજ દર સાલ પૈસા મળશે અગર નહી તો નિકળ જા તાહારૂં સુજ્યું કર ને જેહાંનમમાં મર."

"તે શું શરતો છે?" પેલાએ થથરી જતાં પુછ્યું.

"પહેલી શરત એજ કે હેસ્ટર બ્લેર અને લેડી આરડનનું નામ તાહારી જબાન ઉપર તાહારે કદી જ લેવું નહી. બીજું એ કે ઇગ્લંડ છોડી જવું ને પાછું અતરે જીંદગી ભર આવવું નહી. અમેરીકા જતો રહે. જો અહીં પાછો આવ્યો તો તેજ દીવસથી પૈસા બંધ."

"હું સોગંદ લેઉંછ કે હું કાલને કાલ આ દેશ સદા માટે છોડી જઇશ ને પાછો અતરે કદી ફટકીશ નહી." તે બોલ્યો.

"ત્યારે હવે લે આ ચેક અને અહીંથી તાહારી કાળી સીક્કલ નાબુદ કર." લોર્ડ આરડને કહ્યું.

એડમ રેમ્સે તે ચેક હાથમાં ધરી આ પહેલી જ વાર હવે સીધી રીતે લેડી આરડન તરફ એક દુખનાં પોકાર સહીત ફર્યો.

"તમે મને ગુડબાય કરશોની હેસ્ટર બ્લેર ?"

પોતાની દુખી સ્વપનાંવત આંખો તેણીએ તેની તરફ ફેરવી.

"મોડે કે વેહલે એ વાત જાહેર તો થતે જ," તે મનથી બબડતી હોય તેમ બોલી. "પણ એ વાત તમે જાહેર કરશો એમ મને સ્વપને ખ્યાલ નહી. કાએ તમે વિશ્વાસઘાત કર્યો ?"

એડમ્સે એ સવાલ થતાં પોતાનાં હાથ માહેલા ચેક તરફ નજર કરી.

"હું પણ તમને એ જ રકમ આપી શક્તે." તેણી પોતાનાં ધણીની વટીક હાજરી ભુલી ગઈ હોય તેમ બબડી. "કાંએ તમે માહારો વિશ્વાસઘાત કર્યો ?"

"બોલો," તેણી તેવા જ મક્કમ સ્વપનાંવત સાદે બોલતી રહી. "વરશો પછી માહારી કંગાળ સ્થાતી દરમ્યાન જ્યારે આ ટ્રેજીડી હું યાદ કરીશ ત્યારે મને ખ્યાલ કરવા ગમશે કે કાંએ તમે આ વાતમાં મને દગો દીધો ? બોલો ?"

તેણી આવું બોલી પોતાનાં ભરથાર સામે પોતાનાં દોશનો બોલે-બોલ એકરાર કરી દેતી હતી તેનો તો તે અભાગણીને જરાએ ખ્યાલ થયો નહી.

એડમ્સે શરમીંદીથી પોતાનું સર નમાવ્યું.

"હું દીલગીર છું," તે બોલ્યો. "એ ભેદથી હું માહારૂં તલ્યાંનું ટાહડું કરવાની આશમા હતો. તમને માહારા તાબામાં લેવાની ઉમેદમાં હતો, પણ ખરૂં જ કહું છ કે દગો કરવાની મારી જરાએ મતલબ નહોતી."

"ત્યારે કાંએ તેમ તમે કીધું ?" તેણીએ પુછયું.

"માહારા લેડી," તેણે પસ્તાવાથી કહ્યું. "દારૂની ધુનમાં માહારાથી તેમ થઇ ગયું. અરે કેવું ભયંકર કામ મેં કર્યુ છે તે હવે જ મને સમજ પડતી જાયછે, મને માફ કરો ને ગુડબાય કહો હેસ્ટર બ્લેર"

"ગુડબાય," તે બબડી, "અને એક ફુટેલાં જીગરનાં શ્રાપ તમારી સાથે લેતા જાઓ."

તે અલેં હવે બારણું ખોલી તેને જવાની અસારત આપી. "ઉતાવળ કર. માંણસની ધીરજને બી હદ હોય છે," તે દાંત પીસી નાખતાં બોલ્યો, અને એક પણ વધુ બોલ સિવાય એડમ રેમ્સ ત્યાંથી અને તેઓની જીંદગીમાંથી હવે સદા માટે ચાલી ગયો.

તે ખરેખર અને ખરાં દીલથી તેનો દારૂ ઉડી જતાં પસ્તાયો. ખરૂ છે કે પૈસા કઢાવાની તેની મતલબ હતી. મગર હેસ્ટરને દગો દેવાની ઇન્સાફ ખાતર કહેવું જોઇએ કે તેની નિસ્ટા હતી નહી.

તે ઓસ્ટ્રેલ્યા ગયો, અને ત્રણ વરસ સુધી દર સાલ પેલી ચુપ-કીદીની કિમત મેળવતો રહ્યો. તેનાં મન અને જીગરમાં રમી રહેલું તે નામ તેનાં હોઠો બાહેર કદીજ નિકળ્યું નહી. અને છેવટે એ બનાવને ત્રણ વરસ પછીથી દારૂમાં જ તે આખેર થઇ ગયો. છતાં મરતી વખતે બી તે જાંણતો હતો તે ભેદનો એક હુંકારો તેણે બાહેર પાડયો નહી.

---

## પ્રકરણ ૪૫

### "ઓ નસીબ નસીબ!"

પેલી તરફ એડમ રેમ્સે જેવો તે વરવહુની હજુરમાંથી બાહેર પડયો કે લેડી આરડન પોતાનાં ધણી પાસે દોડી ગઇ.

"લીઓ": તે બોલી. "મને માહારૂં નસીબ કહો. પેલાએ કહ્યું તે બધું ખરૂં છે ને હુંજ તે કમનસીબ હેસ્ટર બ્લેર છું."

"અને હવે તું હેસ્ટર આરડન થએલી છે." તે બોલ્યો. "તેં કાંએ મને છેતર્યો ?"

"કારણ હું તમને ચાહાતી હતી." તે બોલી. "ને માહારી કંગાળ જીંદગીમાં તમારા સિવાય મેં કદી કોઇને ચાહ્યું નથી."

તેણે તેણી તરફ ઠંડી રીતે બહુજ તીક્ષણ નજર કરી.

"તે તુંજ હતી કે જે એક મોટા મેંજરા સનમુખ મોહત જીવતનાં જવાબની આરજુ કરતી કોર્ટમાં ઉભી હતી," તે બોલ્યો. "તે તુંજ ઓરત છે કે જે પોતાનાં ધણીને ઝેર દેવાનાં વાંકસર કેદ કરવામાં આવી હતી? ને બાધી બની ગએલી બીનાંનાં સાબુત પુરાવા ને ખાતર જ તું તાહારી જીંદગી બચાવી શકી હતી? અને તેં—તે મને તને તાહારી મોહરદાર કરવા દીધી? માહારૂં માન પામેલું નામ તને આપ્યા દીધું? તું પોતે તાહારી વાત જાંણતી હતી છતાં, એક સઉથી નોબલ લેડી તરીકે મારા મિત્રો સનમુખ તને ઓળખાવા દીધી? કહે તેં આવું શા માટે કર્યું?"

"કારણ હું તમને ચાહાતી હતી." તે બોલી. "કારણ હું તમને ચાહાતી હતી."

"ઘણો અજબ તરેહનો નફ્ટ પ્યાર ત્યારે તે હોવો જોઇએ" ને ગુસ્સાથી નહી પણ હદથી જ્યાદા નિરાશા સાથે બોલ્યો. "જ્યારે મેં તને પરણુવાની ઓફર કરી ત્યારે તાહારે મને આ બધુ કહેવું હતું."

"ખુદા સાહેદ છે કે બધું કહી દેવા માહારૂં જીગર કેવું તલપતું હતું." તે બોલી. "પણ સુખ મેં કદી જાણેલું નહીં ને હાથમાં આવેલું સુખ ખોહવા માહારૂં દીલ ચાલ્યું નહી. હું તમને ચાહાતી હતી અને મેં ધાર્યું કે તમને ખરી બીના હું કહીશ તો તમે મને પરણશો નહી."

"ખચ્ચીતજ નહી." તે જોશથી બોલ્યો. "પરણવા કરત તને અને મને બન્નેને હું પહેલાં જાનથી મારી નાખતે અગ આરડન કુટુંબનાં મરદો, એવી બેઆબરૂ બૈરીને અમારી ધણીઆણુ કરી શકતા નથી."

"ઓ સુખી થવા મને ઘણું ગમ્યું." તે કકલાટથી બોલ "હાથમાં આવેલું સુખ તજી દેવા મને ગમ્યું નહી. લીઓ, ખુદા સાહે છે કે માહારો એકજ ખ્યાલ હતો અને તે એકે મને નિરદોશને દુન્ય ગુનેહગાર ધારે તેમાં મારે કાંએ માહારૂં સુખ વગર કારણે તજી દે જોઇએ? સુખ મને પુછતું આવ્યું તો તે કાંએ માહારે નહી કબુ રાખવું જોઇએ? એમાં મેં ખોટું કર્યુંજ શું?"

"ચુપ કરો." તેણે કરડાઈથી કહ્યું.

"તમે ખચ્ચીત એમ તો નહીજ માનતા હોવ કે મેં તે કર-પીણ કામ કર્યું હોય," તેણી એકાએક બોલી. "તમે જેઓ મને ચાહો છો તે તો મારે સારૂં એવું નહીજ માનતાં હોવ ?"

"તને ઇસર્ટન વીંગમાં આપણે એક દીવસ વાત કરેલી તે યાદ છે ?" તેણે પુછ્યું. "મારા ખુદા તે વખતે મને સ્વપને ખ્યાલ નહોતો કે બીજી લેડી સીબીલા જોડેજ હું વાત કરી રહ્યો હતો. કહે મને, તે વેળાબી હિમત કરી તેં કાંએ નહી બધું કહી દીધું ?"

"એજ કારણુસર કે હું તમને ચાહાતી હતી અને તમને ખોઈ દેવાની ધાસ્તીથી હું ચુપ રહી." તે બોલી.

"ઓહ ખુદા," તે ઉમરાવે અફસોસ કર્યો. "આ મીઠા ચેહ-રાની આવી દીલજીત ગ્રેસની નિરદોશ છોકરી મનમાં આવું પાપ લઈ ફરે ? આવો ઠાગો રમી શકે તે મેં આજેજ જાણ્યું."

"ઓ લીઓ દયા કરો—દયાનો ખ્યાલ કરો—" તે બબડી.

"માહારાથી તેમ થાય નહી." તે બોલ્યો. "માહારૂં આખું જીગર તાહારી સામે બંડ મચાવી રહ્યું છે, મેં હેસ્ટર બ્લેરની કહાંણી ધ્યાનથી વાંચી હતી અને તેણી જ ખુની હતી એ સેવટ ઉપર હું આવ્યો હતો."

"હા પણ હવે મને જોયા ને ઓળખ્યા પછીથી તમો એવું માની શકો જ નહી ખરૂંની લેઓ ?" તેણી આશાથી બોલી.

"માહારૂં મત ફેરવાયું નથી," તે ઉમરાવે કહ્યું. "ને કોઇ બી દાહાડો કોઇબી ચીજ એ મત ફેરવી શકશે નહી."

"ઓ ખુદા—ઓ હેવન," તે મહા કકલાટથી ચીસ પાડી બોલી "શું પેલી જેહાંનમાં કે આ દુન્યામાં માહારે સારૂં ઇન્સાફ છે જ નહી ? દયા છે જ નહી ? હું કે જે એ બાબદમાં તદન બે-ગુનાહ ને નિરદોશ છું."

"તે કર્મ પુરવાર નહી થએલું છતાં, શકમંદ બી તો હતુંજની ?"

તેણી તેની પાસે ગઈ અને તે ખુબસુરત મર્દાનગીભર્યા પણ હાલ કરડાઇથી લાલ થએલા ચેહરામાં જોયું.

"લીઓ-લીઓ," તે બબડી "માહારૂં કહેલું સાંભળો માહારા ધણી, હું કહુંછ તે સાંભળો ને માહારૂં કહેલું માનો. હું કસ: ખાંઉછ-પવિત્ર કસમ, અને ખુદાને માહારા સાક્ષી દાખલ રહેવ અરજ કરૂંછ કે સીદ્ધી યા આડકત્રી રીતેબી એનગસ બ્લેરનાં ખુનમ માહારો હાથ હતો નહી-ખરૂં છે કે તેને હું ચાહાતી હતી નહી, મને ગમતો વટીક નહોતો, હું ઘણી દુખી હતી, પણ હું પવિ સોગંદ સાથે કહુંછ કે તેનું મરણ કેમ નિપજ્યું તે હું કાંઈ જાણુતી નથી. તમારા જેટલી જ હુંબી નિરદોશ છું. કોણે તે કીઃ કેમ કીધું ને શા માટે કીધું તે કાંઇ જ હું પોતે સમજી શકતી નથં લીઓ તમે માહારૂં કહેલું માનોછ ?"

"નહી," તે બોલ્યો: "માહારૂં મત મેં વરશો ઉપર બાંધે ને તે તાહારા બોલો જ માત્ર તે ફેરવી શકશે નહીં તાહારૂં કહેલું માનતો નથી, હું માનુંછ કે હેસ્ટર બ્લેરે પોતાનાં ધણીને ઝેર દા મારી નાખ્યો હતો, અને એમ હું માનુંછ તેથી આજ રાતથી આપણે સદા માટે છુટાં પડીશું."

તે એવા તો દુખથી ઉછળી કે તે અજબ થઇ ગયો.

"છુટાં પડયે ?" તે બોલી, "ઓ લીઓ તમારી આગળથ મને મોકલી દેતા ના. મને મારી નાખો. તમારા હાથે મારી નાખે પણ તમારેથી જુદી પાડતા નાં-એવી રીતે રીબાવતા ના"

"ખુની માણુસો સાથે હું કામ પાડતો નથી" તે બોલ્યો.

"લીઓ," તેણીએ એકાએક પુછયું. "ધારો કે તમે મ ખુની માનતા નહી હતે તો હું પુછુંછ કે તમને છેતરવા વિષે મારો તે ગુનાહ તો તમે મને માફ કરતેની ?"

તે થોડીક પળ વિચાર કરતો દેખાયો.

"હા," તે અંતે બોલ્યો. "માહારો પ્યાર એટલો જોરાવ છે કે તાહારા બાબમાં હું છેતરવાનો અજીમ ગુનાહબી માફ ક શકતે, ખુન હું કદી માફ કરૂં નહીં."

"પણ મેં તે કર્યું નથી," તે કગળી "ખરેખર જ નહ

લીઓ. ઇન્સાફ ને દયા તો નથી જ, પણ મારા બોલ ઉપર વિશ્વાસ શું તમો નહી રાખી શકો ? માહારા કસમ ઉપર શું તમને ઇતબાર નથી ? હું નિરદોશછું. એ એકજ ખ્યાલ કરો,લીઓ કે હું તદ્દન નિરદોશ છું, " અને પછી પોતાની ઉપરનો કાબુ ખોઈ દઇ તેણીએ પોતાનું માથું પોતાના હાથો ઉપર પટકી નાખ્યું, " ઓ ખુદા, ઓ ખુદા મેં એવા તે શા ગુનાહ કર્યા કે તેના બદલામાં માહારે આવું સહન કરવું પડે છે ? જે કર્મ-જે પાપ મેં કદી નથી કર્યું તેને ખાતર માહારે કાંએ વેઠવું પડે છે ? લીઓ માહારૂં માનો-લીઓ-"

" હું તે માની શકતો નથી. " તે પાછું અને પાછું બોલ્યો. " તું નકામી એમ કરી આપણને બન્નેને વધુ દુખી કરે છે. હું તો એલીસ કેન્ટ-એક સાદી નોબલ બાનુંને પરણ્યો હતો અને નહી કે હેસ્ટર ક્લેરને-"

" ઓ નહી નહી લીઓ," તે રડતાં બોલી. " વિચાર કરો ખ્યાલ કરો કે માહારા વાંક વગર માહારે કાંએ એટલું સહન કરવું જોઇએ ? માહારા ભરથાર-માહારા લીઓ તમારે મારી કદર કરવી જોઇએ તેને બદલે એમ કરોછ ? તમારે વિચાર રાખવો જોઈએ કે મારા કસુર વગર કાંએ મુજ નિરદોશને જીંદગીભર કંગાળ થવું જોઇએ?"

" તાહારે માટે હું દીલગીર છું. " તે બોલ્યો. " ને માહારૂં પોતાનું દુખ કેટલું મોટું છે તે કહેવાની હું જરૂર જોતો નથી. હજી તું જવાન છે, હજી વરશો તાહારી સામે પડેલાં છે તો માહારી તને સલ્લાહ છે કે તે વરશો પસ્તાવામાં ને માફી ચાહાવામાં પુરાં કરજે."

" ત્યાર હજી બી તમે માનોછ કે મેં જ તે ખુની કર્મ કર્યું હતું ? મારો બોલ, મારા કસમ તમારે મન કાઇ નથી એમ ? "

" હું માનું છું કે તે તેં જ કરેલું. " લોર્ડ આરડને હઠથી કહ્યું. " તું તે વખતે નાહાની નાદાન અને કેળવણી વગરની હશે. તાહારા નસીબ માટે બળાપો કરતાં તું જણાઇ હતી. ખુદ તાહારો ધણી તને દોશીત પોકારતો જ મર્યો હતો તે યાદ છેની ? "

તેણી જીગર તુટી જાય તેવાં એક દુખનાં ડચકાં સાથે તેની તરફથી ફરી ગઇ.

"વધુ કહેવું ફોકટ છે," તે બોલ્યો. "દુન્યાની દરેક ચીજ હજી બી તને મળશે. પણ માહારો પ્યાર, માહારો વિશ્વાસ, માહારો ભરૂસો તેં આજથી ખોઇ દીધો છે."

તેણી તેના આગળ ગુઠણે પડી. તેણીએ દયા માંગતી રવેશે. પોતાના બન્ને હાથો તેની તરફ લંબાવ્યા જ્યારે ધોધમાર આંશું તે મીઠા ચેહરા ઉપરથી સરી પડતાં જોવાતાં હતાં.

"એક જ વખત મને સમજો. મને કાઢી મુકો તે પહેલાં ઓ લીઓ સમજો, માહારી આખી જીંદગીની કહાણી મને તમોને કહેવા દો માહારા ભરથાર."

દુખી રડતે ચેહરે, ડચકાં ખાતાં તેણીએ તે છેક નાહાની હતી ત્યારથી પોતાની સઘળી કહાંણી તેને કહી અને પછી કાંઇક આશાથી તેના તરફ જોયું.

"હવે બી મેં માહારૂં મત ફેરવ્યું નથી." તે બોલ્યો. "તે એક દુખી કહાંણી છે-દયા ઉપજાવતી છે. એમ છતાં હું તને દોશીત તો માનું છું જ જો તું પુરવાર કરી આપી શકતી હોય કે ફલાણા ફલાણાં માણસે ખુન આ કારણસર કરેલું હોવું જોઇએ તો જુદી વાત છે, પણ તેટલાં વટીકની ગેરહાજરીમાં, બધા એવીડન્સ જોતાં હું તને ખતચીત ગુનેહગાર માનું છું."

"અને તે છતાં લીઓ લીઓ હું નિરદોશ છું બેગુનાહ છું." તે પાછું બોલી. "માહારૂં માનો. યાદ રાખજો કે તમારી મોહતની ઘડી સુધી મારા આ બોલો તમને સંતાપતા રહેશે. મારા કોઇબી કસુર વગર તમે મને કાઢો મુકો છો." તેણી તેની પાસે ગઇ અને તેનો હાથ ઝાલવાની કોશેસ કરી પણ તે હટી ગયો.

"તમને ગુડબાય કરતાં તો મને બભા લેવા દો," તે છેકજ દબાઇ જતા સાદે બબડી.

"નહી. તાહારી સાથે હવે મને કાંઇજ લાગે વળગે નહી હેસ્ટર." તે બોલ્યો, "હું ફક્ત ખુદા આગળ અરજ કરૂંછ કે તે બળવાન બાપ તને સંભાળે સાચવે, અને તાહરા પાપી કર્મનો પસ્તાવો કરવા તને શક્તિ આપે."

"તમે ઘાતકી છો," તે બોલી. "ઘણી સખત રીતનાં ઘાતકી."

"તું મારી સાથે તેથી વધારે ઘાતકી થઇ છે તે તું જોઇ શકતી નથી." તે બોલ્યો. "અગર કદીબી તાહારી નિરદોષતાના પુરાવા સહીત તું માહારી આગળ આવશે તો હું તને ખતચીત માફ કરીશ. હું ઘણી ચીજો માફ કરી શકું તેમ છે પણ જાંણીબુજી કરેલું કરપીણ કમકમાટભર્યું ખુન તો કદી જ નહીં. ખુદાને આશરે હું તને છોડી જાંઉ છું. ગુડબાય માહારી સદાની છુટી પડતી મોહરદાર-ગુડબાય."

તેનાં આગળ દોડી જવા તે ઉઠી ઉભી થઈ. તેણીએ તેને પકડવા પોતાનાં હાથો એક ચીસ સમેત લંબાવ્યા, મગર હવે તે ટકી શકી નહી, અને જ્યારે તે સઉથી વ્હાલી તરફ છેલ્લી જ વાર નજર નાખી લેવા લોર્ડ આરડને તે તરફ જોયું ત્યારે તેણીને બેભાન જમીન ઉપર પછડાઇ પડેલી તેણે જોઇ.

પેલી અગાસી તરફ વાતો પવન-આરડન ટાવરમાંનો પેલો "ટેરેસ" વીન્ડ, હાલ ઘણા જોશથી ફુંકી રહ્યા હતો કે જ્યારે આરડનનાં માન પામેલા નામ ઉપર આ નામોશીનો કલંક લાગ્યો, અને જ્યારે લેડી આરડનનું તકદીર તેણીને તારાઝ કરી ગયું.

---

## પ્રકરણ ૪૬

## સીસટર ટેરીસા.

તે મોનાજાતની છેલ્લી નોટસ મીઠાસથી ધીમે સ્વરે ખલાસ થઈ, જ્યારે કાળા પોશાકમાં સજ્જ થએલી તે પવિત્ર જોગનો એક પછી એક બધી તે દેવળમાંથી બાહેર પડી. સિવાય એક-એક કે જે એક પુતળાં જેવી ખુબસુરત, મક્કમ ચેહરાની હતી, તે સામેનાં સંગે મરમરનાં ક્રોસ તરફ પોતાની પ્રકાશીત આંખો ફેરવી ઉભીજ રહી.

તે એક અજબ ચેહરો હતો. એક ભેદભરેલી ગંભીર કહાંણી રજુ કરતો તે એક ખુબસુરત પવિત્ર અને રાજવંશી તોડનો ચેહરો

હતો. તે મુખડામાં પાકીજગી, નિરદોષપણું અને મક્કમતા ખુલ્લી જણાતી હતી. તે શાંત ગંભીર ને તોફાન પછીની શાંતી રજુ કરતો નકસ હતો. તે નાજુક ચામડી, તે પવિત્ર છાપ; અને તે મધુર વિચારવંત આંખો એક મેડોનાં જેવીજ તેણીને બનાવતી કોઇ બી કવિ કે ચીતારાને ખુશીથી દીવાનો કરે તે માહેલી, સંપુર્ણ પવિત્ર ચેહરાની ને બદનની આ જવાન જોગણ હતી!

તોફાન પછીની શાંતી, ગડબડ પછીની ધીરજ, અને દુખ પછી સુખ એ તો છેજ છે. તેજ મુજબ, સખત્ત વેદનાં પછીની એક જાતની ઠંડી શાંતી રજુ કરતો તે મનોહર મુખડો, પવિત્ર ઝલેહ સાથે કોઇ એવો તો ધ્યાન ખેંચનારો હતો કે જે જોતાં તે અજબ થતાં.

તે પરવાળા સમ હોઠો હાલ્યા અને આ શબ્દો તે બબડી. The sins of my youth and my ignorance, forgive me O Lord! અને તે આ શબ્દો બબડતાં સાથે વિચાર કરવા લાગી કે બચપણમાં કસુર એવા તે તેનાં કયા હતા કે તે માટે આવું તેણીએ બોલવું જોઇએ? પોતાનાં બચપણમાં પોતાનાં બાપ અને માસીને ચાહાવા ઉપરાંત પોતાનાં ઘર અને શહેરને ચાહી એક ખુશાલ નિરદોશ અને સાચું બચપણ તેણીએ ગુજાર્યું હતું. તેમાં કસુર તો તેણીને કશા યાદ આવ્યા નહી!

અને આવું એક પવિત્ર જીવન ગાળવા છતાં હે ખુદા તે બાપડીને શો જશ મળ્યો હતો? વગર વાંકે, ઉંધાં ઇન્સાફે, "તારાઝે તકદીર"ને ખાતર તે ગરીબ, નિરદોશ પવિત્ર સુંદરીને અસહ્ય દુ:ખ વેઠવું પડયું હતું એ બધાંનો ખ્યાલ સમી સાંજની વખતે બંદગી કર્યાં પછી, દેવળમાં કાચનાં બંધ બારણાં વચ્ચે બેસી કરવા તેણીને ઘણું ગમતું.

આજે તે બધી જોગણોએ, ગરીબ દુખી કંગાળ ગુનેહગારોને શાંતી માફી અને રાહેત આપનારી જાણીતી "હીમ" ગાઇ હતી. તે મીઠી રાગણી, દીલ દુખવતી, દીલ રૂઝાવતી, ગમી અને રાહેત બેગી પમાડતી તે રાગણી આજે ગાંતાં વરસો સુધી તે નહી રડી હોય તેવાં આંશુંએ તે આજે માથું નમાબી રડી.

આજનો દીવસ તેણી તે સીસટર ટેરીસા માટે યાદગાર રહી ગયો. બંદગી પુરી થતાં પોતાનાં ખ્યાલોમાંથી પરવારતાં તે જેવી બીજી જોગણો પાસે જવાનું કરતી હતી, તેવામાં મોટેથી ઘંટ વાગ્યો, અને એક સીસટર પોતાની મધર સુપીરીઅર પાસે કાંઇ સંદેશા સાથે દાખલ થઇ.

"ઘણો જ ખરાબ એકસીડન્ટ થયો છે," તે સંદેશો લાવનાર સીસટરે કહ્યું. "ને એક નર્સની તાકીદે જરૂર છે. એમ પુછાવેછ કે આપણી કોનવેન્ટમાંથી બીજી એક સીસટરને મોકલાશે? અકસમાત થએલો ગ્રહસ્થ ભાગ્યે એક રાત કાઢે તેવી હાલત છે."

તે મધર સુપીરીઅરે બધી સીસટરો તરફ જોયું. કેટલીક થાકેલી ને ફીક્કી દેખાતી હતી. કેટલીકોને આખી રાતનાં ઉજાગરા હતા. કોણને મોકલવી તેનાં વિચારમાં તે હતી, તેવામાં પેલી જ રડેલી આંખોની ખુબસુરત ચેહરાની સીસટર 'ટેરીસા' તેની સામે આવી ઉભી.

"હૂં જાંઉ?" તેણીએ પુછ્યું. "મને જવા ગમશે."

તે વડીએ એક વિચારવંત હસ્વાં સાથે તે ખુબસુરત ચેહરામાં જોયું.

"તમે બચ્ચાંઓના વોર્ડમાં કાલે આખી રાત ઉજાગરો કર્યો છે સીસટર ટેરીસા," તે બોલી.

"પણ મને થાક લાગી નથી." તે બજીદ થઇ. "હું તો થાકતી જ નહી. હું ઘણી મજબુત છું મધર."

"વારૂ ત્યારે જાઓ." તે વડીએ કહ્યું. "પણ યાદ રાખજો કે બીજાું આખું અઠવાડયું તમારે આસાયસ કરવી પડશે."

તે એક અંધારી વરસાદવાળી રાત હતી. જો કે હોસપીટલ કાંઇ ઘણી દુર હતી નહી, છતાં આવા રસ્તા ઉપરથી ધીમાં સંભળાતા કોનવેન્ટનાં ઘંટ અને તેની કાળી દીવાલોનાં પડછાયા વચ્ચેથી જતાં જવાન સીસટર ટેરીસા કડવાસનું હસી.

"વરસાદવાળી રાત છે," તેણીને હોસપીટલમાં દાખલ કરનાર જોગણે તેણીને આવી લાગેલી જોતાં જ કહ્યું.

અને "હા"નો જવાબ કરતાં તે પાછું ફીકકું કડવું હસી.

હોલનું બારણું ખોલી સીસટર ટેરીસા અંદર ગઈ અને એક લાંબી ચાલ વટાવી એક સાઇડનાં ઓરડામાં પેઠી. ત્યાં મેનેજ કરતી એક મીઠા ઉલટમંદ ચેહરાની ઉતાવળી અદાઓની જોગણ સીસ્ટર મીરીઅમ બેઠેલી હતી. તેણીને આવતાં જોઇ તે આવકારનું હસી.

"હું ખુશી છું તમે આવ્યાં તેથી સીસટર," તે બોલી. "મને બીક હતી કે રખે સીસટર બેનીડીકગ આવે. આજનો કેસ તેવણુથી થતે નહી."

"શું બહુ ખરાબ કેસ છે?"

"હા બહુ જ ખરાબ" પેલી હોસ્પીટલની જોગણે કહ્યું. "તે ગ્રહસ્થ આજની રાત કાઢે તેમ લાગતું નહી. તમને બહુ વાર રોકાવું પડે એવું લાગતું નહી સીસટર ટેરીસા."

"શું કાંઈ અકસમાતનો કેસ છે?" તેણીએ પુછ્યું.

"હા ને ઘણો જ ખરાબ ને ગંભીર," સીસટર મીરીઅમે કહ્યું ઘોડા ઉપરથી પડી ગયો. માથું સલામત છે, પણ બરડાની કરોડ તુટી ગઇ છે."

"ત્યારે આશા જરાબી નથી એમ?"

"સેજબી નહી," સીસટર મીરીઅમે કહ્યું.

હે પ્રિય વાંચનાર, સીસટર ટેરીસા કોણ તે તું સમજી શકેછ? લેડી આરડન—કમનસીબ રૂઠેલા ફુટેલાં તકદીરની હેસ્ટર બ્લેર તેજ સીસટર ટેરીસા તરીકે આ પવિત્ર જોગણનાં મથમાં આસરો લઇ પરોપકારી કામો કરી દાહાડા કાઢતી હતી.

તે કાંઇ ખાસ કરી એક મથ હતું નહી. તે હોસ્પીટલ જેવી વધારે હતી. અને તે જોગણોનો મોટો સ્ટાફ ખાલી ભણવા ગણવામાં નહી પણ ગરીબ દુખી લાચારોને નર્સ કરવાનું કામ પણ કરતી હતી. કોઇ બી ખોટે માર્ગે દોરવાયલી યા નિરદોશ ને ફુટેલાં નસીબની છોકરી અહીં આવકારદાયક હતી. જયાં લેડી આરડન પણ આશ્રરો શોધી રહેલી હતી.

# પ્રકરણ ૪૭

## " આ એ કોણ ? "

એક નાના ચોરસ સાદી રીતે શણગારેલા ખુલ્લા ઉજાસવાળા ઓરડામાં સીસટર ટેરેસા જઇ લાગી. એક સફેદ કરટન સાથનો પલંગ, ત્રણ ચાર ખુરશીઓ, એક ટીપાઇ, એક વૉશ સ્ટેન્ડ, થોડીક ચોપડીઓ અને દીવલ ઉપર એક ક્રુસીફીક્ષ, એટલો સામાન ત્યાં હતો.

ડોકટરો હાજર હતા. એક તે હોસપીટલને લગતો જ તબીબ જ્યારે બીજો તે જમાનામાં નામના કાઢી રહેલો જાણીતો ડોકટર સર જેમ્સ કરલીંગફોર્ડ તરીકે તેણીએ ઓળખ્યો. તેઓ ધીમે સાદે તે દાખલ થઇ ત્યારે આપસઆપસમાં વાત કરી રહ્યા હતા. તેણીને આવતી જોઇ સર જેમ્સે અજાયબીથી તે ખુબસુરત ફીરેસ્તાઇ મુખડામાં જોયું.

" તમારી સાથે થોડીક પળ મને વાત કરવી છે સીસટર " તેણે કહ્યું. અને ત્યારે સીસટર ટેરીસા તેને પાસેનાં જ એક નાનાં કનસલટીંગ રૂમમાં તેડી ગઈ.

" તમને કરવાનું ઘણું થોડું છતાં કંટાળાભરેલું લાગશે. " તે તબીબે સમજાવ્યું. " તે પેશન્ટ પોતે ગંભીર હાલતમાં છે એમ માનવા સાફ નાં પાડે છે, એને દુખાવો ઘણો જ થોડો છે છતાં સ્પાઇન તદ્દન ભાંગી ગઇ છે. ઉપાય કે આશા કશી જ નથી, તમારે ફક્ત તેને જોયા કરવાનો છે ને તે ખલાસ થાય તેટલા તેને ખુશ રાખવાનો છે. એને થોડોક બ્રેન્ડી અને વાઈન અવારનવાર આપ્યા કરજો, અને બને તેમ એની ગંભીર હાલત એનાં ભેજાંમાં ઉતારવાની કોશેસ કરજો. મરદો, ખરાબ ખબર અમારા જેવા કરતાં, ઓરતની મીઠાસભરી જબાનથી વધુ સેહલાઈથી ખમી શકે છે. "

" હું માહારૂં બનતું કરીશ, " તે બબડી.

---

"તેનું મોહત શાંતીથી આવશે," સર જેમ્સે આગળ સમજાવ્યું. "ધીમે ધીમે તે ખલાસ થતો જશે, કાંઇબી ગભરાટ જેવું થશે નહી માટે બેફીકર રહેજો."

"રાત તો કાઢશેની ?"

"અત્યારે અગ્યાર વાગ્યા છે," તે નામાંકીત તબીબ બોલ્યો. "હા કદાપી સવાર સુધી જીવે."

એ પછી ડોકટરો જતા રહ્યા અને તેણી એકલી તે પેશન્ટ આગળ જઇ બેઠી. જ્યારે તેણીએ તેની આંખ ઉપર આવતી બત્તી બાજુએ કરી ત્યારે તે હસ્યો.

"નહી સીસટર ઉજાસ આવવા જ દેઓ," તેણે કહ્યું. "હમેશનાં અંધકારમાં હું પડું તેટલાં બને એટલો ઉજાસ મને જોઈ લેવા દો."

તેણીએ પાછી બત્તી તેજ કરી, અને ત્યારે તેણીને લાગ્યું કે તે બીમારનો અવાજ તેણીને કાંઇ જાંણીતો ને ઓળખીતો લાગતો હતો.

"મને હસવું આવેછ," તે બિમારે બોલવાનું ચાલુ રાખ્યું. "હું ઘોડા પરથી પડી ગયો ને મને જરાબી વાગુ નથી તે છતાં પેલા બેવકુફ ડોકટરો કેટલું ગંભીર રૂપ આપી દેય છે તમે શું ધારોછ ?"

"ડોકટરો માહારા કરતાં હુસ્યાર છે." તે નર્સ ધીમેથી કહ્યું. "એ લોક વધારે સમજે." અને વળી તેણીને તે માંણસનો અવાજ અને ચેહેરો ધ્યાનમાં આવ્યો.

"અરે ડોકટરો તો બધાજ એમ બોલે," તે બીમાર બખાળતો રહ્યો. "એ લોકનું તો એ કામજ છે નહી તો પોતે હુસ્યાર છે તે જણાવે કેમ ? પેલો ઊલ્લુ મને કહી ગયો કે થોડા કલાકમાં હું મરી જવાનો છેઉં માટે માહારે કાંઈ કહેવું કરવું હોય તે કરી લેવું—કેવું અજબ જેવું કે જયારે મારી તબીયત તો મને પોતાને તદન સારી લાગે છે." અને તે હસ્યો.

"તમને કાંઇ જોઇએછ ?" એકનો એક તેનો પટપટારો ઉડાવાને મકસદે તે બોલી.

" હા. " તેણે કહ્યું. " માહારી જીંદગીભર જે ચીજ મને સઉથી ગમી છે તે હમણાં બી મને લાવી આપો. ફીણુ ફીણુ થતું એક શેમ્પેનનું ગ્લાસ. "

" લઇ આંઉછ અબધડી. " તે શીસટરે કહ્યું. અને તેણી થોડીજ વારમાં શેમ્પેનનું તે ગ્લાસ તેની આગળ લઇને આવી. એકજ પળ અને તેણીએ તેને ઓળખ્યો. યાહ ખુદા, તેણી ત્યાંને ત્યાં પડી નહી ગઇ કે તે ગ્લાસ હાથમાંથી નાખી નહી દીધું એ એક અજાયબી જ હતી.

તેને તે બિછાંણાં ઉપર પડેલો તે જોઇ રહી, તે ખુબસુરત ચેહરો, તે સુફેદ કપાલ ઉપર વિખરાઇ પડેલા તે ઘેરાવાળો, તે ઘેરી આંખો ને સીદ્ધાં ભવાં, ઘેરા રંગની એક ભરાવદાર મુછ સાથનાં તે મગરૂર ખુબસુરત હોઠો એ બધું જોતાં એક પળવાર તે મરતા બિમારને તેણીએ કેપટન આરચી ડગલાસ તરીકે ઓળખી લીધો, છેલ્લો તેણીએ તેને પોતાની તપાસ પછીથી કોર્ટમાં જોયો હતો, જ્યાં તે પોતાનું તન મન અને ધન તેણીને અર્પણ કરતો તેણી આગળ આવ્યો હતો. મગર પ્યાર વગર પરણી એક સખત પાઠ શીખેલી તે વેળાની તે હેસ્ટર બ્લેરે મજબુતાઇથી તેની તે માંગણી નાં પાડી હતી. તેણી હાલ હવે ફીકકે ચેહરે, તેને માટે દુખી થતી અને જીવ બાળતી ઉભી.

" હવે સીસટર, " તે બિમારે કહ્યું. " મને વાઇન આપો. હું તદન અકડી ગએલો હોવું તેમ મને લાગેછ માટે તમારે હાથે મને ઉંચો કરો. "

તેણીએ તેનું માથું ધીમેથી ઉચું કર્યું અને તે ગ્લાસ તેનાં હોઠો આગળ ધર્યું.

આહ, એજ વેલા તેણીને તે કરપીણુ ગઇગુજરી એક ઉછાળા સાથે સાંભરી આવી, આ પુરાંણાં મીત્રને જોતાંજ તેણીને પોતાનો ધણી યાદ આવ્યો. તેની મરણુ પથારી આગળનો દેખાવ, અને તેણીને જોતાંજ પોકારીને તે બોલ્યો હતો તે શબ્દો—હું કુતરાંનાં મોહતે મરૂંછ, અને તેંજ માહારૂં ખુન કર્યું છે."

એકાદ પળ તે બેહોશ જેવી થઈ ગઈ. બીજીજ મીનીટે તેણી

જખરીથી શુદ્ધિમાં આવી કેમકે તે કાળી આંખો તેની તરફ ટીકાયલી હતી છતાં તે તેણીને ઓળખી શકયો હતો એવું કશુંજ જણાતું નહોતું. અલબત તેણીને મુવેલી, દરીઆનાં પેટામાં ડુબેલી માની તે હાલ કાળા પોશાકમાં સજ્જ થએલી કાળી વેલથી પોતાનું મોઢું માથું ઢાંકી ઉભેલી આ છોકરીને કમનસીબ હેસ્ટર બ્લેર તરીકે ઓળખી શકેજ કેમ ?

“ તમે તો ધ્રુજો છો સીસ્ટર, “ તે બોલ્યો. “ શું તમોને બી પેલા ઉલ્લુ ડોકટરોએ ગભરાવી નાંખ્યાંછ કે શું ? ”

“ હું મારે પોતાને માટે બીહીતી નથી.” તે બોલી.

“ ત્યારે શું મારે માટે બીહોછ ?”

“ હા, જે કામ મને સોપવામાં આવ્યું છે તે ઘણું ભારીછે તેથી ”

“ તે શું છે ? ”

“ મને તેઓએ એક સંદેશો તમો માટે આપ્યો છે.” તે નરમાશથી ધીમું બોલી. “ પણ કદાચ મારે બીહીવાની જરૂર નથી. બહાદુર મરદો મોહતથી ડરતા નથી.”

“ દુન્યાની કોઇબી ચીજથી હું ડર્યો નથી.” કેપટન ડગલાસે જણાવ્યું, “ હું ખચ્ચીત હિમતવાન તો છુંજ.”

“ ને તેથી મોહતથી તો નહીજ ડરતા હોવ ?” તે પટપટી.

“ કોણ જાંણે, ” તેણે કહ્યું, “ મરવાનો તો કદી વિચારબી મેં કર્યો નથી જો મારી ખાતરી થાય કે હું મરૂં છું તો એક વાત–”

“ તો શું ? તમોને કાંઇ કહી જવાનું છે ? કરી જવાનું છે એમ જ કેની ? ” તે માયાથી બોલી.

“ હા. ”

“ ત્યારે સઉથી ડાહાપણભર્યું એ થશે કે તાબડતોબ તેમ કરો. ”

“ ઠીક છે, જરા મારા જીવને સારૂં લાગશે કે એ બાબદનો હું વિચાર કરીશ હમણાં તો હું થાકી ગયો છું ને મને ઉંઘ આવતી હોય તેમ લાગેછ. ”

તેને આંખ બંધ કરી પડેલો તે જોતી બેઠી. ખતચીત તે ખુબસુરત

આરચી ડગલાસ જ હતો એમાં તો શક નહીં અને એ માણસ તેણીને નહી ગમતો હતો એ વાત તેણીને યાદ આવી. એક દીવસ પોતાને ધણીને મકાને તે બાગમાં ફરતી હતી ત્યારે એકાએક તે માણસે તેણીનો હાથ પોતાનાં હાથમાં પકડી લઇ તે ઉપર જુસ્સાથી કીસ લીધેલી તે યાદ કરી શકી. હેસ્ટર બ્લેર જેવી નિર્દોષ પવિત્ર અને મગરૂર છોકરીઓ થોડી જ હશે, કેટલીક છાલકી છોકરીઓ માફક આટલી બીનાં નજીવી લેખવાને બદલે હેસ્ટરે મગરૂરીથી ગુસ્સાથી તેને ઠપકાથી વિંધી જ નાખ્યો હતો, અને તેનાં જવાબમાં તે વેળા તે એટલું જ બોલ્યો હતો કે રાંણીઓનાં હાથ ચુમવાનો બહાદુર "નાઇટસ"નો કાયદો જ હતો. જો તેણીને ગુસ્સો લાગ્યો હોય તો માફ કરવું.

પણ હેસ્ટરને તો એ ઘણી મોટી છુટ લાગી. તેણીએ તેને માફ કર્યો નહિ. ને એ જવાન તેણીને જરા બી ગમતો થઇ પડયો નહી. ફક્ત જ્યારે તેણીની પડતીનાં વખતમાં, તેણીનાં કેદખાનાં અને તપાસ દરમ્યાન, એક સાચા મિત્રની જગ્યા રાખતાં તેણીએ તેને જોયો, ત્યારે તેણીનાં વિચારો ડગમગતા થયા. તે લગભગ પિગળી ગઇ, એમ છતાં, પ્યાર વગર નહી જ પરણવાનાં પોતાના ઠરાવને વળગી રહેતાં તેની માંગણી તો તેણીએ દીલગીરીથી ના કબુલ જ કરી હતી. અને એ રીતે છેલ્લીવાર તેઓ છુટાં પડયાં હતાં, અને હવે તેની મરતી ઘડીએ તેણી જ તેની બાજુમાં આવી બેઠી હતી એ સરજતનાં ખેલ છે!

તે આંખો બંધ કરી ચુપ પડી રહ્યો હતો. ત્યાં તદન શાંતી વ્યાપી રહી હતી. જેવામાં એક પોકાર થયો અને "હેસ્ટર" નું નામ પોકારતો તે બિમાર હવે એકદમ ચમકી ઉઠયો.

તેણીએ માન્યું કે તેણે તેણીને ઓળખી હતી. એટલે ધીમે કદમે તે વધુ તેની પાસે આવી, પણ નહી. તે જોઇ શકી કે તે તેણીને પીછાંણી શકયો નહોતો.

"માહારૂં કાંઇ કામ છે?" તે બોલી.

"હું સ્વપનો જોઇ ઉઠયો," કેપટન ડગ્લાસે કહ્યું. "જેને વરશો ઉપર હું ઓળખતો હતો, જે હાલ બેહસ્ત પામી ચુકી છે તેને માટે હું સ્વપનો જોઇ ઉઠયો."

"શું તમારા મગજ ઉપર કાંઇ બોજો છે?" તેણીએ એવી તો મીઠાશવી પુછ્યું કે તે બિમારને એક જાતનો કરાર લાગ્યો.

"હા," તે બોલ્યો "શું હું ખરેખર મરૂંછ?"

અને ત્યારે એવી તો મીઠી રીતે, માયાથી, જાંણે એક ફિરસ્તો તેનાં કાનમાં પવિત્ર બંદગી અને હિમતનાં શબ્દ બબડતો હોય તેમ તેણીએ તેને ખરેખરૂં કહી દીધું કે તેનાં થોડા જ કલાક બાકી હતા પહેલાં તો તે એ વાત માની શકયોજ નહી. મગર પછીથી તેણીનાં સચ્ચાઈનાં જોશ સાથનાં શબ્દોથી તેની ઉપર જોઇતી અસર થઇ.

એકાદ પળ તે ચુપચુપ પડી રહ્યો. પછી દીવાલ ઉપર લટકતા 'ક્રુસીફીકસ તરફ તેણે આંગળી દેખાડી.

"તમે આ નિશાંનીમાં માનોછ?" તેણે પુછ્યું. અને ત્યારે મીઠાશથી તેણીએ ધર્મને લગતું પવિત્ર બિચારોને લગતું ઘણુંક રાહત પમાડનારૂં ને શાંતી બક્ષનારૂં તે બીમારને કહી સંભળાવ્યું. ને "હું ખરેખર મરૂંછ એમ?" તે અંતે લગભગ ધાસ્તીથી બોલ્યો "સીસટર હું એક ભેદ ધરાવું છ ને મરવા પહેલાં હું તે જાહેર કરવા ચાહું છું. અહી કોઈ ધર્મગુરૂ હોય તો બોલાવો કે માહારી છાતીને હું ખોલાસી આપું."

થોડી મીનીટ તે તેને એકલો મુકી ત્યાંનાં ચેપલેન ધી રેવરંન્ડ રેજીનલ્ડ યુસટેસને બોલાવા દોડી.

---

## પ્રકરણ ૪૮

### "તે ભેદ કહ્યા વગર હું મરી શકવાનો નથી."

થોડીક મીનીટ પછી એક અજબ ગંભીર દેખાવ તે બિમારનાં ઓરડામાં જોવાયો. ત્યાંનો પાદરી તાજુબ થતો, તે ચળકતી આંખોવાળા બીમાર તરફ જોતો ઉભો.

"હું તો સમજ્યો." તેણે સીસટર ટેરીસાનાં કાન ઉપર પડી કહ્યું. "કે તે કોઇ મરતો બિમાર છે એમ તમે બોલ્યાં હતાં."

"ને તેમજ છેબી," તે બોલી. "તે સવાર ભાગ્યે કાઢે."

"તે મરતો હોય તેવું તો લાગતું નહી." તે પાદરીએ કહ્યું. અને પછી તે મરતા માંણસ આગળ જઇ ધીમેથી પુછ્યું. "તમે મને કાંઇ કહેવા માંગોછ માહારા જવાન દોસ્ત?"

"હા" આરચી ડગલાસે કહ્યું, "મારે એક કહાંણીમાં તમને સાક્ષી રાખવા છે ને પછી મને મરવામાં તમારી મદદ જોઇએ છે.

"મોહત માટે હું કાંઈ જ જાંણતો નહી." મરતો આરચી બોલ્યો. "મેં તો ફક્ત એક જ મોહત જોયું છે અને તે માંણસને ઝેર દઈ મારી નાખવામાં આવ્યો હતો."

"મરવામાં બીહીવાનું નથી." સીસટર ટેરીસા તેવામાં ધીમે કોમળ સાદે બોલી. "આ દુન્યામાં આંખ બંધ કરી સુઈ જવાનું ને પેલી જેહાનમાં જાગવાનું તેને મોહત કહે."

"મોહત માટે મેં કહ્યું તેમ હું કશું જ જાંણતો નથી." તે પાછું બોલ્યો. "પણ લોકો એમ કહેછ કે આપણાં દીલની કહાંણી જો કહ્યા વગર મરણ પામ્યેં તો આપણું રૂહ પેલી જેહાનમાં શાંતી પામતું નથી તે પાછું ને પાછું આ દુન્યામાં આવ્યા ને ભટક્યા કરે છે."

"એ ખોટા ધખારા છે." પાદરી મી. ચુમટેસે કહ્યું. "મુવેલાં માણસો કદી પાછાં આવતાં નથી."

"હું વહેમી નથી." આરચી ડગલાસે કહ્યું. "પણ હું જાંણુંછ કે મરી ગએલો એક માંણસ અવારનવાર અહીં આવે છે ને ખોટાનું ખરૂં કરવા મને વારંવાર કહી જાય છે."

"ત્યારે તમે તેમ જેટલું જલદી કરો તેટલું સારૂં." તે પાદરીએ કહ્યું.

"શું હું મરૂંછ?" તેણે અંકે કરાવ્યું અને પોતાનું માથું નમાવી તે પાદરીએ જવાબ દીધો "હા"

"આટલી ટુંક ઉમ્મરમાં મને મરવા ગમતું નથી." તે બોલ્યો. "ને આટલી ટુંકી છતાં મેં બીલકુલ સુખી જીંદગી કાઢી નથી. તેમાં ખાસ કરી તે ભેદી બનાવ પછીથી તો હું ઘણોજ કંગાળ થઇ ગયો છું. મારે મારાં એક પાપની વાત કહેવી છે. કે માહારાં પાપથી એક

નિરદોશ જીવને કેટલું ખમવું પડયું. હું કહીશ નહી તો પેલી જેહાંનમાં મને શાંતી મળનાર નથી.

"જરૂર કહો," તે પાદરીએ ઉલટ આપી. "તે કોઇ નિરદોશ માણસને હજી બી ઇન્સાફ આપો."

"તે સારૂં હવે ઘણું અસુરૂં થએલું કહેવાય." તે બોલ્યો. "તેને ગુનેહગાર ઠેરવી જનાર, તેમજ તે ગુનેહગાર ઠરનાર બન્ને મરણ પામ્યાં છે. એમ છતાંબી તે પવિત્ર બાનુંનું નામ ચોખ્ખું કરવા ને તેણીને મોહતમાં બી ઈન્સાફ થએલો જોવા મને ગમશે."

સીસટર ટેરીસા એ દરમ્યાન પાસે આવી ધ્રુજતે તનબદને આ વાત સાંભળી રહી હતી. તે તો ગોયા પોતાનો કાનનો ઇતબાર કરી નહી શકતી હોય તેમ હરણફાલ થઇ ઉભી રહી. કેપટન આરચી ડગલાસ મરતો હતો, અને કોઇને ગેરઇન્સાફ થએલો તેનો ખરો ભેદ અને ખુલાસો કહેતો હતો. એ શું ?

શું તે તેણીની જ કહાંણી કહેનાર હતો ? તે ભેદ ભરેલી બીનાં ઉપર અંતે બી તે કાંઈ અજવાળું પાડનાર હતો ? હે પરવરદેગાર શું છેક સેવટેબી તેણીને ઇન્સાફ મળનાર હતો ? આશાથી તે નરમ જીગર ધ્રુજી રહ્યું.

તે હવે મક્કમ કદમે ચાલી પેલા પાદરી પાસે ગઇ.

"હું કહેવા શરમીંદી છું કે હું નરવસ થાંઉ છું." તે બોલી. "અને તેથી મધર સુપીરીઅરને બોલાવા મને ગમશે."

"ઘણું લેટ થએલું છે ને તેવણ સુતેલાં હશે," તે પાદરીએ કહ્યું "એમ છતાં જેમ તમારી ખુશી હોય તેમ કરો."

"તેવણ સુતેલાં હશે તોબી, તમારી જ માફક ભલાઇથી તુરત ઉઠીને આવશે." સીસટર ટેરીસા બબડી.

તેણીને આતુરતાથી ધ્રુજતી, ઉલટમંદ અને કાંઇ નરવસ જોઈ તે અજબ થયો. પણ કશું બોલ્યો નહી.

બીજી થોડી જ પળમાં મોનીકા ગ્રે–તે મધર સુપીરીઅર ત્યાં આવી ઉભી. તેણીએ તે ઝુલી પડતી આંખો, તે ફીક્કા પડતા હોઠો અને શાંતીનો છાપ જોયો અને તેનો અર્થ તે ઝટ સમજી ગઇ.

તેઓ તેને સાંભળતાં ઉભાં, એક બાજુએ તે પાદરી બીજી બાજુએ તે વડી જોગણ, જ્યારે સીસટર ટેરીસા ધ્રુજતાં જીગરે એક બાજુએ જઇ ઉભી રહી.

"હવે વાત કહેલી લગભગ ફોકટ ગણાશે." તે બબડયો. "કેમકે લોકોની નજરમાં ગુનેહગાર ગણાયલી તે બાપડી તો કયારની મરણ પામી ચુકીછ—ગરીબ હેસ્ટર."

ત્યાં એકદમ શાંતી હતી. ફક્ત તે મરતા બિમારનાં સાદનાં ધાડા પડઘા સંભળાયા કરતા હતા.

"હું બોલુંછ તે બોલેબોલ લખી લેઓ," "તેણે તે પાદરીને જણાવ્યું." અને મારા મુવા બાદ, તેનો એવો ઉપયોગ કરજો કે જેથી તે બિચારીની યાદ પવિત્ર થાય ને લોકો તેનૂં નામ નિરદોશ ગણતું બને પણ તમારી ખાતરી છે કે હું મરૂં છ?"

અને તે રૂમ માહેલા ત્રણે અવાજે સામટો જવાબ કર્યો કે "હા"

"સમજો ત્યારે—લખી લેઓ ફાધર—" આરચી ડગલાસે શરૂ કર્યું, "હું જવાન નરીકરો અને ખુશાલ તબીયતનો હતો. પરણવાનો મેં કદી ખ્યાલ કર્યો નહી, એક વાર હું ગ્રેગ્રોવનખાતે બોલમાં ગયો અને ત્યાં મેં તેણીને જોઇ—બસ તેને જોઇને જોઇ હું તેણીનાં ચીતભ્રમ કરનારા જોબન ઉપર, તેણીનાં ઉમદા ખવાસ ઉપર મોહીત થયો. પ્યારનો પાઠ હું ત્યારે જ શીખ્યો. પ્યાર જુદા જુદા મર્દો ઉપર જુદી જુદી અસર કરે છે. કોઇને પ્યાર રૂડો રસ્તો બતાવી એક નમુનેદાર મર્દ બનાવે છે કોઇને ખરાબીની ખાઈ તરફ ઢળાવે છે તો કોઈ પાસે અજીમ ગુનાહ અને પાપી કર્મ કરાવાબો તે રહેતો નથી. એવી પ્યારની તાસીર એવી પ્યારની અસર છે.

"હેસ્ટર બ્લેરનું વર્ણન કેમ આપવું તે હું સમજી શકતો નથી. સુંદરમાં સુંદર ચિત્ર તમે જોયું હશે તે હેસ્ટરને મુકાબલે અડધું બી આવે નહી. તેણીની સુંદરતા જેમ છક કરનારી હતી તેટલો જ તે ચહેરો પવિત્ર હતો. મેં તો તેણીને જોતાં જ ચાહી પણ અફસોસ કે માહારો પ્યાર ઘણો કમનસીબ નિવડયો છે. અને તેનું કારણ એ છે કે માહારો પ્યાર પવિત્ર હતો નહી.

"તે જીગરમાં તો ખતચીત જ પવિત્ર જોરાવર અને સાચો હતો–એ માહારો પ્યાર. મગર હું જેને ચાહાતો હતો તે એક પરણેલી ઓરત હતી–ખુદ મારા મીત્ર એનગસ બ્લેરની પરણી મોહરદાર, અને ત્યારે બીજાની પરણેતરને ચાહાવામાં પાપ હશે કે શું માહારો પ્યાર અંદરખાનેથી પવિત્ર અને સાચો છતાં તે ઉપર ખુદાનાં આશીષ ઉતર્યાં નહી. તે માહારી તરફ હંમેશ મગરૂર ને ઠંડી રહેતી. હું હંમેશ સ્વપનાં જોતો કે એવો વખત બી આવશે કે જ્યારે તે પોતાનો ટેક માહારી સાથે છોડી મીઠાસથી માયાથી અને હેતથી વર્તે પણ તે વખત અફસોસ કે કદી જ આવ્યો નહી.—ઓ હેસ્ટર હેસ્ટર !"

---

## પ્રકરણ ૪૯

## "એકરાર"

એકાદ પળની ચુપકીદી પછી પાછો તે મરતો સાદ બોલતો સંભળાયો.

"સારે નસીબે હેસ્ટર બ્લેરનો ધણી મારો મોટો મીત્ર થઈ પડયો તેથી તેણીને ઘેર હું આવણજાવણ સેહલાઈથી કરી શકયો. વખત જતાં તે એટલો મારી સાથે પલોટાઇ ગયો કે તેને મારા વગર જાંણે ચાલતું જ નહીં હેસ્ટર, મગર, મારા જોડે એ દરમ્યાન જેવી અને તેવીજ ઠંડી અને મગરૂર હતી.

"એ ઉપરાંત બીજાબી, એનગસ બ્લેરનાં ત્રણ મિત્રો હતા, સર એલન ફ્લેચર, સરજોન હાર્ટ અને કેપટન જેમ્સ. હું જોઇ શકતો હતો કે હેસ્ટરને કોઈની દરકાર નહોતી. તેણીનું પવિત્ર જીગર તમામ સુતેલું હતું—તે એક બરફનાં ટુકડા મીસાલ ઠંડું બેઅસર ને શાંત હતું. પોતાનાં ધણીને વટીક તે ચાહાતી નહોતી. તે તેને ફરજ્યાત પરણી હતી અને પોતાનાં પરણ્યા સંસારમાં ઘણી દુ:ખી હતી.

"વખત વેહતો ચાલ્યો અને તેણીને ગોયા હું પુજવા લાગ્યો. એક દીવસ મેં જુસ્સાથી ઉશ્કેરાઇ તેણીનાં હાથ ઉપર કીસ લીધી ત્યારે જે ગુસ્સાથી તે આંખો ચમકી રહી તે હું કદી જ ભુલશ નહી.

"ખબરદાર ફરીથી એવું હરગીઝ કરતા નાં," તે બોલી હતી અને મેં તેમ નહીં જ કર્યું.

"હું માહારી લાગણી કેમ દરશાંઉ? મને એક જાતની ઓખાર—એક જાતનું દીવાનાપણું—એક ઘેલચ્છા લાગુ પડી. અને પ્યારથી દીવાનો બનેલો હું પહેલોજ મર્દ નથી, ખુદ હેસ્ટર ઉપર દીવાનાં થનાર ઘણાંબી હતા.

"હું કહી શકતો નહી કે તે ખ્યાલ મને પહેલાં કેમ અને ક્યારે થયો. પણ મેં ધાર્યું કે હેસ્ટર જો છુટી હોય-તેનો ધણી નહી હોય, તો તે એટલી નાની અને નિરદોશ હતી કે માહારા પ્યારનાં જોર વડે હું તેણીને જીતીને માહારી બનાવી શકું. હું પૈસા-વાળો હતો, સારા પોઝીશન ઉપર હતો અને લોકો મને ખુબસુરત ધારતાં હતાં એટલે મારી શક્તિમાં મને પુર વિશ્વાસ હતો, અને જો કે તેણીને મારી પરવાહ હતી નહી છતાં, જો તે છુટી હોય તો તેણીને હું જીતી શકું એમ મેં સત્ય માન્યું.

"એક માણસમાં એકાએક સેતાન્યત ખસલત ઉભરી આવેલી તમે સાંભળી છે? માહારો હાલ તેવોજ હતો. તે વરબૈરી વચ્ચે સાધારણ વાત થતી બી હું સાંખી શકયો નહીં. તેનાં ધણીને હું ધીક્કારવા લાગ્યો-તે મરી જાય એવું મેં ઇચ્છયું. એ ખ્યાલ જ માત્ર ગુનાહભર્યો હતો, છતાં હેસટર માટેનાં પ્યારે હું એટલો દીવાનો બન્યો કે મને કશુંજ સુજયું નહિ. તે મરી જાય એવું ઈચ્છતાં જ તેને કેમ મારી નાખવો-તેની નડતર વચ્ચેથી કેમ દુર કરવી તેનાં હું ખ્યાલ કરવા પડયો.

"મેં ઘણો વિચાર કર્યો, હું તેને ત્યાં જતો, તેની સાથે ભોજન અને વાઇન લેતો, તેનો મીત્ર ગણાતો, જે બધો વખત તેને કેમ મારવો તેનો તાગડો રચી રહ્યો હતો.

"ઝેરનો ખ્યાલ મને કેમ થયો તે હું સમજી શકતો નથી, પણ એક દીવસ એકાએક તે ખ્યાલ મને થયો."

તે હોલમાં કાંઇ ધીમો અવાજ થયો જે મધર સુપીરીઅર સિવાય કોઇને સાંભળવામાં આવ્યો નહી. તેણીએ સીસટર ટેરીસાને ગભરાવલી ને ધ્રુજતી જોઈ મગર તે ચુપજ રહી.

"આરસેનીકનું ઝેર," તે મરતા માંણસનો એકરાર ચાલુ રહ્યો. "તે ઝેર અઠવાડયાંઓ સુધી હું મારા ખીસામાં લઇને ફરતો રહ્યો.

છેક લંડન જઇ હું તે આરસેનીક ખરીદી લાવ્યો હતો. જે પાપનું ગુનાહનું ગંભીર કામ હું કરતો હતો તેનો તો મને ખ્યાલજ થયો નહી, ફક્ત શી રીતે તેને તે ઝેર આપવું તેનોજ મેં તો વિચાર કર્યા કર્યો.

"આખરે તે વખત આવ્યો. એંગસ બ્લેરને ત્યાં તે રાત્રે એક ડીનર પારટી હતી જેમાંનો હું પણ એક મહેમાન હતો. ટેબલ ઉપર બધાં હસ્યા બોલ્યાં તે મને યાદ છે સિવાય હું. મેં તો બેસી રહી હેસ્ટરનો દુખી દર્દમંદ સુંદર ચેહરોજ નિહાળ્યા કર્યો. અને કયારે પેલાની નડતલ દુર કરૂં ને તેણીને માહારા હાથોમાં લઇ તેનું દુખ ભુલાવી તેણીને સદા હસ્તી અને ખુશાળ બનાવી શકુ તેનો ખ્યાલ કરતા પડયો.

"ડીનર પછી અમે ડ્રોઇંગ રૂમમાં ગયાં, જ્યાં કોફી આવી. મીસીસ બ્લેર ટેબલ આગળ આવી બેઠી. સર એલન ફ્લેચર પ્યાનો વગાડવા ઉઠયા. મી. બ્લેર, સર જોન હાર્ટ અને કેપટન જેમ્સ કનઝરવેટરી જે સામેજ હતી ત્યાં ગયા, સર એલન કોફી લેતા હતા નહી, અને હું હેસ્ટરને ચપકચપક તે કપસોસરમાં તેણીનાં સુદર હાથોથી કામ કરતા જોતો બેઠો.

"તેણીએ મને એક કપ કોફી બનાવી આપી. બીજું એક કપ બનાવી તે સર જોન હાર્ટ માટે લઇ ગઇ તેબી મેં જોયું. તે પોતાનાં ધણી માટે બી એમ જ એક કપ લઇ જશે એમ હું જાણતો હતો. અને હવે જ મેં માહારો લાગ જોયો. તેણી જ્યારે સર જોન હાર્ટ માટે તે કપ લઇ ગઈ, ત્યારે સર એલન પ્યાના ઉપર ધ્યાન લગાડી રહ્યો હતો, હું મારી કોફી હલાવામાં કેવોક ચકચુર હોવું તેવો ડોળ ઘાલતાં એક ખાલી કપમાં મેં ઘણુંજ થોડું આરસેનીક નાંખી દીધું."

તે બીમાર જાણે તે દેખાવ યાદ કરતો હોય તેમ ફાટેલે ડોળે એકાદ પળ અચકયો.

"તે ઘણું જોખમનું કામ હતું," તેણે આગળ ચલાવ્યું. "પણ હું જોઇ જ રહ્યો હતો. બીજાં બે કપ્સ તે ટ્રે માં ખાલી પડેલાં હતાં અને એ બધાંમાંથી કયા કપમાં તે કોફી રેડશે એ એક સવાલ હતો. મેં પહેલાંથી જ પ્લાન ઘડી રાખ્યો હતો કે એ ઝેર નાંખેલું કપ જો તે પોતાનાં વપડાશમાં લેશે તો કોઈબી બાહાણું કાઢી તેણીનાં હાથ-

માંથી તે કપ છટકાવી નાખી તોડી પાડશ. અંદરખાનેથી માહારૂં જીગર સેતાન્યત ખ્યાલોથી ધ્રુજી રહ્યું હતું જ્યારે ઉપરથી હું તમામ શાંત હતો.

" તેણીએ સર જોન હાર્ટને કોફી આપી આવતાં આવતાં પોતાનાં ધણી તરફ જોયું તે મેં મોટા તખ્તાની આરશીમાંથી જોઇ લીધું. તેણે પણ તેણી તરફ જોયું અને પછી તે પેલી કોફી વાળી ટ્રે આગળ પાછી આવી. હું તૈયાર જ હતો, તેણીને તપાસતો હું ખડો અને તડો જ બેઠો હતો, જો તે પોતે તે ઝેરનું કપ લેય તો તે છટકાવી નાખવા હું તૈયાર બેઠો. નસીબમાં બનવાનું હશે તે ઝેર ભેળેલું જ તે કપ તેણીએ પોતાની પાસે ખેંચ્યું અને તેમાં ચાંદીની કીટલીમાંથી તે કોફી અંદર રેડી.

" તેણીએ તે કોફી બનાવી અને તે કપ લઇ સીધી કનઝરવેટરીમાં ગઇ, મેં તેણીને કપ પોતાનાં ભરથાર આગળ ટીપાઇ ઉપર મુકતાં દીઠી. તે પાછી ડ્રોઇંગ રૂમમાં આવી, પોતાની કોફી લીધી, અને પછી તે ઓરડો છોડી ગઇ. મેં તેણીનાં ભરથારને તે ઝેર ભેળેલી કોફી પોતાનાં હોઠો તરફ લઇ જતાં દીઠો અને મેં ધાર્યું કે માહારૂં કામ પાર પડતું હતું.

" થો[illegible] જ પળમાં ત્યાં ગભરાટ થઇ રહ્યો. એનંગસ બ્લેર મોહતની પછાડ કરવા લાગ્યો ને બુમો પાડવા લાગ્યો. ઓ ખુદા મને હમણાં મી જાણે તેનાં પોકાર સમજાય છે. તેને તેનાં ઓરડામાં લઇ જવામાં આવ્યો તબીબી મદદ તુરત આવી લાગી, અને તેને આખેર થતો હું જોઇ રહ્યો. મગર હવે પછી જે બનવાનું હતું તેની જો મને ખબર તે તો આવું કરવા પહેલાં હું પોતે જ મરવાનું પસંદ કરતે."

---

## પ્રકરણ ૫૦

### " અંતે ધર્મો જય "

" શું થવાનું હતું તેનો તો મેં સ્વપને ખ્યાલ કર્યો નહી." [illegible]ટન ડગલાસે હવે ધીમાં પડતા સાદે જણાવ્યું. જો મને તેવું કાંઇ

ખબર હતે તો આવું કરવા પહેલાં હું પોતે મરવાનું બહેતર ગણુતે. વેલ, મેં કહ્યું તેમ એનગસ બ્લેર મરવા પડયો ને કાઇએ તેની મોહરદારને અંદરનાં રૂમમાંથી બોલાવી લાવવા તેની મેડને મોકલી.

"તે આવી. ઓ ખુદા તે ગભરાયલો બીધેલો ફીકકો નિરદોશ ચેહરો હું કદી ભુલીશ નહી. તે જ્યારે લંબાવેલા હાથો સહીત જેવી પોતાના ભરથાર આગળ દોડી આવી ત્યારે તે મરતા માણસે તેણી તરફ આંગળી ટાંકી અને તે બોલ્યો. "આ તાહારૂં કામ છે, હું કુતરાંને મોહતે મરૂં છું ને તેંજ મને ઝેર દઇ મારી નાખ્યો છે. એજ મારે માટે કોશી લાવી ને હું હવે મરૂં છું."

"મને એકદમ મન થયું કે પોકારીને કહેવું કે તે તદન નિરદોશ હતી અને એ કામ તો માહારૂં હતું, મગર હું એકાએક ચુપ થઈ ઉભો. મેં ધાર્યું કે કદાપી આ બીનાથી જ હું તેણીને મારા પાવરમાં લઈ શકીશ અને જીતીશ.

"મેં ખરા ભય કે જોખમનો તો ખ્યાલ જ કર્યો નહી. મેં તો ધાર્યું કે સેજ જેટલી મુસીબતમાં એ બધો બનાવ વહી જશે હું તેણીનાં મીત્ર દાખલ તેણીને બાજુમાં ખડો રહીશ, ને તે પોતાનાં દુખમાં મારી તરફ ફરશે અને એ રીતે હું તેણીને જીતીશ.

"મગર ઘણું નહી ધારેલું બની ગયું. સૌથી ત્રાસ પમાડનારૂં તો એ હતું કે આરસેનીક ઝેરનું પાકીત હેરટરની ડ્રેસીંગ ટેબલનાં ખાનગી ખાનાંમાંથી મળી આવ્યું. જેમાંથી સેજ વપરાસમાં લીધેલું હોય તેમ ઓછું થયું હતું.

"હવે કહેવાનું થોડું છે. તે કે જે મને માહારા જાનથી જ્યાદા હતી તેને તેનાં જીવનાં તપાસ અર્થે ઉભેલી મેં કોર્ટમાં જોઇ, બંદીખાને જોઇ. તે નિરદોશ ફીરેસ્તા જેવી છોકરીનું પવિત્ર નામ મેં ગુનેહગાર બનતાં સમજ્યું. અરે ખુદા તે ફાંસીએ ચઢતે તો? તો કસમ ઉપર કહુંછ કે જો તેણીને ગીલ્ટી ઠેરવવામાં આવતે તો હું જરૂર જ જાહેર થઈ બધું કબુલ કરતે, અને તેણીને બચાવી લેતે, મગર વરડીકટ "નોટ પ્રુવન" પુરવાર નહી થએલું એવું આવ્યું.

"તે અંતે છુટી હતી એ ખ્યાલથી હું હરખાઇ ગયો. તેણીનાં દુખમાં હું ખડો રહ્યો એક મીત્રની ગરજ રાખી તેથી તે મહારી ઉપર બહુ મહેરબાન થઈ. મગર માહારી માગણી બહુ નરમાશથી છતાં બહુ જ મક્કમતાથી નાં પાડી રે ખુદા મેં તે પાપી કર્મ કર્યું પણ ફોકટમાં જ ગયું. જેને ખાતર કર્યું તે તો મને મળી નહી. મગર મેં હીંમત છોડી નહી. મેં ધાર્યું કે હજી તેણીનો શોક તાજો હતો એટલે બજીદ થવું ફોકટ હતું એમ છતાં ફરીથી મળતાં જ હું તેણીને જીતીશ એવો મેં ઠરાવ કર્યો. પણ ફરી હું તેણીને મળ્યોજ નહી. તે અમેરીકા જવા ઉપડી. એના માલકમનાં નામે, એમ જાહેર થયું કે જ્યારે તે સ્ટીમર આખી ડુબી ગઇ અને ડુબી મરેલાં પેસેનજરોનાં નામમાં એની માલકમનું પણ નામ હતું. યાહ ખુદા પ્યારને ખાતરબી કોઇએ આવું પાપી કર્મ કર્યું નહી હશે, મેં તે કીધું પણ તેનો બદલો મને નિરાશીમાંજ મળ્યો.

"વધુ કહેવાનું કાંઇ નથી. મને બેહસ્તની બી આશા નથી. હેસ્ટરને પેલી માનોઈ જેહનમાં લખવાની બી આશા નથી. તે તો પાક પવિત્ર એક ફિરેસ્તા મીસાલ બહેસ્તમાં ગઇ, હું માહારા પાપી કર્મ અને ડાઘેલ દીલ સાથે ત્યારે તેવી એકને મળી શકવાનો જ કેમ હતો? એક વાતની મને નિરાંત થશે. કે હેસ્ટરનું નામ તો હું ચોખ્ખું કરી શકયો. સુતાં કે ઉઠતાં બસ એંગસ બ્લેર મને પેલી દુન્યામાંથી આવી કહ્યા કરે છે કે–" મેં તેણીને ખોટીજ બદનામ કરી. તેનાં નામ ઉપરનો કલંક દુર કર–તેની નિરદોશતા પુરવાર કર." અને તેથી હું તમો લોકને અરજ કરૂંછ કે માહારૂં આ કનફેશન જાહેર કરજો અને હેસ્ટરનું નિરદોશપણું દુન્યાને જાણવા દેજો."

તે હવે બોલતો ચુપ થયો. પાદરીએ બંદગીનાં કાંઇ શબ્દો બબડવા માંડયાં. અને મધર સુપીરીઅર ઉઠી બાજુએ મુઠણે પડેલી સીસટર ટેરીસા આગળ ગઈ. તેણીએ નરમાશથી તેનાં ખભાં ઉપર પોતાનો હાથ મુકયો.

"માઈ ડીયર," તે વડી જોગણ બોલી. "ખુદાએ રસ્તો મોકળો કરી આપ્યો છે—કુદરત મદદે આવી છે."

તે મધુર આંખો તેની તરફ ઉપકારમાં ઉંચકાંઇ.

"તમે તમારે હવે અહીંથી આરામ કરવા જાઓ સીસટર ટેરીસા" મધરે મોટે સાદે તેવામાં કહ્યું, અને ખુદાનો આભાર માનતી તે તુરત તાબે થઇ.

"માહારો ગુનાહ શું બહુ મોટો કહેવાય ?" મરતા આરચીએ પુછ્યું.

"ઘણોજ." તે પાદરીએ નરમીથી કહ્યું. "એક ખોટો પ્યાર, અદેખાઇ, ધીક્કાર અને ખુન એ ઉપરાંત એક નિરદોશ છોકરીને ગુનેહગાર ઠરતી જોયા કરવી. એનાં કરતાં મોટો ગુનાહ બીજો કયો કહેવાય ? બંદગી કર બેટા અને તાહારાં કાળાં કર્તુકનો પસ્તાવો કર."

"બધે જાહેર કરજો--હેસ્ટરનું નિરદોશપણું દુન્યાને દેખાડજો." તે હવે છેક જ દબાઇ જતા દમથી બોલ્યો, અને તે ઉતારી લીધેલાં લખાંણ ઉપર તેણે પોતાની સહી કરી.

સવારનાં છ વાગ્યાને સુમારે, જ્યારે પક્ષીઓ પોતાનાં હુંફાળાં માળામાંથી બાહેર આવતાં હતાં ત્યારે કેપટન આરચી ડગલાસ મરણ પામ્યો.

---

## પ્રકરણ ૫૧

### "હેસ્ટર બ્લેર નિરદોશ છે"

દરેકે દરેક ન્યુસ પેપરોમાં, ગામે ગામ ને શહેરે શહેર આ ફકરો વંચાતો હતો.

"અજબ જેવો એકરાર-હેસ્ટર બ્લેર નિરદોશ છે." અને પછી કેપટન આરચી ડગલાસની સહી સાથે તેનું એક એકરારનામું લખી લેવામાં આવ્યું છે એવી વિગતનું બારીક બીના સાથે દુન્યા સનમુખ જાહેર કરવામાં આવ્યું કે જેથી હેસ્ટર બ્લેરનું પવિત્ર નામ ફરી એકવાર નિરદાશ ગણાયું અને ખરો ખુની લોકો જાંણી શક્યાં.

લોકે લોક તાજુબ થયું. તે પાવત્ર પુતળીનો મધુર નિરદોશ ચેહરો જોવા છતાં જેઓએ તેને ગુનેહગાર ધારી હતી તેઓ પસ્તાવાથી અડધાં થઇ ગયાં અને તેમાં તેણીનો ભરથાર લોર્ડ આરડન પણ હતો.

તે ગભરાઈ ગયો. તેનાંથી એ બીનાં કે તે હેસ્ટર હતી તે છુપાડવાના ગુનાહ સિવાય તેણે માની લીધું હતું તેવા પાપથી તે નિરાળી હતી એ વાત વાંચતાં તે જેટલો ખુશી થયો તેટલો હબતાઇ જ ગયો.

તેણીની દયામણી કહાંણી, તેની દુખી પરણેલી જીંદગી, આ ફાની તોફાની દુન્યાની હાડમારી અને સંકટ એ બધું જે તેણીએ વેઠયું હતું તેનો ખ્યાલ કરતાં તેનું જીગર પીગળી ગયું, તે નિરદોશ હતી જ્યારે તેણે તેણીને દોશીત માની હતી.

હવે કેમ કરવું? જેમ આ ખરા ખુનીનો એકરાર અને હેસ્ટરનો ઇન્સાફ ઘણો દેરીથી આવતો હતો, એ જ રીતે, તેણે જોયું કે કાઇમી કરવું પોતાનાં બાબમાં પણ બહુ અસુરૂં જ લેખાય.

તે પળે પળ તેણીને યાદ કરતો હતો. તેની સુંદરતા, તેનો નરમ માયાળુ ખવાસ અને તેણીનું તેને માટેનું જોરાવર પવિત્ર હેત. લોકો સવાલ કરતાં ડરતાં હતાં કે લેડી આરડન કયાં છે, પણ એમ જાહેર થયું હતું કે પોતાની તબીયત અર્થે લેડી આરડન હાલ ઇટલી "રેસ્ટ" લેતી હતી.

લોર્ડ આરડન ઘણો જ હડબડી ગયો, તે પ્રમાંણીક અને શુદ્ધો હતો. અને જે ગેરઇન્સાફ તેણે પોતાની બ્લુ આંખોવાળી મીઠી મોહરદારને કર્યો હતો તેથી તેનાં પસ્તાવાનો પાર રહ્યો નહી. તેણીને કયાં શોધવી, શી રીતે તેણીની માફી ચાહાવી એ બધા ખ્યાલમાં રાત દીવસ તે પોતાનું માથું કસી રહ્યો હતો.

અંતે છેક જ પોતાનાં દુખી ખ્યાલોથી હેરાંન થએલો તેણે વિચાર કર્યો કે જ્યાં કેપટન ડગલાસ મરણ પામ્યો હતો તે હોસ-પીટલમાં જવું, તે પાદરીને અને તે સીસટરોને મળવું અને પોતાની મોહરદારની નિરદોશતાની કહાંણી તેઓને મોઢે સાંભળી કાંઇક રાહેત મેળવવી અને તે મુજબ તે ગયો.

તે ગયો. અને ફાધર યુસટેસને મળ્યો, ને બોલેબોલ તે મરનારનો એકરાર જાણવા માંગ્યો. તે પાદરીએ તે મુજબ કર્યું.

"તમે તે છોકરી માટે શું ધારેલું?"

"મેં તેણીને પહેલાંથી જ નિરદોશ માનેલી." રેવરંન્ડ ફાધર

ચુસટેસે ભાર દઇ જણાવ્યું. " પુરાવા કશા જ નહાતા. અને હવે જ્યારે આ બીનાં જાહેર થાય છે ત્યારે શક કશોજ નથી. તે બાપડી એક ફીરેસ્તા જેવીજ નિરદોશ ને અપજશ પામેલી બેહસ્ત પામી. દીલગીરી એટલીજ છે કે પોતાનાં નામ ઉપર કંલક લઇને જ તે મરી. તેણીને ઈન્સાફ મળેછ ને નામ પવિત્ર થાય છે ત્યારે અફસોસ કે તે જોવા તે બાપડી જીવતી નથી."

લોર્ડ આરડન ખરી બીનાં જણાવી દેતાં સેજમાં વખતસર ચુપ થઇ ગયો.

" જે સીસટરો તે વખતે હાજર હતી તેઓને બી મળવા મને ગમશે," તેણે કહ્યું.

" તમે કોનવેન્ટમાં જશો તો મધર સુપીરીઅર તમને જરૂર મળશે ને ઘટતું કરશે." તેણે કહ્યું. " મને આજે બીજી ઘણી રોકાંણ છે નહી તો હું જ તમારી સાથે આવતે." અને એટલું કહી તે અજબ થતો ચાલ્યો ગયો કે અર્લ ઓફ આરડનને કેપટન ડગલાસ સાથે શું સંબધ હશે?

" તાહારી નિરદોશતાનાં પુરાવા સહીત મારી આગળ આવશે તો હું તને માફ કરીશ." એ તેનાં શબ્દો હતા. અને જ્યારે તે નિરદોશતા આખી દુન્યા સનમુખ જાહેર હતી ત્યારે તે બાપડી પોતેજ તેની આગળ હતી નહી. તે વિચારવંત તે કોનવેન્ટનાં નાનાં પારલરમાં બેઠો કે જ્યાં થોડાજ દીવસ આગલજ તેની કમનસીબ મોહરદારે તે ખાતાંની વડી જોગણ આગળ પોતાની સર્વ વાતો રડી કહી હતી.

મધર સુપીરીઅરનો ફીરેસ્તાઇ ખુબસુરતી સાથનો મક્કમ હોઠો-વાળો ચેહરો જોતાં જ તેને એક જાતનો કરાર લાગ્યો.

તેણે નિચે સુધી નમીને તેણીનાં હાથમાં પોતાનો કાર્ડ આપ્યો અને તે વાંચતાં, હેસ્ટરની સઘળી બીનાંથી વાકેફ હોવાથી તે ચોકી.

" લોર્ડ આરડન?" તેણી બોલી.

" હું જે માંણસ હેસ્ટર બ્લેરની નિરદોશતાનો એકરાર કરી તમારી હોસ્પીટલમાં મરી ગયો તે બાબદની બારીક બીનાં જાંણવાણ આવેલો છું મેડમ." અને તે કાંએ એમ ફીક્કી પડી અને તે મધુરી આંખો શા કારણસર આશુંએ ભરાઇ ગઈ તે સમજી શકયો નહી.

---

# પ્રકરણ પર

## સુખી સેવટ

" શું છે મેડમ ? " લોર્ડ આરડને પુછ્યું. " તમારી તબીયત ઠીક નથી ? હું ચાલી જાંઉ ? કોઇ બીજી વખતે આંઉ ? "

" નહી જી, બેસો " મધર મોનીકાએ કહ્યું.

" મેં ફાધર યુસટેસ તરફથી વિગત મેળવી છે. " લોર્ડ આરડને કહ્યું. " મને હવે તમો કાંઇ વધુ કહી શકશો મેડમ ? "

તેણીએ બોલેબોલ કહ્યો. ખાસ કરી બાપને ખાતર ભોગ આપી પરણેલી તે છોકરીના દુખી પરણ્યા સંસાર અને ત્યાર પછીથી થએલા ગેરઇન્સાફ ઉપર તેણીએ બહુ ભાર મુકયો.

એક કેળવાયલી ભલી અને પવિત્ર બાનુનાં હોઠોમાંથી બાહેર પડતી તે કહાંણી સાંભળતાં તે હેસ્ટર બ્લેરને કાંઇ જુદી જ લાઇટમાં જોઇ રહ્યો. તેણીની પવિત્રતા, તેણીનું નિરદોશપણું તેણીની સહનશીલતા એ બધાંનો તેને ખ્યાલ આવ્યો. તે અમુલ્ય રત્નની કિમત તે હવે જ આંકી શકયો.

" તમો, આ કનફેશન સાંભળતે નહી, " લોર્ડ આરડને તે કહાંણી પુરી થતાં પુછ્યું " તે છતા કોઇબી ચીજ તમોને હેસ્ટર બ્લેરને દોશીત માનવા લલચાવતે મેડમ ? "

" નહી " તેણી જુસ્સાથી બોલી, "કદી જ નહી, હેસ્ટર બ્લેરને મેં પહેલાંથી જ નિરદોશ માની છે."

" મોટા ખુદા " તેણે મનથી વમાસ્યું, " હું ખરેખર જ તેણી ઉપર શક લઈ જવામાં બેવકુફ બન્યો હતો. "

પેલી તરફ તે મધર વિચારમાં પડી. શું કરવું ? તેને જણાવી દેવું કે નહી કે તેની મહોરદાર અત્યારે ત્યાંજ હતી.

" મેં બધી વિગત તમને કહી છે. હવે એકજ શાક્ષી બાકી છે, " તે બોલી. " સીસટર ટેરીસા પણ તે કનફેશન વેળાએ હાજર હતાં, હું તેવણને તમારી આગળ મોકલું લોર્ડ આરડન ? "

" એટલી મેહરબાની કરો તો ઘણું સારૂં, " તે માનથી બોલ્યો. તે જવાબમાં સેજ ડોકું નમાવી ચાલી ગઇ.

" ખુદા એનું કામ કર્યો જશે, " તે બબડી અને બાળકોનાં વોર્ડમાંથી સીસટર ટેરીસાને તે શોધી કાઢી શકી.

" સીસટર ટેરીસા, " તે બોલી. " તમે જરા પારલરમાં જશો ? હોસપીટલનાં પેલા કનફેશનવાળા કેસની વિગત કોઇ જાણુવા આવેલું છે."

તે ત્યાં કોણુને મળવાની હતી તેનાં એકપણુ ખ્યાલ વગર તે ગઈ.

તેણે તેણીને છેલ્લે, દુખી, રડતી ને ટવળતી કાલાવાલા કરતી જોઇ હતી. તે પછી તેણીને વધુ ખુબસુરત બનેલી, દમામદાર, ઠરેલ શાંત અને મક્કમ જોઇ રહ્યો. છેલ્લી વાર જોયલી ત્યારે તે રાજવંશી ઠઠેરામાં સજજ થએલી, હીરા અને મોતીમાં મઢાયલી હતી, હમણાં તેણી સાદા કાળાં કપડામાં પોતાની ફીરેસ્તાઇ ખુબસુરતી વચ્ચે દીપી રહી હતી. જ્યાં એક વાર હીરાનો હાર લટકતો જોવાતો હતો ત્યાં હાલ કાળી રીબનમાં પરોવાયલો એક ક્રોસ તેણીની છાતી ઉપર પડેલો હતો.

તે નિચી નમાવેલી આંખો સહીત તે રૂમમાં દાખલ થઇ હતી. એટલે તેણીએ તેને નહી જોયો, મગર તેણે તેણીને જોઇ, અને અજાયબીનાં એક પોકાર સહીત તેણે બુમ પાડી.

" એલીસ ? હેસ્ટર ? ગ્રેટ હેવન્સ તું શું એલીસ જ છે ? "

તે એક અજાયબી હતી કે તેણી તેનો અવાજ સાંભળી બેહોશ તુટી પડી નહી.

" તું શું એલીસ છે ? હેસ્ટર—માહારી વાઇફ ? હેસ્ટર બ્લેર ? "

" હા, " તે અંતે બોલી અને તે અવાજ દુખથી દબાયલો અને ધીમો હતો " હા હું જ તે સઉથી કમનસીબ અબળા છું "

" તું અહીં રહેલી છે ? "

" હા તમે કાઢી ત્યારની હું આ પવિત્ર મકાનમાં, ભલી જોગણોને આશરે છું " તેણીએ કહ્યું.

" હું માફી માગવા આવ્યોછ એલીસ " તેણે કહ્યું. " ઓ એલીસ મને માફ કર "

" તમે ઘણાં ઘાતકી થયા હતા. " તે બબડી, " તમે મારૂં કહેલું માન્યું નહી. "

" હા, પણ મને માફ કર, ઓ એલીસ તે વેળાએ હું દીવાનો જ થઇ ગએલો હોવશ ને હવે મારા પસ્તાવાનો પાર નથી, હું જોવુંછ કે તું કેટલી નિરદોશ છે. ને હું અજબ થાંઉછ કે હમણાં જે હું તાહારે માટે ધારૂંછ તે જ મેં તે વેળા માહારાં ઘડીભરનાં દીવાનાં-પણામાં કેમ જોયું ને માન્યું નહી. એલીસ માહારી વાઇફ, માહારી પોતાની મોહરદાર દયા કર ને માફ કર. મને હા કહે ને હમણાં જ મારી સાથે આપણે ઘેર ચાલ "

તેણીએ પોતાનો એક હાથ તેની તરફ લંબાવ્યો.

" હું તમને માફ કરૂંછ, " તે બોલી " ને મેં તમને છેતર્યા તે માટે તમારીબી માફી ચાહુંછ, હું સંતોશ પામી છું, હું સુખી છું પણ તમારી સાથે હું કદાબી ઘેર આવીશ કે નહી તે માટે માહારી ખાતરી નથી. માહારૂં દીલ તુટી ગયું છે, મંદ પડી ગયું છે. દુન્યાની મોહમાયા ઉપર માહારૂં મન લાગતું નથી. ઓ લીઓ, તમે આજની મુલાકાતથી મને સુખી કરી છે તો હું માંગી લેઉંછ કે મને થોડા દહાડાનો વખત આપો, વિચાર કરવા દો ને પછી હું તમને જણાવીશ કે માહારો શું ઇરાદો છે. "

તેને સંતોશ માનવોજ પડયો. તે સુખ અને દુખના ભેગી લાગણીઓ સહીત એ પછી ચાલ્યો ગયો.

તે રાત્રે તે નિરદોશ ખુબસુરત ચેહરાને સુખમાં ઠરેલો જોઇ, તે રાતા હોઠો ઉપર મલકાટનું હસવું પથરાયલું જોઇ, તે આંખો તારા મીસાળ ચળકતી જોઇ તે વડી જોગણે કહ્યું.

" માઇ ડીયર, કોનવેન્ટ દુખી અને નિરાધાર અબળાઓનું રહેઠાણ છે અને નહી કે સુખી મોહરદારોનું. આજને આજ તાહારા ધણી ઉપર લખ ને તેને ત્યાં જઇ અમારા આશીષ સાથે સુખી થા."

અને કહેવાની જરૂર છે કે તેણીએ તુરત લખ્યું.

*　　　*　　　*

દુન્યાએ ખુલ્લે હાથે લેડી આરડનને આવકાર આપ્યો ને આટલી વાર ક્યાં ભરાઇ રહી હતી એમ ઘણાંકોએ મશ્કેરી કરી પણ બસ

એટલુંજ. તે સુંદર ચેહરાનો પવિત્ર છાપ જોતાં કોઇએ જયાદા પુછવાની હિમતજ કરી નહી. ને તેમ કરવાની જરૂર બી પણ નહોતી. જે તેણીને જોતાં તે ચાહાતાં, અને ચાહતાં તે માન અને વખાંણથી જ તેણીને પુંજતાં.

લોર્ડ આરડનનો પસ્તાવો ખરો અને ખરાં દીલનો હતો. તે તેણીનો પડયો બોલ ઉપાડી લેતો, અને ગોયા તેને માટેજ જીવતો હોય તેમ લાગ્યું.

એક દીવસ તે વિચારવંત બારી આગળ ઉભી હતી ત્યાં તે ગયો અને તેની આગળ ગુડણે પડયો.

" એલીસ, " તેણે કહ્યું. " આપણે આજે એક શરત કર્યે. બોલ હું બોલાવું તેમ બોલ."

" શું " તેણીએ મીઠું હસીને પુછ્યું.

" બોલ ગુડબાય હેસ્ટર બ્લેર. "

આશુંઓથી આંધળી થતી આંખોએ તેણી બોલી.

" અને ગુડબાય હેસ્ટર બ્લેરને લગતી જરાએ જરા યાદને. "

તે દેગબી બોલી. અને ત્યાર પછાથી હેસ્ટર બ્લેરનું નામ તેઓ વચ્ચે હંમેશનું ભુલાઇ ગયું.

તે હાલ સુખી છે. ઘણી સુખી. સુંદર બાળકો તે મહેલ સરીખું મકાન ગજાવી રહ્યાં છે. લોકો તે માનવંત લેડી આરડનને હજીબી ચાહે છે, તેનો ધણી તો ગોયા તેને પુંજીજ રહ્યો છે. છતાં લેડી આરડન તે ભેદ ઉકળાવી કે સમજી શકતી નથી કે નિરદોશોને શા માટે આ દુન્યામાં સહન કરવું પડતું હશે ?

સમાપ્ત

---

કે. વાડયા—ઝવેરી—પ્રાન્ટરોડ. Ph: 42483.